# સ્તીમ એનજીનનું વર્ણન,

તથા

# ઇજનેરનો સાથી.



બનાવનાર,

દીનશાહ શાપુરજી.



મુંબઇ:
ઈ૦ સ૦ ૧૮૮૯.



કીંમત રૂ. ૪.

TO

# Framji Dinshawji Petit Esqr., J. P.

IN TOKEN OF

THE

**APPRECIATION OF THE DEEP INTEREST**

HE FEELS IN THE ADVANCEMENT OF INTELLECTUAL PROGRESS, AND THE LIBERAL SUPPORT HE HAS EXTENDED TOWARDS FURTHERING THIS WORK WITH HIS HEREDITARY CHARACTERISTIC OF BENEVOLENCE,

THIS VOLUME

IS DEDICATED

*BY THE AUTHOR.*

*Bombay, March* 1889.

શેઠ ફરામજી દીનશાજી પીટીટ, જે. પી.

એઓ

કેળવણીના વધારાને માટે જે હીત ધરાવેછે

અને

એઓની પરોપકાર બુધ્ધીનાં બાપીકા લક્ષણથી આ પુસ્તકને

જે

સારો આશરો

એઓએ આપ્યોછે તેનાં માન માટે

આ પુસ્તક

તેના રચનારે એઓને

અર્પણ કર્યુંછે.

મુંબઇ, માર્ચ ૧૮૮૯.

# દીબાચો.

પશ્ચીમ દેશોના હુનરો જે અંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી ધીમે ધીમે હીંદુસ્તાનમાં દાખલ કરવામાં આવ્યા છે અને જેમાં દહાડે દહાડે સુધારો અને વધારો થતો ચાલેલો છે તેમાં મુખ્ય હુનર કારખાનાંઓને લગતો છે. ફકત સુતર કાંતવાનો અને વણવાનો હુનર આપણા મુંબઇ શહેરમાં આજે એટલી હદ સુધી વધી ગયોછે કે તેને "ઇંદીયાનું મૅનચેસ્તર" એવું નામ આપવામાં આવ્યું છે. તે સીવાય રૂના પ્રેસો અને જીનનાં કારખાનાંઓ, આટાની અને તેલની મીલો, અને તેવાં બીજાં તરેહવાર ઉપયોગી કારખાનાંઓ મુંબઇમાં તેમજ આખાં હીંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવેછે. એ બધાં કારખાનાંઓ સ્તીમ એનજીનની મદદ વગર કદી પણ હાલની સ્થીતીએ પહોંચી શકતે નહીં.

અંગ્રેજોની દોલત અને સુધારો જે એક સદીની વાત ઉપર નબળી હાલતમાં હતાં તે સ્તીમ એનજીનની મદદથી હાલની ચઢતી સ્થીતીએ પહોંચવા પાંમ્યાં છે. લોકોની અભણ અને જંગલી સ્થીતીમાં, પૈસાવાલા વર્ગને જોઇતી જીંદગીની જરૂરીયાતો ગરીબ વર્ગની હાથની મહેનતથી ચાલતાં કારખાનાંઓમાં પેદા થઇ શકતી હતી, અને તેથી તે વસ્તુઓની કીમત મોંઘી હોવાને લીધે તેનો ખપ થોડો થતો હતો, અને વચલે વાંધેના લોકો તેના ઉપયોગનો ફાયદો મેલવી શકતા ના હતા; પણ પાછલથી જ્યારે સ્તીમ એનજીનની મદદથી કારખાનાંએ ચલાવવામાં આવ્યાં ત્યારે તે વસ્તુઓ મોટા જથ્થામાં તૈયાર થવા લાગી અને વધારે સસ્તી હોવાને લીધે તેનો ખપ વધ્યો, વચલે વાંધેનાં લોકો અને ગરીબ મજુરો પણ ધીમે ધીમે તેનો ઉપયોગ કરવા લાગ્યા અને

એવી રીતે દેશની હાલત સુધરતી ચાલી. કેટલાક માણસોની જીંદગીની જરૂરીયાતો જોઇએ તે કરતાં વધારે ફાલતુ પડવાને લીધે પોતાનાં ગુજરાણ સારૂ મજુરી કરવાની તેઓની ફરજ બંધ પડતી ગઇ અને ધીમે ધીમે તેઓ હાથની મજુરી કરવાની પડતી મુકીને મનની કેલવણી ઉપર ધ્યાન આપવા લાગ્યા. દેશની શરીર શકતી સાથે મન શકતી પણ ખીલવા લાગી, બુધ્ધી બળ વધતું ચાલ્યું, લોકોની લાગણી અને રીતભાતમાં સુધારો થતો ચાલ્યો, અને કેલવણી તેમજ દોલતનો ફેલાવો થયો. એ સઘલું પરિણામ જે સ્તીમ એનજીનની મદદથી નીપજ્યું છે તે એક વીચારવાલા માણસને માટે કાંઇ થોડું ધ્યાન ખેંચનારૂં અને ઓછી અગત્યનું નથી. સ્તીમ એનજીનની મદદથી ચાલતા કારખાનાંઓની બાબતમાં હીંદુસ્તાનનાં સઘળાં શહેરોમાં મુંબઈ શહેર આગેવાની લેછે. સેંકડો માણસો તેથી ઉધ્યોગે લાગ્યા છે, અને ઘણાંએકો સ્તીમ એનજીનનાં અભ્યાસી થયાછે. એમાં એક ધ્યાનમાં લેવા જોગ બાબત એ છે કે સ્તીમ એનજીનમાં કામ કરવાને માટે શરીર શકતી અને જુસ્સો, હિંમત અને હાથનું કઉઅત એ ઘણાંજ અગત્યનાં તત્વો છે.

આપણા દેશી એનજીનીયરો અને એનજીનીયરનું કામ શીખવાને ઇચ્છતા જુવાન અભ્યાસીઓનો મોટો ભાગ યુનીવરસીટીની પરીક્ષા આપવા પુરતી કેલવણી પામેલા હોતા નથી અને તેથી કરીને તેઓને જે ચોપડીની અવસ્યક અગત પડેછે તે ચોપડીઓ અંગ્રેજી ભાષામાં લખેલી હોવાને લીધે તેનો પુરતો ઉપ્યોગ તેઓથી થઇ શકતો નથી એવો રચનારનો અનુભવ હોવાથી આ ચોપડી તે પોતાના એનજીનીયર બાઇઓની સેવામાં ધરેછે.

આ ચોપડીમાં 'રીદસ એનજીનીયરીંગ હેંદ બુક'ના સ્તીમ એનજીનને લગતા સઘલા હીસાબના દાખલાઓ અને મુંબઈ સરકારના સને ૧૮૭૩ના (બૉઈલર ઈસ્પેકશન) ઍકત નં. ૫ ની ૧૭મી કલમ

પ્રમાણે લેવાતી એનજીનીયરોની સેકંદ અને થર્દ કલાસની પરીક્ષાના સઘલા સવાલના જવાબો સમાવેલા છે (પ્રકરણ ૧૩ થી ૧૫ જોવો.)

આ ચોપડીની મદદથી સાધારણ અંગ્રેજી લખતા વાંચતા પુરતું જ્ઞાન ધરાવનારા ફીતર અને તરનરોને પણ થર્દ અને સેકંદ કલાસની એનજીનીયરની પરીક્ષા આપવાને બની શકશે. જોકે 'રીદસ એનજીનીયરીંગ હૅંદ બુક'માં સ્તીમ એનજીનના હીસાબના સઘલા દાખલાઓની રીત કરી બતાવેલી છે તે છતાં અંગ્રેજી ભાષામાં સમજણ ઘણી ટુંકમાં આપેલી હોવાને લીધે શીખાઉ છોકરાઓને તે સમજ પડી શકતી નથી. આ ચોપડીમાં તે સઘલી રીતો ખુલ્લી કરીને દેખાડેલી છે.

પ્રકરણ ૧ થી ૧૧ સુધીમાં સ્તીમ એનજીનની તવારીખ અને તેનું બારીક વર્ણન આપેલું છે, જે ફકત એનજીનીયરોનેજ ઘણું ઉપયોગી છે એટલુંજ નહીં, પણ શોકીન વાંચનારાઓને બી તે વર્ણન ઘણું મનોરંજક અને જ્ઞાન આપનારૂં થઈ પડે એવું છે.

પ્રકરણ ૧૨ માં 'ઈંદીકેતર' અને 'દાયગ્રામો'નું વીગતવારે વર્ણન કીધેલું છે.

આ ચોપડીમાં ભાષા ઘણી સહેલી અને ગોઠવણ ઘણી સાદી રાખેલી છે, કે જેથી તે દરેક નવા માણસને સહેલાઇથી સમજ પડી શકે. સ્તીમ એનજીનના ભાગો અને તેને લગતા શબ્દો અંગ્રેજી રાખેલા છે, કારણ તેનો ગુજરાતીમાં તરજુમો કીધાથી તે ધ્યાનમાં ઉતરી શકે એવું નથી.

ભાષા ઘણી સહેલી છે તેથી કરીને કારખાનાંના માલેકોને પણ એ વાંચીને પોતાના એનજીનની જોઈતી સંભાલ લેવાને અને અભણ માણસોથી થતું એનજીનનું નુકસાન અટકાવવાને બની શકે એવું છે.

રચનાર એવી આશા રાખે છે કે કેલવણીને ઉત્તેજન આપનારા સદગૃહસ્થો, કારખાનાંના માલેકો, એનજીનીયરો, ફીતર, તરનર અને

બીજા કામદારો અને શીખાઉ અભ્યાસીઓ તરફથી આ ચોપડીને સારો આશરો મલશે.

આ ચોપડી રચવામાં કેટલીએક સ્તીમ એનજીન વીષે લખેલી અંગ્રેજી ચોપડીઓની મદદ લીધેલી છે જે માટે તેના બનાવનારાઓનો, આગલથી ઘરાક થનારા સદગૃહસ્થોનો અને મુખ્યત્વે કરીને મારા મહેરબાન મીત્ર **શેઠ અરદેશરજી સોરાબજી દસ્તુર કામદીન** જેઓએ આ ચોપડી પ્રગટ કરવાને માટે ઘણી ઇંતેજારીથી મદદ આપી છે તેઓનો હમો મોટો ઉપકાર માનીને સમાપ્ત કરીએ છીએ.

આ ચોપડીમાં કોઈ ઠેકાણે ભુલચુક થઈ હોય તો વાંચનારા સાહેબોએ મહેરબાનીની રાહે ક્ષમા કરવી.

મુંબઇ, માર્ચ ૧૮૮૫.

**દી. શા. ઈ.**

રચનાર.

# સાંકળીયું.



## પ્રકરણ ૧ લું.

### ગરમી.



## પ્રકરણ ૨ જું.

### સ્તીમ (વરાળ) અને ઍતમસ્ફીઅર (વાતાવરણ).



## પ્રકરણ ૩ જું.

### વર્ક (કામ) અને મીકેનીકલ પાવરો (સાદાં યંત્રો).

# પ્રકરણ ૪ થું.

## સ્તીમ એનજીન.



# પ્રકરણ ૫ મું.

## મરીન (દરીઆઈ ખાતાંનાં) એનજીનો.



# પ્રકરણ ૬ ઠું.

## લૅંદ (જમીનપર વપરાતાં) એનજીનો.

## પ્રકરણ ૭ મું.

### સ્લાઇદ અને બીજા વાલ્વો.



## પ્રકરણ ૮ મું.

### બીજા વાલ્વો.



## પ્રકરણ ૯ મું.

### બૉઈલર અને તેની ઉપર કીધેલું જોડકામ.

# પ્રકરણ ૧૦ મું.

## બૉઇલરમાં બંધાતો ખાર.



# પ્રકરણ ૧૧ મું.

## બૉઇલર ફુટવાનાં કારણો.



# પ્રકરણ ૧૨ મું.

# પ્રકરણ ૧૩ મું.

## હીસાબના દાખલાઓ.



# પ્રકરણ ૧૪ મું.

## સ્તીમ એનજીનને લગતા દાખલાઓ.

## પ્રકરણ ૧૫ મું.

# શુધ્ધી પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૨૭ | ૬૫૦૦ | ૬૫૦ |
| ૪૯ | ૭ | તે | તેનો પીસતન |
| ૫૬ | ૨૭ | ૦હીવ | ૦હીલ |
| ૫૬-૫૭ | ૧ | શાકૂજેંની | શાકૂતની |
| ૭૩ | ૧૩ | કૅાકે | કૅાકા |
| ૯૯ | ૭ | ૩/૩ | ૧/૩ |
| ૧૩૧ | ૨૦ | નં૦ ૭૨ તથા ૭૩ | નં૦ ૭૧ તથા ૭૨ |
| ૧૩૩ | ૧૦ | નં૦ ૭૩ તથા ૭૪ | નં૦ ૭૫ તથા ૭૬ |
| ૧૩૪ | ૧૭ | ૨ કુવાર્ત | ૪ કુવાર્ત |
| ૧૩૬ | ૨૩ | ૫૧/૧૬ | ૧૫/૧૬ |
| ૧૪૨ | ૧ | લાવીવ | લાવવો |
| ૨૦૬ | ૬ | પાઉપ | પાઈપ |
| ૨૧૩ | ૭ | ઉપર વજન | ઉપર કેટલું વજન |
| ૨૮૫ | ૯ | ૧૬ મું | ૧૫ મું |
| ૨૯૮ | ૧૦ | એને | અને |
| ૩૧૯ | ૯ | ચાલો | ચાલે |
| ૩૫૬ | ૨૭ | જયાં | જયારે |

# સ્તીમ એનજીનનું વર્ણન

તથા

# ઇજીનેરનો સાથી.

## પ્રકરણ ૧ લું.

## ગરમી.

**ગરમી અને તેની અસર—તે એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં કેમ જાયછે—ઘસારો—તેમપરેચર—થરમોમીતર—ગરમી અને કામનો સંબંધ.**

૧. **ગરમી અને તેની અસર.**—જ્યારે એક વસ્તુને ગરમી આપવામાં આવેછે ત્યારે જે રજકણોની તે વસ્તુ બનેલી હોયછે તે રજકણોમાં ગતી પેદા થાયછે, એટલે તેઓ હીલવા માંડેછે. જેમ જેમ ગરમી વધારે પેવસ થાયછે તેમ તેમ રજકણો જોરથી હીલેછે. આ પ્રમાણે રજકણોની ગતીથી કરીને વસ્તુ લાંબી થાયછે. જેમ જેમ ગરમી ઓછી કરવામાં આવેછે તેમ તેમ ગતી બંધ પડતી જાયછે અને વસ્તુ પાછી સંકોચાયછે. એ એક કુદરતનો કાયદો છે કે દરેક વસ્તુ ગરમ કીધાથી કદમાં વધેછે અને થંડી કીધાથી સંકોચાયછે. દાખલા તરીકે ગાડીનાં ચક્કર બનાવનારાઓ ચક્કરની આજુ બાજુના ગોળ વાળેલા પાટાને ગરમ કરીને ચક્કરની ઉપર ચહડાવેછે અને ચહડાવ્યા પછી તેની ઉપર પાણી રેડીને તેને થંડો પાડેછે જેથી કરીને તે પાટો સંકોચાયછે અને ચક્કરના જુદા જુદા કકડાઓને મજબુતીથી પકડી લેયછે.

૨. **ગરમી એક વસ્તુમાંથી બીજી વસ્તુમાં કેવી રીતે જાયછે.**—ગરમી એક જગાએથી બીજી જગાએ ત્રણ રીતે જઈ શકે-છે. પેહલું, ગરમી કીરણ રૂપી આકારમાં વસ્તુમાંથી નીકલીને બાહેર જાયછે, દાખલા તરીકે સુરજની ગરમી. જો આપણે તડકામાં ઉભા રેહે તો આપણને ગરમી લાગેછે. તે ગરમી સુરજમાંથી કીરણ રૂપી આકારમાં આવીને આપણાં શરીરને લાગેછે. બીજું, જો આપણે એક લોહડાંનો સળીઓ આગમાં મુકીને તેનો એક છેડો હાથમાં રાખ્યે તો થોડા વખતમાં આપરો હાથ બળવા માંડશે. તે ઉપરથી એમ માલમ પડેછે કે આગમાંની ગરમી લોહોડાંના સળીયામાં થઇને આપરાં શરીરને લાગવા માંડી. હવે એ ગરમી પેહલાંની માફક કીરણરૂપી આકારમાં આવી નહી પણ સળીયામાંથી પસાર થઇને દોરાઈ આવી. કેટલીક વસ્તુઓ ગરમીને જલદીથી દોરી શકેછે જેમકે ધાતુઓ, અને કેટલીકો દોરવાને લાંબો વખત લેયછે, જેમકે લાખ. ત્રીજું, ગરમીની એક જગાએથી બીજી જગાએ જવાની રીત આગ ઉપર પાણીનું વાસણ ગરમ કીધાથી જોવામાં આવશે. જ્યારે આગની ગરમી વાસણનાં તળીયાંને લાગેછે તે વખતે તળીયાંની ઉપરનું પાણી ગરમ થાયછે અને ઉપર કેહ્યા પ્રમાણે ગરમ થવાનાં કારણથી કદમાં ફુલેછે અને તેથી કરીને બાઇનાં થંડાં પાણી કરતાં સરખે કદે જોતાં હલકું થાયછે અને હલકું થવાના સબબથી ગરમ પાણી ઉપર ચહડેછે અને થંડું તળીયે બેસેછે, એવી રીતે બધું પાણી ગરમ થાયછે. ઉપલી રીતોમાંની પેહ-લીને અંગ્રેજીમાં રેદીએશન, બીજીને કનદકશન, અને ત્રીજીને કનવેકશન કરીને કેહેછે.

૩. **ઘસારો.**—એક પીતલનું બતન અતી જોરથી બાંક ઉપર ઘસીને પાસે બેઠેલાના હાથ ઉપર મુકવાથી શું અસર થાયછે તે દરેક નીશાળનાં છોકરાંને જાણીતુંછે. વસ્તુઓ ઘસારાથી અતીશય ગરમ થઈ શકેછે. જ્યારે એક વસ્તુને બીજી વસ્તુ ઉપર મુકીને ચલાવવામાં આવે છે ત્યારે ઘસારો પેદા થાયછે. જેમ જોર વધારે પડેછે તેમ ઘસારો

પણ વધારે થાયછે. ચરબી, તેલ વગેરે ચીકણા પદાર્થોથી ઘસારો ઓછો થાયછે. તેજ કારણને સારૂ ગાડીની ધરીઓ તથા સાંચાના ફરતા ભાગોમાં તેલ રેડવામાં આવેછે.

૪. **તેમપરેચર.**—કોઈ પણ વસ્તુમાં ગરમીનો જે મપાઈ શકાતો જથ્થો તે તેમપરેચર કેહવાય. તેમપરેચર માપવાને સારૂ થરમોમીતર કામે લગાડવામા આવેછે.

૫. **થરમોમીતર.**—(આકૃતી નં૰ ૧ જોવા.) થરમોમીતર એક કાચની બારીક છીંદ્રવાલી નળી અને તેને છેડે એક પારાથી ભરેલી પોકળ દડીનું બનેલું હોયછે. તે નળીને ઉપરથી બંધ કીધેલી હોયછે અને બંધ કરવા અગાઉ તેમાંથી બધી હવા બાહર કાહડી નાખીને તેને પીગળતાં બરફમાં મુકવામા આવેછે અને જે ઠેકાણે પારો તે વખતે હોયછે ત્યાં ૦° (દીગરી) માડવામાં આવેછે. પછી તેને ઉકળતાં પાણીમાં મુકવામા આવેછે અને જે ટોંચ સુધી પારો ચહડેછે ત્યાં ૧૦૦° (દીગરી) માડવામાં આવેછે. પછી ૦° અને ૧૦૦° ની વચ્ચેની જગાને સો સરખા ભાગમાં વેંહચી નાખવામા આવેછે. એવાં થરમોમીતરને સેંતીગ્રેદ થરમોમીતર કેહેછે. એમાં ૦° તે 'ફ્રીઝીંગ પોઇંતિ' અને ૧૦૦° તે 'બૉઈલીંગ પોઈંત' કેહવાયછે. ફ્હેરેનહીતનાં થરમોમીતરમાં 'ફ્રીઝીંગ પોઇંતિ' ૩૨° ઉપર હોયછે અને 'બૉઈલીંગ પોઇંતિ' ૨૧૨° ઉપર હોયછે અને એ બેઉની વચ્ચેના તફાવતના ૧૮૦ સરખા ભાગ કીધેલા હોયછે. રીયુમરનાં થરમોમીતરમાં 'ફ્રીઝીંગ પોઇંતિ' ૦° ઉપર હોયછે અને 'બૉઈલીંગ પોઇંતિ' ૮૦° ઉપર હોયછે તથા વચ્ચેના તફાવતના ૮૦ સરખા ભાગ કીધેલા હોયછે.

એક થરમોમીતરની દીગરીને બીજાં થરમોમીતર સાથે સરખાવવાની રીતઃ—

(૧) ફ્હેરેનહીત દીગરીના સેંતીગ્રેદ કરવા હોય તો—
૩૨ બાદ કરો અને પાંચે ગુણીને નવે ભાંજો.

(૨) સેંતીગ્રેદના ફ્હેરેનહીત—

નવે ગુણીને પાંચે ભાંજો અને ૩૨ ઉમેરો.

(૩) સેંતીગ્રેદનાં રીયુમર—

ચારે ગુણીને પાંચે ભાંજો.

(૪) રીયુમરના સેંતીગ્રેદ—

પાંચે ગુણીને ચારે ભાંજો.

(૫) ફ્હેરેનહીતના રીયુમર અથવા રીયુમરના ફ્હેરેનહીત કરવા હોય તો—

પેહલાં સેંતીગ્રેદમાં લાવીને પછી ઉપર કેહ્યા પ્રમાણે ફ્હેરેનહીત અથવા રીયુમર કરવા.

૬. **ગરમી અને કામનો સંબંધ.**—જે કાંઇ કામ થાયછે તે ગરમીથી થાયછે એટલુંજ નહી પણ કામ પોતે ગરમીમાં અને ગરમી પોતે કામમાં બદલાઈ શકેછે. ઇનજીનમાં કોલસો બળવાથી ગરમી પેદા થાયછે. તે ગરમીથી વરાળ થાયછે અને વરાળનાં જોરથી ગાડી ચાલેછે. જે વખતે ગાડીને 'બ્રેક' બાંધીને ઉભી કરવામાં આવેછે તે વખતે ગાડીની ધરી અને 'બ્રેક' ગરમ થઈ જાયછે, અને વારે ઘડીએ તેમાંથી ચીંગારીઓ નીકળેછે. એનું કારણ એ છે કે ગાડીની ગતી પોતાનું રૂપ બદલીને પાછી ગરમીના આકારમાં દેખાયછે. જ્યારે આપણે હથોડી વતે એક ખીલો જોરથી ઠોકયે છીએ ત્યારે ખીલાનું માથું ગરમ થઈ જાયછે તેનું કારણ એજ છે કે હથોડીની ગતી અટકી જવાથી પોતાનું રૂપ બદલેછે અને ગરમીના આકારમાં ખીલામાં પેવસ થઈ તેને ગરમ કરેછે.

---

# પ્રકરણ ૨ જું.

## સ્તીમ (વરાળ) અને ઍતમસ્ફીઅર (વાતાવરણ).

**સ્તીમ—સ્તીમના ગુણો—લેતંતહીત અને સેન્સીબલહીત—પાણી, નક્કર, પ્રવાહી અને હવા રૂપી—બૉઈલીંગ પોઈંત—સ્તીમનું કદ અને દબાણ—ઍતમસ્ફીઅર અને તેનું દબાણ—બૅરોમીતર.**

૭. **સ્તીમ.**—સ્તીમ એ એક અદર્શક અથવા નહી દેખાઈ શકાય એવો અને 'ઇલાસ્તીક' અથવા સ્થીતીસ્થાપક પ્રવાહી પદાર્થ છે કે જે પાણીને ગરમ કીધાથી ઉત્પન્ન થઈ શકેછે.

૮. **સ્તીમના ગુણો.**—સ્તીમ એ અદર્શક પ્રવાહી પદાર્થ છે એટલે એ દેખી શકાતો નથી. જો એક કાચની સીસીમાં આપણે પાણી બંધ કરીને ગરમ કરશું અને જોકે પાણી ઉકળતું દેખાશે તોપણ સ્તીમ દેખાઈ શકાવાની નથી. હવે જો તે બાતલીનું મોહ ઉઘાડશું તો તે બાતલીનાં મોહ આગળ આપણને વરાળ દેખાશે. એ વરાળ કાંઇ **સ્તીમ** નથી પણ હવાની સાથે સ્તીમ મળી જઇને થંડી પડ્યાથી જે પાણીનાં રજકણો થાયછે તે છે. સ્તીમ ઈલાસ્તીક છે એમ કેહવાનું કારણ એ છે કે જો તેને એક વાસણમાં ભરીને ઉપરથી દબાણ કર્યે તો તે પોતાની અસલ સ્થીતી મેળવવાને માટે ઉલટું જોર કરશે, અને આપણે જો તે દબાણ કાહડી નાખીશું તો તે પોતાની અસલ જગા પાછી રોકશે. સ્તીમનું કદ જેમ જેમ ઓછું થતું જાયછે તેમ તેમ તેની દબાણ કરવાની શકતી એક સરખાં પ્રમાણમાં વધતી જાયછે.

૯. **લેતંત હીત અને સેન્સીબલ હીત.**—કોઇ પણ વસ્તુની ગરમી જે થરમોમીતર વડે જોવાઇ અને માપી શકાયછે તેને સેન્સીબલ

લાગણી પેદા કરે એવી) હીત કેહેછે. અને જે હીત (ગરમી) થરમોમીતર વડે જોવાઇ અથવા માપી શકાતી નથી તેને લેતંત (ગુપ્ત) હીત કેહેછે.

૧૦ **પાણીની લેતંત હીત.**—જો એક પાઉંદ વજનમાં બરફ લેઇયે અને તેને એક પાઉંદ પાણી સાથે મેળવ્યે કે જે પાણી ૭૯.૪° સેંતીગ્રેદ હોય, તો થોડા વખત પછી તે બરફ બધું પીગળી જશે અને બધું પાણી ૦° સેંતીગ્રેદ થશે. હવે જે ગરમી પાણીમાં હતી તે નાબુદ થઈ ગઈ. તેનું કારણ એ છે કે બરફને પીગળાવવાનું જે કામ તે તે ગરમીથી થયું, માટે એ ૭૯.૪° એ પાણીની લેતંત હીત કેહવાય. હવે જો એ ૦° વાલાં પાણીને પાછું બરફનાં રૂપમાં લાવવું હોય તો એમાંથી ૭૯.૪° ગરમી ગુપ્ત આકારમાં પાણીમાંથી બાહર જવી જોઇયે.

૧૧. **સ્તીમની લેતંતહીત.**—સ્તીમની લેતંતહીત (જ્યારે ઍતમસ્ફીઅરનું દબાણ ૧૫ પાઉંદ દર સ્કુવેર ઇંચે હોયછે ત્યારે) ૫૩૭.૨° સેંતીગ્રેદ હોયછે. એમ સમજો કે આપણે બે વાસણો લેઇયે કે જે વાસણોને ઉપરથી એક નળી વડે જોડેલાં હોય. હવે એક વાસણમાં ૦° સેંતીગ્રેદવાલું ૧ પાઉંદ પાણી નાખ્યે અને બીજામાં તેવુંજ ૫$\frac{1}{2}$ પાઉંદ પાણી નાખ્યે, અને પછી એક પાઉંદ પાણીવાલાં વાસણને દીવા ઉપર મુકીને ગરમી આપવા માંડયે તો તે પાણી ગરમ થઈને ૧૦૦° પર આવશે, અને પછી તેની સ્તીમ થઈને નળીમાંથી પસાર થઈને તે બીજાં વાસણમાં જશે, જ્યાં બીજાં વાસણમાંનું પાણી તેને થંડી પાડીને તેનું પાણી કરી નાખશે. જે વખતે એક પાઉંદ પાણી સ્તીમ થઈને પુરૂં થશે તે વખતે જે ગરમી તે પાણીમાંથી ૫$\frac{1}{2}$ પાઉંદ પાણીમાં ગઇ તે ગરમીથી કરીને ૫$\frac{1}{2}$ પાઉંદ પાણી ૧૦૦° પર આવશે, અથવા ઉકળવા માંડશે. હમણાં બીજાં વાસણમાં ૬$\frac{1}{2}$ પાઉંદ પાણી થયું અને તે ૧૦૦° પર છે માટે એકંદર ગરમી ૬$\frac{1}{2}$×૧૦૦=૬૫૦ છે માટે એમ માલમ પડેછે કે એક પાઉંદ પાણીની સ્તીમ કરવાને સારૂ ૬૫૦૦

ગરમી જોઈયે જેમાંની ૧૦૦° થરમોમીતરથી માલમ પડેછે અને ૫૫૦° લેટંટ રેહેછે. ઘણીજ બારીકીથી તપાસતાં એમ માલમ પડેલુંછે કે સ્ટીમની લેટંટહીટ ૫૩૭.૨° સેંટીગ્રેડ અથવા ૯૬૬.૯° ફ્રેહેરેનહીટ છે.

૧૨. **પાણી નક્કર, પ્રવાહી, અને હવા રૂપી.**—બરફ એ નક્કર પાણી છે. જો આપણે બરફ લેઈને તેને ગરમ કર્યે તો તે પીગળવા માંડશે અને તેનું ૦° વાલું પાણી થશે. પછી જો પાણીને વધારે ગરમી આપીશું તો તે પાણી ધીમે ધીમે ૧૦૦° પર આવશે અને પછી ૧૦૦°થી ઉપર તે કદી ગરમ થશે નહી, પણ તેનું રૂપ બદલાઇને સ્ટીમનું રૂપ લેશે.

૧૩. **બૉઇલીંગ પોઇંટ.**—જે ગરમીથી કરીને પાણીમાં પેદા થતી વરાળનું જોર ઍટમસ્ફીઅરનાં દબાણ જેટલું થાયછે તેને બૉઇલીંગ પોઇંટ કેહેછે અથવા ખુલ્લી રીતે કહે તો જે વખતે વરાળનું જોર ઍટમસ્ફીઅરનાં દબાણ જેટલું થાયછે તે વખતે પાણી ઉકળવા માંડે-છે. એ ઉપરથી એમ માલમ પડેછે કે જો ઍટમસ્ફીઅરનું દબાણ ઓછું હોય તો થોડી ગરમીથી પાણી ઉકળવા માંડશે. આપણે જેમ જેમ ઉંચાઈ પર ચહડતા જઇયે છીયે તેમ તેમ ઍટમસ્ફીઅરનું દબાણ ઓછું થતું જાયછે. દરીયાની સપાટીથી ૧૦૬૨ ફુત ઉંચે પાણી ૯૯૦° પર આવીને ઉકળવા માંડેછે અથવા ૧° ઓછી હોયછે તે વખતે ઉકળેછે.

૧૪. **સ્ટીમનું કદ અને દબાણ.**—સ્ટીમનું કદ જેમ જેમ ઓછું થાયછે તેમ તેમ તેનું દબાણ વધેછે. જો આપણે એક ૧૬ ઈંચ લાંબું સીલીંદર લેઈયે અને તેમાં દર સ્કુવેર ઇંચે ૧૫ પાઊંદનું દબાણ કરે એવી સ્ટીમ ભર્યે અને પછી તે સ્ટીમને ઉપરથી દાબવા માંડયે તે એટલે સુધી કે સ્ટીમ સીલીંદરની લંબાઈના ૮ ઈંચમાં સમાઇ જાય તો તે સ્ટીમનું દબાણ દર સ્કુવેર ઇંચે ૩૦ પાંઉંદ-નું થશે. હવે જો વધારે દાબીને તેને ૪ ઈંચમાં સમાવ્યે તો તેનું દબાણ દર સ્કુવેર ઇંચે ૬૦ પાંઉંદ થશે. તેથી વધારે જો ૨ ઈંચમાં

સમાવ્યે તો દબાણ ૧૨૦ પાઉંદ થશે. એ ઉપરથી એમ માલમ પડેછે કે જેમ જેમ તે સ્તીમ ઓછી જગા રોકેછે તેમ તેમ તેનું દબાણ વધેછે અથવા તેનાં કદનું ઓછું થવું અને દબાણનું વધવું એઉ સરખાં પ્રમાણમાં ચાલેછે.

૧૫. **ઍતમસ્ફીઅર અને તેનું દબાણ.**—આપણી દુનીયા હવાથી બધી બાજુએથી ઘેરાયલીછે એ હવાને ઍતમસ્ફીઅર કરીને કેહેછે. હવાને પણ વજન છે અને તેથી કરીને તે બીજી વસ્તુઓ પર દબાણ કરેછે. દરીયાની સપાટીથી ૪૫ માઈલ ઉંચે સુધી હવા હોય એમ માલમ પડેછે. દરીયાની સપાટી ઉપર હવા દર સ્કુવેર ઇંચે ૧૪.૭ અથવા સાધારણ રીતે કેહતાં ૧૫ પાઉંદનું દબાણ કરેછે, એનો અર્થ એમ છે કે એક સ્કુવેર ઇંચિ સપાટીની ઉપર જેટલી હવા ઠેઠ સુધી રેહેલીછે તેનું એકંદર વજન લગભગ ૧૫ પાઉંદ છે. હવા અને બીજા બધા પ્રવાહી પદાર્થો દરેક બાજુ ઉપર સરખું દબાણ કરેછે અને તેથી કરીને હવાનું જે વજન આપણાં પોતાનાં આંગ પર પડેછે તે આપણને લાગતું નથી. જે જગામાંથી હવા કાહડી નાખેલી હોયછે તેને વેકયુમ કેહેછે. જ્યારે કોઈ પણ વસ્તુની એક બાજુ પરથી હવાનું દબાણ કાહડી નાખવામાં આવેછે ત્યારે બીજી બાજુ પરથી પડતું દબાણ આપણને માલમ પડેછે. દાખલા તરીકે, જ્યારે એક પમ્પની નળીમાંની હવા વેકયુમ કીધાથી નીકળી જાયછે અથવા જ્યારે નળીમાંનાં પાણી ઉપર વેકયુમ કરવામાં આવેછે ત્યારે બાકીનાં પાણી પર પડતું હવાનું દબાણ પાણીને નળીમાં ચહડાવેછે.

૧૬. **બૅરોમીતર**—બેરોમીતર એ એક કાચની નળી અને કપનું બનેલું હોયછે અને તેમાં પારો ભરેલો હોયછે. તે ઍતમસ્ફીઅરનું દબાણ દેખાડવાનાં કામમાં આવેછે. એક કાચની નળી ૩૨ અથવા ૩૩ ઇંચ લાંબી લેઈને તેમાં પારો ભરવામાં આવેછે. પછી એક કપમાં થોડો પારો ભરીને તે નળીને તેમાં ઉંધી વાળવામાં આવેછે. હવે કપમાંના પારા ઉપર ઍતમસ્ફીઅરનું દબાણ છે માટે તે નળીમાં

૩૦ ઈંચ સુધી પારો રેહેછે. એનું કારણ એમ છે કે ૩૦ ઈંચ પારાનું વજન અને ઍતમસ્ફીઅરનું દબાણ બેઉ એક બીજાને સમતોલ રાખે-છે અથવા જેમ દર સ્કુવેર ઇંચે ઍતમસ્ફીઅરનું દબાણ લગભગ ૧૫ પાઉંદ છે તેમજ એક સ્કુવેર ઈંચ સપાટીના તથા ૩૦ ઈંચ ઉંચાઈના પારાના જથ્થાનું વજન પણ લગભગ ૧૫ પાઉંદ છે. જેમ જેમ ઍતમસ્ફીઅરનું દબાણ ઓછું થતું જાયછે તેમ તેમ તે નળીમાંનો પારો હેઠે ઉતરતો જાયછે અને બૅરોમીતરને આપણે એવી જગામાં લેઇ જઈને મુકયે કે જ્યાં હવાનું દબાણ બીલકુલ નહી હોય તો નળીમાંનો બધો પારો હેઠે ઉતરી જાય.



# પ્રકરણ ૩ જું.

## વર્ક (કામ) અને મીકેનીકલ પાવરો (સાદાં યંત્રો)

### વર્ક—ફુત પાઉંદ—હૉર્સપાવર—યંત્ર, તેની મતલબ અને તેનાથી થતું કામ—મીકેનીકલ પાવરો—લીવર—વ્હીલ અને ઍકસલ—પુલી—ઇનકલાઈંદ પ્લેન—વેજ—સ્ક્રુ.

૧૭. **વર્ક.**—વર્ક અથવા કામ જેટલું વજન ઉંચકવામાં આવે-છે તેની ઉપરજ ફકત આધાર રાખતું નથી, પણ જેટલી ઉંચાઈ સુધી તે વજન ઉંચકવામાં આવેછે તેની ઉપર પણ આધાર રાખેછે. જેમકે એક માણસ ૧૦ પાઉંદનું વજન ૧ ફુત ઉંચુ ઉંચકે અને બીજો ૧૦ પાઉંદનું વજન ૨ ફુત ઉંચકે તો બીજાએ પેહલાં કરતાં બેવડું કામ કીધું એમ કેહવાય.

૧૮. **ફુત પાઉંદ**—ઉપર લખ્યા પ્રમાણે કામ ફકત પાઉંદ કેહ્યાથીજ માલમ પડતું નથી પણ ફુત સુદ્ધાં કેહવા જોઈએ. જેમકે

૧ ફુત પાઉંદ એટલે એક પાઉંદનો બોજો ૧ ફુત ઉંચે ઉંચકતાં જે કાંઈ કામ થાય તે. જો એક માણસ ૨૨૪૦ પાઉંદનો બોજો ૧ ફુત ઉંચકે અને બીજો માણસ ૧ પાઉંદનો બોજો ૨૨૪૦ ફુત ઉંચકે તો બેઉએ સરખુંજ કામ કીધેલું કેહવાય. કારણ પેહેલું કામ ૨૨૪૦ પાઉંદ × ૧ ફુત અથવા ૨૨૪૦ ફુત પાઉંદ થયું અને બીજું પણ ૧ પાઉંદ × ૨૨૪૦ ફુત અથવા ૨૨૪૦ ફુત પાઉંદ થયું.

૧૯. **હૉર્સપાવર.**—કોઇ પણ ઈનજીન કેટલું કામ કરેછે તે જાણવાને માટે તે કેટલા ફુત પાઉંદ કામ કરેછે તે જાણવું જોઇએ. હવે જો ઇનજીનનું જોર દર્શાવવાને માટે આપણે ફુત પાઉદ વાપર્યે તો એક સાધારણ કદનાં ઇનજીનનું જોર દર્શાવવાને માટે મોટી સંખ્યા વાપરવી જોઇએ, માટે એવો ઠરાવ છે કે ૩૩૦૦૦ ફુત પાઉંદ એક મીનીતે કામ કરવાને માટે જેટલું જોર જોઇએ તેને હૉર્સ-પાવરનું નામ આપવું અને એવી રીતે ઇનજીનોનું જોર દર્શાવવાને માટે ૫૦, ૧૦૦, ૫૦૦ હૉર્સપાવર વાપરવા.

૨૦. **યંત્ર, તેની મતલબ અને તેનાથી થતું કામ.**—યંત્રની મદદથી કામ એક સરખી ઝડપથી થાયછે અને એક બાજુએ વાપરેલું જોર બીજી બાજુએ કામે લાગી શકેછે. જો યંત્રમાં ઘસારો નહી હોય તો જેટલાં જોરથી યંત્ર ચલાવવામાં આવે તેટલુજ જોર તેમાંથી બાહર નીકળીને કામ ચલાવે; પણ ઘસારા વગરનું કોઇ પણ યંત્ર નથી, માટે કરીને જેટલું જોર યંત્ર ચલાવવાને માટે કામે લાગે છે તેનાં કરતાં સેહજ ઓછું જોર કામ કરવાને માટે આપણને મળી શકેછે. યંત્રની મદદથી જેટલુ જોર વાપર્યે તેના કરતાં વધારે જોર કદી પણ મળી શકતું નથી. એ વાત વીચાર કર્યા વગર કદાચ ખોટી માલમ પડશે કારણ આપણે જોઇએ છીએ કે એક માણસ ઘણાં થોડાં જોરથી મોટું વજન યંત્રની મદદથી ઉંચકી શકેછે, માટે સાધારણ સમજણ એમ થાય કે યંત્રને જેટલું જોર લગાડવામાં આવે છે તેના કરતાં કામ વધારે થાયછે, પણ વીચાર કરતાં તેમ નથી.

ઉપર કહ્યા પ્રમાણે કામ કંઇ ફક્ત વજન ઉપર આધાર રાખતું નથી, પણ જેટલી ઉંચાઇ સુધી તે વજન ઉંચકાયછે તેની પર પણ આધાર રાખેછે. યંત્રની મદદ વડે એક માણસ થોડાં જોરથી મોટું વજન ઉંચકેછે, પણ તે વખતે જ્યારે તે જોર ઘણી મોટી ઉંચાઇ સુધી ફરેછે ત્યારે વજન ઘણું થોડું ઉચકાયછે. એક મોટું વજન થોડાં જોરથી ઉંચકવાને માટે લાંબો વખત લાગેછે, કારણ જોર જ્યારે લાંબો વખત સુધી ફરેછે ત્યારે વજન ધીમે ધીમે ઉંચકાયછે. સાધારણ રીતે બોલતાં જેમ જોર ઓછું વાપર્યે તેમ લાંબો વખત રોકાય.

હવે 'વ' જો વજન હોય અને 'ક' વજનની ઉંચાઇ હોએ, તેમજ 'પ' જો જોર હોએ અને 'ખ' જોરની ઉંચાઇ હોય તો (વ×ક) એ (પ×ખ)ની બરાબર થશે. એટલે કે જો વજનને જેટલી ઉંચાઇ સુધી તે ઉંચકાયછે તે ઉંચાઇએ ગુણીએ અને તેમજ જોરને જેટલી ઉંચાઇ સુધી તે ફરેછે તે ઉંચાઇએ ગુણીએ તો હમેશાં બેઉ ગુણાકાર સરખા થાએ. જો એક માણસ ૨૦ પાઉંદનાં જોરથી ૩૫૦ પાઉંદનો બોજો ઉચકેછે તો પાવર અને વેતની ઝડપ ક્યા પ્રમાણમાં હશે?

હવે જો એમ સમજ્યે કે વેતની ઝડપ ૧ છે

$$વ×ક=પ×ખ$$

વ=૩૫૦ પાઉદ અને પ=૨૦ પાઉદ.

$$૨૦×૧=૩૫૦×ખ;$$

$$\frac{૩૫૦}{૨૦}=ખ$$

ખ=$\frac{૩૫}{૨}$=૧૭$\frac{૧}{૨}$ પાવરની ઝડપ.

વેતની ઝડપ જો ૧ ગણીએ તો પાવરની ઝડપ ૧૭$\frac{૧}{૨}$ હોવી જોઇએ અથવા વેત જે વખતે ૧ ફુત ઉંચકાએ તે વખતે પાવર ૧૭$\frac{૧}{૨}$ ફીત ફરેછે.

૨૧. **મીકૅનીકલ પાવરો.**—સઉથી સાદામાં સાદાં યંત્રોને મીકૅનીકલ પાવરનું નામ આપેલુંછે. બીજા બધાં યંત્રો મીકૅનીકલ

પાવરોમાંનાં એકથી વધારે યંત્રોની ગોઠવણથી બનેલાંછે. મીકેનીકલ પાવરો નીચે પ્રમાણે છે:—

લીવર.
વ્હીલ અને ઍક્સલ.
પુલી.
ઇનક્લાઈંદ પ્લેન.
વેજ.
સ્ક્રુ.

એમાંનાં દરેક યંત્રને બે જોર કામે લગાડવામાં આવેછે, એક વેત અને બીજો પાવર. જ્યારે થોડાં જોરથી મોટું વજન ઉંચકી શકાય ત્યારે જોરમાં ફાયદો થયો એમ કેહવાયછે.

૨૨. **લીવર.**—એક સખત સળીયો જે એક બીંદાં ઉપર ફરેછે અને જે વજન ઉંચકવામાં કામે લાગેછે તેને લીવર કેહેછે. જે પોઈંત (બીંદુ) પર લીવર ફરેછે તેને ફલક્રમ કેહેછે. લીવરને એક છેડે પાવર અથવા જોર લગાડવામાં આવેછે અને બીજે છેડે વેત અથવા વજન હોયછે. પાવર અને ફલક્રમની વચ્ચેનો લીવરનો જે ભાગ તેને પાવર આર્મ કેહેછે અને વેત અને ફલક્રમની વચ્ચેનો જે ભાગ તેને વેત આર્મ કેહેછે.

લીવરની ગોઠવણ ત્રણ રીતની છે. (આકૃતી નં० ૨, ૩, ૪, જોવો.) પેહલી ગોઠવણમાં ફલક્રમ પાવર અને વેતની વચ્ચે હોયછે.

બીજી ગોઠવણમાં વેત ફલક્રમ અને પાવરની વચ્ચે મુકવામાં આવેછે.

ત્રાજી ગોઠવણમાં પાવર ફલક્રમ અને વેતની વચ્ચે મુકવામાં આવેછે.

આકૃતી નં० ૫માં A B એ એક લીવર છે અને C તેનો ફલક્રમ છે. A છેડા આગળ પાવર લગાડેલોછે, અને B છેડા આગળ

વેત છે. હવે લીવર પર પાવર દબાણ કરેછે, તેથી કરીને A છેડો D આગળ આવશે અને B છેડો E આગળ જશે, અથવા પાવર જ્યારે A થી D સુધી ચાલશે ત્યારે વેત B થી E સુધી ચાલશે. પાવર વેતના કરતાં ઓછો ફરેછે માટે પાવર વેતના કરતાં વધારે મોટો હોવો જોઇએ. પાવરને જેટલી ઉંચાઇ સુધી પાવર ફરેછે તેટલાએ ગુણીએ, અને વેતને જેટલી ઉંચાઇ સુધી વેત ફરેછે તેટલાએ ગુણીએ તો બેઉના ગુણાકાર સરખા થાએ. અથવા પાવર×AD=વેત×BE, પણ જેટલો BE AD થી મોટો છે તેટલોજ BC AC થી પણ મોટો છે. માટે પાવર×AC=વેટ×BC અથવા પાવરને જો પાવર આર્મે ગુણીએ અને વેતને જો વેત આર્મે ગુણીએ તો બેઉ ગુણાકાર સરખા થાએ. ઉપલાં પરથી વીચાર કરતાં તરત માલમ પડશે કે જેમ પાવર આર્મ વેત આર્મ કરતાં નાનો હોય તેમ પાવર વેત કરતાં મોટો હોવો જોઇએ.

પેહલી ગોઠવણમાં પાવર વેત કરતાં કદાચ નાનો હોએ અથવા કદાચ મોટો હોએ.

બીજી ગોઠવણમાં પાવર વેત કરતાં હમેશાં નાનો હોવો જોઇએ.

ત્રીજી ગોઠવણમાં પાવર વેત કરતાં હમેશાં મોટો હોવો જોઇએ.

કાતર એ લીવરની પેહલી ગોઠવણમાં ગણાઇ શકાય. એમાં કાતરના બન્ને કકડાઓને જોડેલી ખીલી તે ફલક્રમ છે. એક છેડેથી આંગલાંનાં દબાણથી તેની ઉપર જોર કરવામાં આવેછે, અને બીજે છેડે કાપવાની વસ્તુ મુકેલી હોએછે. તે વસ્તુને કાપવા સારૂં જોઇતું દબાણ તે વેત છે. હોડી હંકારવાનું હલેસું એ લીવરની બીજી ગોઠવણમાં ગણાઇ શકાએ. એમાં હલેસાંનો જે ભાગ પાણીમાં છે અને જેની ઉપર હલેસું ફરેછે તે ફલક્રમ છે. હલેસાંનો એક છેડો હાથમાં પકડીને તેની ઉપર જોર કરવું પડેછે અને હલેસાંનો વચલો ભાગ હોડીની સાથે જોડેલો હોયછે, અને હોડી એ ખુદ વેત છે.

૨૩. **વ્હીલ અને ઍકસલ.**—એ એક ચક્કર અને ધરીનું બનેલુંછે, અને તે બેઉ એકજ આંક ઉપર ફરેછે. પાવર વ્હીલને લગાડવામાં આવેછે અને જે વખતે પાવર વ્હીલને ફેરવેછે, ત્યારે ઍકસલ પણ તેની સાથે ફરેછે, અને વેત જે ઍકસલની સાથે દોરડાં વડે બાંધેલો હોયછે તે દોરડું ઍકસલ પર વીંટલાવાથી કરીને ઉંચકાવા માંડે છે. આકૃતી ન૦ ૬ ઉપર ધ્યાન દીધાથી માલમ પડશે કે વ્હીલ અને ઍકસલ પણ એક જાતનું લીવર છે. A આગળ પાવર લગાડેલો છે અને B આગળ વેત છે, અને વ્હીલ અને ઍકસલ એ બેઉ C પોઈંત પર ફરેછે. પાવર જ્યારે મોટાં ચક્કર જેટલો ફરેછે ત્યારે વેત નાંનાં ચક્કર જેટલો ફરેછે એટલે કે જો પાવરને વ્હીલના સરકમફરંસે ગુણીએ અને વેતને ઍકસલના સરકમફરંસે ગુણીએ તો બેઉ ગુણાકાર સરખા થાય. પણ સરકમફરંસનું એકબીજા સાથેનું પ્રમાણ તેના રેદીયસનાં પ્રમાણ જેટલુંજ હોયછે, માટે પાવરને જો વ્હીલના રેદીયસે ગુણીએ અને વેતને જો ઍકસલના રેદીયસે ગુણીએ તો બેઉ ગુણાકાર સરખા થાએ. વ્હીલ અને ઍકસલમાં વ્હીલ અથવા ચક્કર હોવુંજ જોઇએ એમ કંઇ નથી. કેટલીક વખતે વ્હીલને બદલે એક હાથો હોએછે જે હાથો ગોળ ફેરવવામાં આવેછે, અને તે ચક્કર તરીકે ઉપ્યોગી થઇ પડેછે. વહાણમાં લંગર ઉંચકવાને માટે કૅપસ્તન નામનું એક યંત્ર હોયછે. તેમાં એક ગોળ ફરતો લાકડાંનો જાડો કકડો હોયછે અને તેને મથાળેથી કેટલાએક હાથાઓ હોયછે તે હાથાઓ ઉપર ખલાસીઓ જોર કરીને તે કકડાને ફેરવેછે એટલે તેથી કરીને લંગરનું જે દોરડું તે કકડાની સાથે બાંધેલું હોયછે તે લપેટાવા માંડેછે અને લંગર પાણીમાંથી ઉપર ચહડેછે.

કેટલીક વખતે ઓછા પાવરથી કરીને મોટું વજન ઉપાડવું પડે છે ત્યારે કમપાઉંદ વ્હીલ અને ઍકસલ કામે લાગેછે. કારણકે વ્હીલ જો ઘણું મોટું હોએ તો માણસથી તે ફરી શકે નહી, અને તેમજ જો ઍકસલ ઘણું નાનું હોએ તો તે વજનનાં જોરથી ભાગી જાએ.

કમપાઉદ વ્હીલ અને ઍક્સલમાં એકજ કકડામાં બે ઍક્સલો હોયછે જેમાનુ એક બીજા કરતાં નાનું હોયછે, અને તેને દોરડું એવી રીતે બાંધેલું હોયછે કે જ્યારે દોરડુ મોટાં ઍક્સલ પર લપેટાયછે ત્યારે નાનાં ઍક્સલ પરથી છુટતું જાયછે. દોરડાંની વચ્ચે એક પુલી લગાડેલી હોયછે અને તે પુલીની સાથે વેત લગાડેલો હોયછે. જ્યારે પાવર એક ચક્કર ફરેછે ત્યારે વેત બેઉ ઍક્સલોના અરધા અરધ તફાવત જેટલો ઉપર ચહડેછે. જેમ જેમ ઍક્સલોના સરકમફરંસની વચ્ચેનો તફાવત ઓછો હોએ તેમ તેમ ઓછા પાવરથી કામ થઇ શકે. (આકૃતી નં૦ ૭ જોવો.)

૨૪. **પુલી.**—કેટલીક વખતે વજન ઉપાડવાને માટે પુલી કામમાં આવેછે. પુલી એ એક લાકડાના કકડામાં ફરતી ગરગડીની બનેલી હોયછે. જો એક પુલીને એક જગા ઉપર ચોંહટાડીને પછી એક દોરડાંને છેડે વજન બાંધીને તે દોરડાંને પુલીની ઉપરથી લેઇને તે વજન જો ઉપાડવા માડયુ હોય તો તે વજનનાં જેટલું જોર કરવું પડશે, કારણ જેટલા ફુત પાવર ચાલશે તેટલાજ ફુત વજન પણ ઉંચકાશે; એ ઉપરથી એમ માલમ પડેછે કે એક જગાએ ચોંટાડેલી પુલીથી વજન ઉંચકવામાં કશો પણ ફાયદો થતો નથી.

હવે જો નં૦ ૮માં બતાવેલી આકૃતી પ્રમાણે દોરડાંનો એક છેડો ભારોટીઆ સાથે બાંધીને એક ચહડી ઉતરી શકે એવી પુલીની હેઠેથી લઇને એક ભારોટીઆમાં બેસાડેલી પુલીની ઉપરથી હેઠે લાવીએ, અને બીજો છેડો હાથમાં રાખીને ખેંચીએ તો જે વજન પેહલી પુલીને લગાડેલુછે તે ઊંચકાવા માડશે; પણ એવી રીતે કે જ્યારે પાવર એક ફુત ઉતરશે ત્યારે વજન અરધો ફુત ઉપર ચહડશે અને તેથી કરીને વજન કરતાં અરધા અરધ પાવરનો ઉપ્યોગ કીધાથી કામ થઇ શકશે. પુલીની ગોઠવણો ત્રણ રીતની હોએછે.

૨૫. **ઇનકલાઇંદ પ્લેન**—ઇનકલાઈંદ પ્લેન એ એક ઢળતી સપાતી હોયછે. એની મદદથી વજન ઉપાડવું સેહલું પડેછે. સાધારણ

રીતે જોતાં જો એક મોટું વજન કાંઇ ઊંચાઇપર લઇ જવું હોય, તો એક ઢળતી જગા ઉપરથી તેને ગબડાવીને લઇ જવાથી ઘણુંજ ઓછું જોર વાપરવું પડેછે. નાં૦ ૯ વાળી આકૃતીમાં જ્યારે વજન પ્લેનની ઊંચાઇ જેટલું ઊંચકાએછે, ત્યારે પાવર પ્લેનની લંબાઇ જેટલો ફરેછે. AC એ પ્લેનની લંબાઇ કહેવાય અને BC એ પ્લેનની ઊંચાઇ કેહવાય.

૨૬. **વેજ.**—વેજ અથવા ફાંચર નક્કર વસ્તુ ફાડવામાં કામે લાગેછે, અને કેટલીક વખતે બોજો ઊંચકવામાં પણ કામે લાગેછે. જ્યારે એક બોજાની હેઠે વેજ ઠોકવામાં આવેછે, ત્યારે તે બોજો ઊંચકાવા માડેછે. જ્યારે આખી વેજ બોજાની હેઠે ઠોકાઇને જાએછે ત્યારે વેજના મોટા છેડાની ઊંચાઇ જેટલો તે બોજો ઊંચકાયછે અને તેજ વખતે પાવર વેજની લંબાઇ જેટલો ખસેછે. છરીઓ અને બીજાં બધાં કાપવાનાં હથીયારો વેજના આકારનાં હોયછે.

૨૭. **સ્ક્રુ.**—સ્ક્રુ એક ઇનક્લાઈંદ પ્લેનને એક સીલીનદર ઉપર લપેટવાથી બનેછે. એક જો કાગળની ત્રીકોણ આકૃતી કાપીને તેને એક પેનસીલ ઉપર લપેટીએ તો સ્ક્રુ કેમ બનેલોછે તે સેહેલાઇથી ધ્યાનમાં આવશે. આકૃતી નાં૦ ૧૦ માં એક ઇનક્લાઈંદ પ્લેનને સીલીનદરની આસપાસ વીંટાળેલું દેખાડવામાં આવેલુંછે. સ્ક્રુના દોરાઓની વચ્ચેના તફાવતને સ્ક્રુનો પીચ કરીને કહેછે. સ્ક્રુને ઘણું કરીને કામદારો બોલ્ત અથવા નર સ્ક્રુ કહેછે, અને જેમાં સ્ક્રુ ફરેછે તેને નત અથવા માદા સ્ક્રુ કેહછે. જ્યારે સ્ક્રુ એક આખો આંટો ફરેછે, ત્યારે તે તેના પીચ (બે આંટાની વચ્ચેનો તફાવત) જેટલો ઉપર ઊંચકાયછે. સ્ક્રુનાં મથાળાંને એક હાથો લગાડેલો હોયછે જે પાવરથી ફરેછે અને સ્ક્રુ વજન ઉપર દબાણ કરેછે. હવે જયારે પાવર એક આખું ચક્કર ફરેછે, ત્યારે સ્ક્રુ પણ આખો આંટો ફરેછે અને એક આખો આંટો ફરવાથી તે એક દોરા પુર હેઠે ઉતરેછે અથવા તેના પીચ જેટલો તે હેઠે ઉતરેછે.

---

# પ્રકરણ ૪ થુ.

## સ્તીમ ઇનજીન.

**સ્તીમ ઇનજીનની તવારીખ.—સેવરીનું ઇનજીન—ન્યુકોમનનું ઇનજીન—વૅાતનું ઇનજીન—સીલીનદર અને ક્રૅંક—ઇનજીન કેવી રીતે ચાલેછે—પીસતન અને પૅકીંગ—પીસતનરૅાદ—ક્રૅાસહેદ—કનેકતીંગરૅાદ અને ક્રૅંક—ફ્લાઇવ્હીલ—ક્લીઅરંસ—કુશીયનીંગ—બીમ ઇનજીન—પૅરેલલ મોશન—ગાઇદ—ગવરનર અને થ્રોતલવાલવ—એક્સેંત્રીક અને એક્સેંત્રીક રૅાદ—સીંગલ એક્સેંત્રીકથી ઇનજીન ઉલટું કેવી રીતે ચલાવી શકાયછે—દબ્લ એક્સેંત્રીક અથવા સ્તીફનસનની લીંક મોશન—સરફેસ કનદેન્સર અને જેત કનદેન્સર—સરફેસ કનદેન્સરના જાણવાજોગ ફાયદાઓ—સ્તીમ થંડી પાડવાને માટે જોઇતો પાણીનો જથ્થો—ઑારતનનો ઇંજેકતર કનદેન્સર—બૅરોમીતર અથવા વેક્યુમ ગેજ—ઍરપમ્પ અને હૅાતવેલ—ફીદપમ્પ—ઇંજેકતર.**

૨૮. **સ્તીમ ઇનજીનની તવારીખ.**—જુનાં જમાનાની તવારીખ બારીકાઇથી તપાસતાં એવું માલમ પડેછે કે ઇસવી સન પુર્વે ૧૩૦ વરસ અગાઉ પણ વરાળથી ગતી પેદા થઇ શકે છે એ વાત જાણીતી હતી; પણ તે ગતીનો કેવી રીતે ઉપ્યોગ કરવો તે તે વખતે કોઇને સુઝયું હતું નહી. આકૃતી નાં૦ ૧૧ જોવાથી તે યંત્ર અસલ કેવી હાલતમાં હતું અને તેમાં ગતી શી રીતે પેદા થતી હતી તે માલમ પડશે. A એક ધાતુનું ગોળ વાસણ છે, જે વાસણને બે અણીઓ ઉપર ગોળ ફરી શકે એવી રીતે મુકેલું હોયછે, અને તેને BB એ બે નળીઓ જોડેલી હોયછે, જે બેઉને સામસામી બાજુએ બારીક છીદ્ર હોયછે. D એક મજબુત લોખંડનું વાસણ છે, અને તેમાં પાણી ગરમ થઇને તેની વરાળ થાયછે. તે વરાળ CC' એ બે નળીઓમાં થઇને

A વાસણમાં દાખલ થાયછે, જ્યાંથી તે BB′ નળીઓનાં છીદ્ર વાટે બાહર નીકળેછે, અને બાહર નીકળતી વખતે વરાળ નળીની ઉપર સામું જોર કરેછે, અને બેઉ બાજુ ઉપર જોર થવાથી કરીને તે A વાસણ અતી જોરથી ગોળ ફરેછે. તે યંત્ર પછી વરાળ યંત્રમાં જાણવા જેવો સુધારો ઈ. સ. ૧૬૯૮માં સેવરીએ કર્યો, અને તેજ વરસમાં તેને પોતાનાં બનાવેલાં સ્તીમ ઇનજીનનો પેતંત મેળવ્યો.

૨૯. **સેવરીનું સ્તીમ ઈનજીન**—સેવરીનાં ઇનજીનમાં ફક્ત એક સીલીંદર રાખવામાં આવ્યું હતું, અને તે ઇનજીન ફક્ત પાણી ખેંચી કાહડવામાં કામે લગાડયું હતું. સેવરીએ પોતાનાં ઇનજીનમાં એવી ગોઠવણ કરી હતી કે તેથી તે સીલીનદરમાં વેક્યુમ થતું, અને પછી પાણી ઉપર ખેંચવાનુ કામ ફક્ત ઍતમસફીઅરનાં દબાણ વડે થતું હતું. સેવરીના ઇનજીનના સીલીંદરનાં મથાળાં ઉપર બે નાકાં હતાં જેમાંનાં દરેકને એક પાઇપ અને તૉપ કાક જોડેલો હતો, અને ગોઠવણ એવી રીતે કરેલી હતી કે એકજ હેંદલ વડે એક સ્તૉપ કૉક ઉઘડતો અને તેજ વખતે બીજો બંધ થતો હતો. તે બેમાંની એક પાઇપને બૉઇલર વડે જોડેલી હતી, જેમાંથી સ્તીમ પસાર થઇને સીલીંદરમાં આવતી હતી, અને બીજીને એક થંડાં પાણીની ટાંકી વડે જોડેલી હતી જેમાંથી થંડું પાણી પસાર થઇને સીલીંદરમાં દાખલ થતું હતું. સીલીંદરનાં તળીયાંમાંથી એક પાઇપ જે પાણી ખેંચી કાહડવું હોય તે પાણીમાં ઉતારેલી હતી. ઇનજીનની ચાલ નીચે લખ્યા મુજબ થતી હતી. પેહલાં એક સ્તૉપ કૉક ઉઘડીને સ્તીમ સીલીંદરમાં દાખલ થઇ, એટલે તે સ્તૉપ કૉક બંધ થતો અને બીજો સ્તૉપ કૉક ઉંઘડતો હતો, જેથી કરીને પાણી દાખલ થઇને સીલીંદરમાંની સ્તીમ થંડી થઇ જતી, અને સીલીંદરમાં વેક્યુમ થતું. બાહરનાં પાણી ઉપર ઍતમસ્ફીઅરનું દબાણ હોવાને લીધે તે પાણી સીલીંદરમાં ચહડતું અને પછી પાછું હેઠે ઉતરી જઇ શકતું ન હતું, કારણ સીલીંદરનાં તળીયાંની પાઇપને એક એવો વાલ્વ મુકેલો હતો

કે તે ફકત ઉપરજ ઉંઘડી શકતો હતો. બીજે ફટકે પાછી સ્તીમ દાખલ થવાને માટે જોર કરતી અને સીલીંદરમાં ભરાયલાં પાણીને એક સીલીંદરની બાજુ પર મુકેલા વાલ્વમાંથી બાહર કાહડી નાખતી અને પાછું સીલીંદર પેહલાંની માફક ખાલી થઇ જતું. એવી રીતે સેવરી પોતાનું ઇનજીન ચલાવતો હતો, પણ તેની ખામીઓ હાલ તદન ખુલ્લી નજરે આવેછે. સઉથી મોટી ખામી એજ હતી કે સ્તીમ વારે ઘડીએ થંડાં પડેલાં સીલીંદરમાં અને તે સાથે થંડાં પાણીમાં દાખલ કરવામાં આવતી હતી જેથી કરીને તેની ગરમી એટલે તેનાં જોરનો મોટો ભાગ નીરઉપયોગી થઇ પડતો હતો.

૩૦. **ન્યુકોમનનું ઈનજીન.**—ન્યુકોમન એ ઈંગલંદમાં દેવનશીઅરનો રેહવાસી હતો, અને પીસતનની મદદ વડે ઇનજીન ચલાવવાનો વીચાર તેને પેહલ વેહલો સુઝયો. ન્યુકોમનનાં ઇનજીનની ચાલ આકૃતી નં० ૧૨ જોવાથી માલમ પડશે. B એ એક બૉઇલરછે, અને C એક સ્તૉપ કૉક છે, જેમાંથી સ્તીમ D સીલીંદરમાં દાખલ થાયછે. સીલીંદરની હેઠેની બાજુ બંધ છે, અને ઉપરની ઉંઘાડીછે, અને હેઠેની બાજુ બૉઇલરની ઉપરના સ્તૉપ કૉક સાથે જોડેલીછે. P એક પીસતન છે જેની કીનારીને પૅકીંગ કીધેલી છે, અને જેથી કરીને તે હવા અંદર દાખલ કીધા વગર સીલીંદરમાં ઉપર હેઠે ચહડી ઉતરી શકેછે. R પીસતન રૉદ K એક સાંકળની સાથે જોડેલો છે, અને તે સાંકળને L એક લાકડાંનાં આરકાંની ઉપર લગાડેલીછે જે આરકુ LNL′ એક બીમને એક છેડે બેસાડેલું છે, અને તે બીમ પોતાનાં N સેંતર ઉપર ફરેછે. બીમના બીજા છેડાનાં આરકાંને એક સાંકળ લગાડેલીછે, અને તેની સાથે M પમ્પ રૉદ જોડેલો છે, અને તે પમ્પ રૉદને વજન લગાડેલું છે, જેથી કરીને તે પીસતન, પીસતન રૉદ વગેરે ભાગો કરતાં વજનમાં વધારે ભારી થાયછે. S એક પાણીની ટાંકી છે જેમાંથી એક પાઇપ વડે પાણી સીલીંદરમાં દાખલ થાયછે, અને એક બીજી પાઇપ વડે બાહર નીકળી જાયછે.

B બૉઇલરમાં પાણી રેડીને આગ સળગાવવામાં આવેછે, અને સ્તીમ ઍતમસ્ફીઅરનાં દબાણ કરતાં જરા વધારે દબાણ ઉપર આવી એટલે C સ્તૉપ કૉકને ઉઘાડવામાં આવેછે, જેથી સ્તીમ સીલીંદરમાં દાખલ થાયછે, અને પીસતન ઉપર ઉંચકાવા માંડેછે. પણ પમ્પ રૉદ પીસતન વગેરે કરતાં ભારી હોવાથી પીસતનને ઉપર ચહડાવવા સ્તીમને મદદ કરેછે. જે વખતે પીસતન લગભગ સીલીંદરને મથાળે જઈ પુગે છે, ત્યારે C સ્તૉપ કૉક બંધ કરવામાં આવેછે, અને એક બીજો કૉક ઉંઘાડવામાં આવેછે, જેથી કરીને S ટાંકીમાંનું પાણી સીલાંદરમાં દાખલ થાયછે, અને સ્તીમને થંડી કરી નાખેછે. સ્તીમ થંડી થવાથી તેનું પાણી થઇને સીલીંદરમાં વેકયુમ થાયછે, અને ઍતમસ્ફીઅરનું દબાણ બાહરથી પીસતન ઉપર થવાથી કરીને પીસતન હેઠે દેખાયછે, અને પમ્પ રૉદ પાણી સાથે ઉપર ઉંચકાયછે. ઉપલું દબાણ દર સ્કુવેર ઈંચે લગભગ ૧૫ પાઉદ જેટલુ થાયછે. એ ઇનજીનમાં પાણી ખેંચવાનું કામ ઍતમસ્ફીઅરનાં દબાણથી થાયછે, અને તેથી એને ઍતમસ્ફીઅરીક ઇનજીન પણ કેહેછે.

૩૧. **વૉતનું ઈનજીન.**—વૉત એક ન્યુકોમનનું ઍતમસ્ફીઅરીક ઇનજીન સમારવા બેઠો હતો તે વખતે તે પોતાનાં મનને એમ સવાલ પુછવા લાગો કે આએ ઇનજીનમાં જે સ્તીમ વગર કામ કરવે ફોકટ જાયછે તેનો કશી પણ રીતે બચાવ થઈ શકે કે નહી. તેણે તે ઇનજીનની કસર જોઇ એક જુદું કનદેન્સર બનાવવાનો વીચાર કીધો. તે પોતાની યત્નમાં ફતેહ પામ્યો અને સેવટે તેણે ઇનજીનને તેની સંપુર્ણું હાલતમાં લાવી મુકયું. આકૃતી નં૦ ૧૩ જોવાથી તેનાં ઇનજીનની હકીકત ધ્યાનમાં આવશે. AB એક ઓતેલુ વાસણ છે જેમાં C એક કનદેન્સર, D એક ઍર પમ્પ, અને E એક હૉત વેલ (ગરમ પાણીની ટાંકી) એ ત્રણ મુકેલાં છે. F એ ઍર પમ્પનો પીસતનછે, અને તેને બકેત કેહેછે. તે બકેતને બે વાલ્વ છે, જે વાલ્વ બકેત નીચે ઉતરેછે તે વખતે તે ઉંઘડેછે. H એક એકઝોસ્ત પાઇપ

છે જે પાઇપમાંથી સીલીંદરમાંની એક્ઝોસ્ત થયલી સ્તીમ C કનદેન્સરમાં જાયછે. I એક થંડાં પાણીની પાઇપિછે, જે પાઇપમાંથી થંડું પાણી વાસણમાં આવેછે. K એ ઍર પમ્પનો ફુત વાલ્વ છે, જેમાંથી કનદેન્સરનું પાણી ઍર પમ્પમાં આવેછે, અને L એ ઍર પમ્પનો દીલીવરી વાલ્વ છે, જે વાલ્વમાંથી ઍર પમ્પનું પાણી બહાર જાયછે. MMMM થંડુ પાણી છે જે કનદેન્સરની આસપાસ રહીને તેને થંડું રાખેછે. હવે એમ સમજો કે સ્તીમ સીલીંદરમાંથી નીકળીને H પાઇપમાં આવેછે. જે ઘડીએ તે કનદેન્સરમાં દાખલ થાયછે તેજ ઘડીએ તે N એક ફુવારાની મીસાલે પાણી ઉરાડતી નળીનાં મોહમાંથી નીકળતાં પાણી સાથે મળીને થંડી થઇ જાયછે. તે થંડી થયલી સ્તીમ અને પાણી કનદેન્સરને તળીયે પડેછે અને K ફુત વાલ્વમાંથી ત્યાર પછી પસાર થાયછે, તેટલામાં ઍર પમ્પની બકેત પાણીમાં હેઠે ઉતરેછે. પાણીના દબાણથી બકેતના વાલ્વ ઉપર ઉઘડેછે, અને એવી રીતે પાણી બકેતની ઉપર આવેછે. જ્યારે ઍર પમ્પની બકેત હવે પાછી ઉપર ચહડેછે, તે વખતે બકેતની ઉપરનાં પાણીનાં વજનથી કરીને બકેતની ઉપર મુકેલા વાલ્વો બંધ થાયછે, અને તેથી કરીને બકેતની ઉપરનું પાણી ઉચકાઇને E ટાંકીમાં રેડાએછે, જ્યાથી P એક ફીદ પમ્પ વડે તેને બૉઇલરની અંદર દાખલ કરવામાં આવેછે. બકેતનાં ઉંચકાવાથી D ઍર પમ્પમાં વેક્યુમ થાયછે. ઍર પમ્પ કનદેન્સરની સાથે જોડાયલો હોવાથી અને તેમજ કનદેન્સરનાં પાણી ઉપર હવાનું દબાણ હોવાથી કરીને K ફુત વાલ્વ ઉઘડેછે, અને પાણી ઍર પમ્પમાં દાખલ થાયછે. જ્યારે બકેત હેઠે ઉતરેછે તે વખતે K અને L એ બેઉ વાલ્વો બંધ થાયછે, અને જ્યારે ઉપર ચહડેછે ત્યારે બેઉ વાલ્વો ઉઘડેછે.

૩૨. **સીલીંદર અને કૂંક.**—આકૃતી નં૦ ૧૪માં એક સીલીંદર અને સ્લાઇદ વાલ્વ બતાવેલાં છે. ઇનજીનનાં સીલીંદર ઘણુ કરીને ઓતેલાં લોખંડનાં બનાવેલાં હોયછે, અને ઘણીજ બારીકીથી અંદરથી કાંતેલાં હોયછે તે એવી રીતે કે બેઉ છેડા તરફના દાયમેત

રમાં જરા પણ ફરક રહેતો નથી. સીલીંદર સીંગલ અથવા દબ્લ એકતીંગ હોયછે. સીંગલ એકતીંગ સીલીંદરમાં ફક્ત એકજ બાજુ તરફથી સ્તીમનું દબાણ થાયછે, પણ દબ્લ એકતીંગ સીલીંદરમાં સ્તીમ બેઉ બાજુ પરથી દાખલ કરવામાં આવેછે. સીલીંદરના છેડા આગળ ગાળા હોયછે, જેને પોર્ત કેહછે, અને જેમાંથી સ્તીમ દાખલ થાયછે અને બાહર નીકળેછે. તે પોર્તો વાલ્વથી ઉંઘડેછે અને બંધ થાયછે. સીલીંદરનાં કવર ઉપર સ્તફીંગ બૉક્સ હોયછે, અને એક ગ્રીસ કૉક (અથવા ચરબીનો નળો) હોયછે જેમાંથી ચરબી સીલીંદરમાં દાખલ કરવામાં આવેછે, અને તેથી પીસતન ચાલતી વખતે થતો ઘસારો ઓછો થાયછે.

મોટાં ઇનજીનોમાં સીલીંદરને દરેક છેડે એકેક સ્પ્રીંગનો સેફ્તી વાલ્વ હોયછે જેને એસકેપ વાલ્વ કરીને કેહછે. તેનો મુખ્ય ઉપયોગ એવો છે કે સ્તીમ થંડી થઇ જવાથી તથા ઇનજીનમાં પ્રાઇમીંગ (પાણીનું ઉછળવું) થવાથી જે પાણી સીલીંદરમાં ભેગું થાયછે તે તે બાહર કાહડી નાખેછે.

સીલીંદરમાંથી ગરમી બાહર હવામાં નીકળી જાય નહી તેમજ બાહરની થંડી હવાથી સીલીંદરમાંની સ્તીમ થંડી પડીને પાણી થઇ જાય નહી માટે સીલીંદરની ઉપર એક બીજું પડ કીધેલું હોયછે, જે પડમાં બૉઇલરમાંની ગરમ સ્તીમ રાખવામાં આવેછે, અને તે પડને જૅકેત કરીને કેહછે. જૅકેતમાંની ગરમી હવામાં નીકળી જાય નહી માટે તેની ઉપર ઉનનું કપડું લપેટીને ઉપરથી ડામર અથવા બીજો રંગ લગાડવામાં આવેછે.

(આકૃતી ન૦ ૧૪ જોવો) AB એ સીલીંદર છે, P પીસતનછે, PR પીસતન રૉદ છે. CE એ કૅંક છે, અને E એ મેન શાફ્ત છે જે કૅંક અને કનેકતીંગ રૉદ CRની મદદથી પોતાની ધરી ઉપર ગોળ ફરે છે. Sb એ સ્તફીંગ બૉક્સ અને gd એ ગ્લાંદ છે. સ્ત-

ફ્રીંગ બૉક્સ રાખવાની મતલબ એ છે કે સીલીંદરના જે કવરનાં કાણાંમાંથી પીસતન રૅાદ પસાર થાયછે ત્યાંથી સ્તીમ જોર કરીને બાહર ધસી આવી શકે નહી. સ્તફીંગ બૉક્સની અંદર તેલમાં બોળેલાં સુતરની પૅકીંગ પીસતન રૅાદની આજુ બાજુ ભરવામાં આવેછે, અને તેની ઉપર gd એક ઢાંકણાંનાં આકાર વાલી ગ્લાંદ મુકીને પછી બોલ્તો વડે મજબુત તાઇત કરી લીધામાં આવેછે, જેથી કરીને પીસતન રૅાદ સહેલાઇથી બાહર આવ જાવ કરી શકે છે પણ સ્તીમ બાહર નીકળવા પામતી નથી. જો જરા સ્તીમ બાહર નીકળતી માલમ પડેછે, તો ગ્લાંડને વધારે તાઇત કીધાથી બંધ કરી શકાય છે. ll એ સ્લાઇદ વાલ્વ છે અને r એ એક રૅાદ છે જેથી કરીને ઇનજીન વાલ્વને ઉપર હેઠે ચલાવી શકેછે. S એ સ્તીમ પાઇપનો એક છેડો છે જેમાંથી થઇને બૉઇલરમાંની સ્તીમ સીલીંદરમાં દાખલ થઇ શકેછે. a એ ઉપરનો અને c એ નીચેનો પોર્ત અથવા (દરવાજો) છે જેમાંથી સ્તીમ દાખલ થઇને સીલીંદરમાં જઇ શકેછે. e એ એક એકઝૉસ્ત અથવા (ખાલી કરનારો) પોર્ત છે જેમાંથી સ્તીમ પોતાનું કામ કીધા પછી પસાર થાયછે, અને કનદેન્સરમાં દાખલ થાયછે.

૩૩. **ઇનજીન કેવી રીતે ચાલેછે.**—સમજો કે સ્લાઇદ વાલ્વ આકૃતીમાં દેખાડેલી જગા ઉપર છે, અને સ્તીમ પાઇપ Sમાં થઇ સ્તીમ વાલ્વ ચેમબર (ઓરડો) VVમાં દાખલ થઇછે. હવે એ સ્તીમ a પોર્તમાં દાખલ થઇ શકતી નથી તેમજ એકઝૉસ્ત પોર્ત e માં દાખલ થઇ શકતી નથી, કારણ કે તે બેઉ પોર્તો વાલ્વથી ઢંકાયલા છે પણ તે c પોર્તમાં દાખલ થઇ શકે છે, અને P પીસતનને પોતાનાં દબાણ વડે ઉંચકીને ઉપર લઇ જાયછે. જ્યારે પીસતન ઉપર ચહડેછે ત્યારે પીસતનની ઉપર રહેલી જે સીલીંદરમાં સ્તીમ છે તે a પોર્તમાં થઇને e પોર્તમાં દાખલ થાય છે, અને ત્યાંથી કનદેન્સરમાં જાયછે. પીસતન જે વખતે સીલાંદરના ઉપલા છેડા પર આવેછે તે વખતે સ્લાઇદ ll હેઠે ઉતરેલો હોયછે, જેથી કરીને હેઠેનો

પોર્ત c ઢંકાયછે અને ઉપલો પોર્ત a ઉંઘડે છે; ત્યારે હવે સ્તીમ ઉપલા પોર્તમાંથી દાખલ થશે, પીસતન પર દબાણ કરશે, જેથી પીસતન હેઠે ઉતરવા માંડશે; પીસતનની હેઠે રહેલી સ્તીમ નીચલા પોર્તમાંથી બાહર નીકળવા માંડશે અને એકઝૉસ્ત પોર્તમાં થઇ કનદેન્સરમાં દાખલ થશે.

૩૪. **પીસતન અને પૅકીંગ**—પીસતન એક ગોળ લોખંડનો કકડો હોયછે, અને તેનો બાહરનો દાયમેતર એવી રીતે રાખવામાં આવે છે કે તે સીલીંદરની અંદર સહેલાઇથી પણ જરા બી ધીલો પડયા વગર એમથો તેમ આવજાવ કરી શકેછે. પીસતનની ઉપર સીલીંદરમાં એક બાજુ પરથી સ્તીમનુ દબાણ થાયછે તેથા તે ખસીને બીજી બાજુ ઉપર જાયછે, અને એવી રીતે ઇનજીનમાં પેહલ વેહલી ગતી પેદા થાયછે; પણ સ્તીમનું દબાણ એટલું જોર ધરાવેછે કે જો ફકતજ પીસતનને સીલીંદરમાં બેસાડીને સ્તીમ દાખલ કીધી હોય; તો પીસતનની આજુ બાજુની કોર અને સીલીંદરની વચ્ચેની જગામાંથી સ્તીમ ધસીને પીસતનની બીજી બાજુ પર જઇ શકે અને તેથી સાંમબી તરફથી સ્તીમનું દબાણ થવાને લીધે ગતી ઓછી થાય. તેવું થતું અટકાવવાને માટે પીસતનની આજુ બાજુ પૅકીંગ કીધેલી હોયછે. પેહલાં ચરબીમાં બોળી કાહડેલાં સુતર વડે પીસતનની આજુ બાજુ પૅકીંગ કરતા હતા, પણ હાલમાં લોખંડની પૅકીંગ કરવામાં આવે છે. પીસતનની જાડાઇમાં એક ચોરસ ખાંચો એક સરખો પીસતનની ચોતરફ ફરતો કીધેલો હોયછે, અને તેમાં એક આકૃતી નં૦ ૧૫માં બતાવેલી વચ્ચેથી કાપેલી સ્પ્રીંગ બેસાડવામાં આવેછે. તે સ્પ્રીંગનો બાહરનો દાયમેતર સીલીંદરનાં અદરના દાયમેતર કરતાં જરાક વધારે રાખેલો હોયછે, અને તે સ્પ્રીંગનું વળણ ફુલીને મોટી થવાનુ હોયછે જેથી કરીને તે સીલીંદરની બધી બાજુ પર ચોંટી બેસે છે. આ સ્પ્રીંગમાં જે કાપીને ખાંચો કીધેલો છે તેમાં એક ખાંચાના જેવાજ આકાર વાળો લોખંડનો ટુકડો મુકવામાં આવેછે, અને તે ટુકડો વધા-

રેને વધારે દાબવાથી કરીને સ્પ્રીંગ વધારે પુલે છે. એવી રીતે પૅકીંગ રીંગ જેટલી જોઇએ તેટલી તાઇત અથવા ધીલી થઇ શકે છે. એ સ્પ્રીંગને પૅકીંગ રીંગ કહેછે. પૅકીંગ રીંગની અંદર તે ટુકડો વધારે ઓછું દબાણ કરી શકે તેને માટે તેને એક બોલ્તની ઉપર જડેલો હોયછે, અને તે બોલ્ત એક ગોળ સ્તીલની સ્પ્રીંગ જે પૅકીંગ રીંગની વચ્ચે મુકેલી હોયછે તેમાંથી પસાર થાયછે, અને જેમ જેમ તે બોલ્ત પર લગાડેલી નત ફેરવવામાં આવે છે તેમ તેમ તે સ્તીલની સ્પ્રીંગ બોલ્ત પર દબાણ કરે છે, અને તેથી કરીને તે લોખંડનો ટુકડો પૅકીંગ રીંગ ઉપર વધારે દબાણ કરી શકે છે. પૅકીંગ રીંગ પીસતનનાં ગાળામાં બેસાડ્યા પછી તે તેની જગામાંથી બાહર નીકળી શકે નહી માટે તેની ઉપર એક ગોળ થાળી જેવી રીંગ બેસાડીને તેને બોલ્ત વડે તાઇત કરી લેવામાં આવેછે અને તે રીંગને જંક રીંગ કરીને કહેછે.

૩૫. **પીસતન રૅાદ**—પીસતન રૅાદ એ એક મજબુત જાડો લોખંડનો અથવા સ્તીલનો સળીયો હોયછે, અને તેનો એક છેડો પીસતનની વચ્ચે વચમાં એક અણીયાળા ખાંચામાંથી પસાર કરીને જીબ અને કૅાતર વડે અથવા નત વડે મજબુત બેસાડેલો હોયછે. પીસતન રૅાદનો બીજો છેડો સીલીંદરનાં કવરની વચ્ચેનાં સ્તફીંગ બૉકસમાંથી પસાર થાયછે. પીસતનનાં ચાલવાથી એને પણ સીધી લીટીમાં ગતી મળેછે. સ્તફીંગ બૉક્સ વીષે (નં૰ ૧૪ જોવો.)

૩૬. **ક્રૅાસહેદ**—ક્રૅાસહેદ એ એક લોખંડનો કકડો હોય છે જેની વચ્ચે એક જાડી પીન હોય છે અને તે પીનની ઉપર પીસતન રૅાદ અને કનેકતીંગ રૅાદ બેઉ લગાડેલાં હોયછે.

૩૭. **કનેકતીંગ રૅાદ અને ક્રૅંક**.—કનેકતીંગ રૅાદ અને ક્રૅંક વીષે આપણે અગાઉ થોડું કહી ગયા. એ બેઉ કકડાઓની મદદ વડે પીસતન રૅાદની સીધી લીટીમાં ચાલતી ગતીને ગોળ ફરતી ગતીમ બદલી શકાય છે. બનતાં સુધી કનેકતીંગ રૅાદ જેટલો લાંબો રાખવામાં આવે તેટલું વધારે સારૂં. મરીન ઇનજીનોમાં જગાનું રોકાણ થોડુ

હોવાને લીધે કનેકતીંગ રૉદ વધારે ટુકા હોયછે. તેનું પરીણામ એ થાયછે જે સ્લાઇદ ઉપર વધારે દબાણ પડેછે, ક્રૅંક અને ક્રૅંક પીન ઉપર વધારે જોર પડેછે, અને સ્તીમનો જેટલો ગમે તેટલો કત ઑફ સહેલાઇથી ગોઠવાઇ શકાતો નથી. ઇનજીનનાં સ્ત્રોકની લંબાઇ કરતાં કનેકતીંગ રૉદની લંબાઇ ત્રણથી ચાર ગણી વધારે રાખવી જોઇયે, પણ ઘણી વખતે જગાની સંકડાસને લીધે ઓછી લંબાઇ રાખવામાં આવેછે. ક્રૅંક એ એક લોખંડનો ટુકડો છે જેનો એક છેડો મેન શાફ્તની ઉપર જડેલો છે અને જે છેડા ઉપર તે ગોળ ફરેછે. તેનાં બીજા છેડા ઉપર લગાડેલી એક પીન ઉપર કનેકતીંગ રૉડ ધીલો બેસાડેલો હોય છે, અને કનેકતીંગ રૉદ ઉપર હેઠે થવાથી તે છેડો પણ અર્ધ ગોળ આકારમાં ઉપર અને અર્ધ ગોળ આકારમાં નીચે ફરેછે. ક્રૅંકની લંબાઇ (એટલે કે ક્રૅંક પીનનાં સેંતરથી શાફ્તનાં સેંતર સુધીનો તફાવત) હમેશાં પીસતનનાં સ્ત્રોકની બરાબર અરધી હોય છે.

(સીલીંદર અને ક્રૅંકની આકૃતી નં૰ ૧૪ જુવો.)

હવે સમજો કે ક્રૅંકનો છેડો C આકૃતીમાં દેખાડેલા ગોળ ચક્કરમાં બતાવેલી 1 ની નીશાની આગળ છે, અને પીસતન ઉપર ચહડે છે. કનેકતીંગ રૉદ CR તેથી કરીને ઉપર ચહડવાને માટે દબાણ કરશે, અને ક્રૅંકના છેડા Cને ખુબ જોરથી દાબશે. હવે જો ક્રૅંક અને કનેકતીંગ રૉદ બેઉ આ વખતે સરખી લીતીમાં હોય, તો થતાં દબાણથી ક્રૅંક પીન ભાગી જવી જોઇયે, પણ જો જરા ક્રૅંક પીન બાજુ પર હોય તો તેની અસર એ થશે જે કનેકતીંગ રૉદનાં દબાણથી ક્રૅંક પીન અર્ધ ગોળ આકારમાં ઉપર ચહડવા માડશે. એ ઉપરથી એવું ખુલ્લી રીતે જણાય છે કે જે વખતે ક્રૅંક અને કનેકતીંગ રૉદ બેઊ સરખી લીતીમાં હોય, તે વખતે ઇનજીન ચાલુ કરવું એ ઘણું જોખમ ભરેલું છે. હવે 1 આગળથી શરૂ થઇને ક્રૅંક પીન C ઉપર ચહડવા માંડી. હળવે હળવે એની ગતી વધતી જશે અને 2 ની આગળ આવશે ત્યારે તે વધારેમાં વધારે ગતી મેળવશે. પછી તેની ગતી

ઓછી થતી જશે અને 3 આગળ પહોંચશે તે વખતે ગતી તદન નાબુદ થઇને તે સ્તબ્ધ ઊભી રહેશે. એમ થવાનું કારણ સમજવું ઘણુ સહેલ છે. પીસતન સાલીંદરનાં એક છેડા ઉપર હોય છે ત્યારે તેને કસી ગતી રહેતી નથી, પણ જેમ જેમ તે બીજા છેડા તરફ જવા માંડે છે તેમ તેમ તેની ગતીમાં વધારો થાય છે, અને તે જ્યારે સીલીંદરની અધ્ધ વચ્ચે આવી પુગે છે, ત્યારે તેની ગતી સૌથી વધારેમાં વધારે હોય છે, અને પછી જેમ જેમ તે બીજા છેડા પર જાય છે તેમ તેમ તે વધેલી ગતી ઓછી થતી જાય છે, અને જ્યારે બરાબર બીજા છેડા પર આવી પુગે છે, ત્યારે ગતી તદન નાબુદ થાય છે. હવે એ પીસતનની ગતીથી કરીને કનેકતાંગ રૅાદમાં ગતો પેદા થાય છે, અને તેથીજ કરીને કનેકતીંગ રૅાદની ગતા પણ ઉપર જણાવ્યા પ્રમાણે વત્તી ઓછી થાય છે. તેજ પ્રમાણે કૅંક પીન C ની ગતી 3 થી 4 આગળ જતાં સુધી વધશે અને પાછી ફરીને 4 થી 1 આગળ આવતાં સુધી ઘટશે. માટે એ પ્રમાણે જો ચાલવા દીધું હોય તો ઘણું જોખમ અને અગવડ ભરેલું થઇ પડે, કારણ તેથી કરીને ઇનજીનથી ચાલનારૂં સાંચાકામ એક સરખી ઝડપે ચાલી શકે નહીં એટલુંજ નહીં પણ જ્યારે કૅંક પીન 3 અને 1 નીશાનીઓ આગળ આવે તે વખતે કનેકતીંગ રૅાદની સાથે સરખી લીતામાં હોવાથી જે કંઇ પણ દબાણ તેની ઉપર પડે તે તેને ગતા આપવાને બદલે તેના ભાગીને કકડે કકડા કરી નાખે. એ અગવડ કેવી રીતે દુર કરવામાં આવે છે તે નીચે લખેલું વાંચ્યાથી માલમ પડશે.

૩૮. **ફ્લાઇ વ્હીલ.**—ફ્લાઇ વ્હીલ એ મેન શાફતની ઉપર જડેલું એક મોટું વજનદાર ચક્કર છે, અને તે રાખવાની મતલબ ઉપર બતાવેલી અગવડ દુર કરવાની છે. ઉપર કહ્યા પ્રમાણે જ્યારે કૅંક પીન 3 અને 1 નીશાનીઓ આગળ આવે છે તે વખતે કનેકતીંગ રૅાદની સાથે સરખી લીતીમાં હોવાને લીધે તેની ગતી તદન નાબુદ થાય છે. એમ થતી વખત જે જગ્યા ઉપર કૅંક પીન હોય છે (એટલે

કે 3 અને 1 નીશાની વાલી જગ્યા) તેને દેદ સેંતર કહે છે. કારણ એ સેંતર ઉપર ગતી બીલકુલ નીરજીવ થઇ પડે છે. ક્રેંક પીન જ્યારે 2 અને 4 નીશાનીઓ આગળ હોય છે, ત્યારે તેમાં સૌથી વધારેમાં વધારે ગતી હોય છે. એ પ્રમાણે એક આંટો ફરતી વખતે બે ઠેકાણે ગતી તદન નાબુદ થઈ જાય છે, અને બે ઠેકાણે ગતી સૌથી વધારેમાં વધારે હોય છે. હવે ફ્લાઇ વ્હીલ એ અગવડ કેમ દુર કરે છે તે આપણે કહીએ. જ્યારે ક્રેંક પીન 2 નીશાની આગળ હોય છે, તે વખતે ઇનજીનમાં વત્તામાં વત્તો ગતી પેદા થયલી હોય છે, અને તે ગતી ફ્લાઇ વ્હીલને ઝડપથી ફેરવવામાં કામે લાગે છે, પણ ફ્લાઇ વ્હીલનું વજન ઇનજીનનાં બીજા ભાગો કરતાં વીશેષ વધારે હોવાને લીધે તે ગતીની મદદ વડે જલદી ફરી જતું નથી, પણ તે ગતીને પોતાની અંદર જાણે સમાવી લે છે. એવામાં ઇનજીનની ગતી ઓછી થતો જાય છે, અને 3 નીશાની આગળ તે ગતી તદન નાબુદ થઇ જાય છે, પણ તે વખતે ફ્લાઇ વ્હીલની ગતી કાંઇ નાબુદ થતા નથી, કારણ કે એક તો તેને આગલી ગતા પોતામાં સમાવેલી છે, અને બીજું તેનું પોતાનું વજન ભારી હોવાને લીધે તે કંઇ સ્તબ્ધ ઉભું રહી શકતું નથી, પણ એક સરખી ઝડપે આગળ ગબડી જાય છે, અને પોતાની સાથે ક્રેંકને પણ આગળ ધસડી લે છે. એજ પ્રમાણે 4 આગળ આવતાં જે ઇનજીનની ગતી વધે છે તે ફ્લાઇ વ્હીલ પોતાનામાં સમાવી લે છે, અને 1 આગળ આવતાં જ્યારે ઇનજીનની ગતી નાબુદ થાય છે, ત્યારે ફ્લાઇ વ્હીલ પોતાની સમાવેલી ગતી તેને પાછી આપીને તેને આગળ ચલાવી લે છે. એ પરથી માલમ પડે છે કે ફ્લાઇ વ્હીલની મદદથી કંઇ ગતા પેદા થઈ શકતી નથી, પણ તે એક જગાએ ભેગી થાય છે અને પછી એક સરખાં પ્રમાણમાં વહેંચાય છે. મરીન ઇનજીનોમાં ફ્લાઇ વ્હીલ હોતાં નથી કારણ તેમાં (સાંચાઓની માફક) ગતી એકજ સરખી રાખવાનું કારણ પડતું નથી, અને તે ઉપરાંત ઇનજીનના વેગથી ક્રેંક દેદ સેંતરો પસાર કરી શકે છે. પણ ઘણું કરીને જે ઇનજીનોમાં ફ્લાઈ વ્હીલ હોતું નથી તેમાં ક્રેંકો એક

સરખી લગાડેલી હોતી નથી, પણ રાઇત ઍંગલે હોય છે એટલે કે જ્યારે એક ક્રૅંક 1 નીશાની આગળ હોય છે, ત્યારે બીજી 2 નીશાની આગળ હોય છે, અને તેથી કરીને એક બીજાની મદદ વડે તેઓ દેદ સેંતર પસાર કરી શકે છે.

૩૯. **કલીઅરંસ.**—પીસતન જે વખતે સીલીંદરને એક છેડેથી બીજે છેડે જાય છે તે વખતે તેને છેડા સાથે અઠડવા દીધામાં આવતો નથી, પણ તેની અને સીલીંદરના કવરની વચ્ચે થોડી જગા રાખેલી હોય છે તે જગાને કલીઅરંસ કહે છે. કલીઅરંસ રાખવાની મતલબ એ છે જે પીસતનને જો સીલીંદરના કવર સાથે લાગવા દીધો હોય તો ઝડપથી કદાચ અઠડીને સીલીંદરના કવરને ભાંગી નાખે. વધારે બારીકાઇથી જો બોલીએ તો કલીઅરંસ એટલે કે પીસતન પોતાના સ્ત્રોકને કોઇબી એક છેડે હોય તે વખતે તેની અને સીલીંદરના કવર વચ્ચેની જે ખાલી જગા તે. તેજ પ્રમાણે ઇનજીનોનાં જુદા જુદા ચાલતા કકડાઓની વચ્ચે જે ખાલી જગા રહે છે તેને પણ કલીઅરંસ કહે છે. કલીઅરંસ હોવાથી ઇનજીનનું થોડું જોર ફોકટમાં જાય છે, કારણ જે સ્તીમ કલીઅરંસ વાલી જગામાં રહી જાય છે તે પીસતન ઉપર સામી બાજુએથી દબાણ કરે છે.

૪૦. **કુશીયનીંગ.**—એક તકીઆ ઉપર જો ઊંચેથી કુદીઆ હોઇયે તો પગને તેમજ શરીરને સખત આંચકો લાગતો નથી એ સઘલાને જાણીતું છે. તેનું કારણ એ છે કે જે વખતે આપણું શરીર તકીઆ ઉપર ઉંચેથી પડતાંને વાર ચોકસ દબાણ કરે છે તેજ વખતે તકીઓ પણ દબાઇ નહી જતાં પાછો પોતે હતો તેવો ફુલીને થવાને માટે ઉલતું દબાણ કરે છે અને સામ સામાં થતાં દબાણથી શરીરને લાગતો આંચકો ઘણો ઓછો થઈ જાય છે. કુશીયનીંગ શું છે તે સમજાવવાને માટે આટલું કહેવાની ફરજ પડી. પીસતન પોતાના એક છેડા ઉપર આવી પુગે તેની અગાઉ જો થોડી સ્તીમ સીલીંદરમાં રહેવા દીધી હોય તો તેની ઉપર પીસતન દબાણ કરશે, પણ જેમ

પોર્ત કહે છે, કારણ એમાંથી સ્તીમ સીલીંદરની અંદર આવે છે. c અને d ને ઈદકશન પોર્ત કહે છે, કારણ એમાંથી સ્તીમ બહાર જાય છે. પોર્તની ઉપર વાલ્વોને સ્પ્રીંગનાં દબાણથી ચપટ દાબેલા હોયછે, જેથી એક જાણવા જોગ ફાયદો થાયછે. તે એ કે, જ્યારે સીલીંદરમાં પાણી ભરાય, ત્યારે તે સ્પ્રીંગ ઉપર દબાણ કરી વાલ્વને ઉંઘાડીને બહાર નીકળી જાય છે.

૭૯. **સીલીંદ્રીકલ સ્લાઇદ**—એ સ્લાઇદ મૉદસ્લે એન્દ ફીલ્દના ઇનજીનોમાં ઘણું કરીને હોય છે, અને તેઓજ એ વાલ્વને વપરાસમાં લાવ્યા છે. એ વાલ્વોનો આકાર સીલીંદરનાં જેવો હોયછે, અને માટેજ તેને એ નામ આપેલું છે. એ વાલ્વની ફેસ ગોળ કોરી કાહડેલી હોયછે, અને તે કોરેલો ઉંડો ભાગ ઉપસી આવેલા ગોળ નોઝલો (પોર્તનાં મહોડાં) ઉપર બરાબર બંધ બેસતો હોય છે. એ વાલ્વો જ્યારે દબ્લ સીલીંદર ઇનજીનમાં વપરાય છે, ત્યારે તેને બેઉ સીલીંદરની વચ્ચે બેસાડેલા હોય છે, અને જ્યારે તે વાલ્વ ઉંચકાય છે ત્યારે સ્તીમ બેઉ સીલીંદરને મથાળેથી દાખલ થાય છે, અને જ્યારે વાલ્વ હેઠે ઉતરેછે ત્યારે બેઉ સીલીંદરની હેઠેથી સ્તીમ અંદર જાય છે.

૮૦. **સ્લાઇદ વાલ્વની ચાલ**—સ્લાઇદ વાલ્વની ચાલ વીશે કહેવા અગાઉ નીચલા કેટલાએક હમેશાં વપરાતા તર્મો (શબ્દો) વીશે થોડું આપણને જાણવું જોઇયે. તે નીચે પ્રમાણેઃ—

**ફુલ સ્તીમ**—ફુલ સ્તીમ એટલે કે, જે વખતે પીસતન ચાલતો હોય છે, તે વખતે વાલ્વ પુરે પુરો ઉઘડેલો જે જગ્યાએ હોયછે તે.

**કત ઑફ**—કત ઑફ એટલે કે, જે વખતે વાલ્વ પોર્તને બંધ કરીને સ્તીમને દાખલ થતી અટકાવે છે, તે વખતે વાલ્વ જે જગ્યાએ હોય છે તે.

**ઍંગ્યુલર ઍદવાન્સ**–ઍંગ્યુલર ઍદવાન્સ એટલે કે, જે વખતે વાલ્વ અરધા સ્ત્રોક પર હોય છે, તે વખતે જે જગ્યા ઉપર એકસેંત્રીકનો સેંતર હોય છે તે, અને પીસતન છેડેથી ચાલવું શરૂ કરે છે તે વખતે જે જગ્યા ઉપર તે હોયછે તે, એ બે જગ્યાની વચ્ચેનો દીગરીમાં ભરી શકાયે એવો જે તફાવત અથવા ઍંગ્લ (ખુણો) તે.

(એક આખાં સરકલનાં ઘેરાવામાં એકંદર ૩૬૦ દીગરી હોય છે અને તે ચાર રાઇત ઍંગ્લનો બનેલો હોયછે, રાઈત ઍંગ્લ એટલે કે ૯૦ દીગરીવાલો ખુણો.)

**લીનીઅર ઍદવાન્સ**–લીનીઅર ઍદવાન્સ એટલે કે એકસેંત્રીકનો સેંતર ઉપર કહેલો ઍંગલ જે વખતે પસાર કરે છે તે વખતે વાલ્વની જે ચાલ તે.

૮૧. **સ્લાઇદ વાલ્વની ચાલ**–ફક્ત એકસેંત્રાકની મદદથીજ ચાલનારા વાલ્વની ચાલ પીસતનને મલતી હોય છે. કારણ કે, એ બન્ને એક સરખી લીટીમાં એમથી તેમ હાલે છે, પણ વાલ્વની ચાલ ઘણા નાના પાયા પર હોય છે. વીચાર કરતાં માલમ પડશે કે, એકસેંત્રીક એ એક નાની ક્રૅંક છે, જે મોટી ઇનજીનની ક્રૅંકની માફક ગોળ ફરે છે. અને જેમ ક્રૅંક પોતાનાં દેદસેંતરપર આવે છે, ત્યારે પીસતન આગળ ચાલતો બંધ પડીને પાછો ફરેછે તેમજ તે તેના પણ દેદસેંતર પર આવેછે, ત્યારે વાલ્વ આગળ ચાલતો બંધ પડીને પાછો ફરેછે. તેટલા માટે સ્લાઇદની ચાલ અને પીસતનની ચાલની વચ્ચે શું સંબંધ તે આપણે જોઇયે. એ સંબંધનો આધાર ક્રૅંક અને એકસેંત્રીકની ગોળ ફરતી એક સરખી ગતીપર રહેલો છે. એ બેઉ એકજ શાફતની ઉપર જડીલીધેલી હોવાથી એક સરખી ઝડપથી ફરે છે, એટલેકે બેઉ એક આંતો ફરતાં એક સરખોજ વખત લે છે. ઇનજીન એક આખો આંતો ફરેછે, તેટલાં જે કોઈ ફેરફાર અને હીલચાલ થાય છે, તે તપાસયાથી એ બન્નેની વચ્ચેનો સંબંધ અને

તે પરથી નીકળતો પીસતન અને વાલ્વની વચ્ચેનો સંબંધ સમજી શકાશે. પીસતનની માફક સ્લાઇદની ગતી પણ દર સ્ત્રોકે ઓછી વત્તી થાય છે.

સ્લાઇદ વાલ્વની મદદથી એક ઇનજીન ચાલી શકે તેને માટે તેનાથી બે મુખ્ય કામો થવાં જોઈયે પહેલું એ કે, તે વાલ્વની સ-પાતી એટલી મોટી હોવી જોઇયે કે જેથી કરીને જે પળે સ્તીમ સીલીંદરની ઉપરથી દાખલ થવાને બદલે હેઠેથી દાખલ થવા માંડે તે પળે તે વાલ્વ સીલીંદરનાં બેઉ પોર્તોને સદનતર બંધ કરી શકે; નહીતો સ્તીમ બેઉ છેડેથી સીલાંદરમાં દાખલ થાય.

બીજું એ કે, જે પળે સ્તીમ એક છેડેથી દાખલ થવા માંડે તેજ પળે અથવા તેની જરા અગાઉ બીજે છેડેની સ્તીમને બહાર નીકળી જવાનો રસ્તો તે વાલ્વ આપી શકે. (સ્લાઇદ વાલ્વની આ-કૃતી નં૦ ૩૯ જોવો.)

એ આકૃતીમાં બતાવેલો વાલ્વ બેઉ કામો કરી શકે છે. એ હાલતમાં વાલ્વની અંદરની અને બહારની કોરો સ્તીમ પોર્તની કો-રોને મળેલી છે. વાલ્વને જો જરા ઉપર અથવા હેઠે ચલાવવામાં આવે, તો એક પોર્તમાંથી સ્તીમ સીલીંદરમાં દાખલ થવા માંડશે, અને બીજા પોર્તમાંથી બહાર નીકળીને કનદેન્સરમાં જવા માંડશે. વાલ્વ હમણાં અરધા સ્ત્રોક પર છે, અને પીસતન સ્ત્રોકનાં છેડા ઉપર છે. પીસતનને ઉપર જો ચલાવવો હોય, તો વાલ્વને પણ ઉપર ઉંચકાવા દેવો જોઇયે, અને એકસેંત્રીકને શાફ્ત ઉપર ફૅંકની રાઇત ઍંગ્લે (૯૦ દીગરીએ) જડવી જોઇયે. આ ઉપરથી માલમ પડશે કે, આખો સ્ત્રોક પુરો થાય ત્યાં સુધી સીલીંદરમાં એક છેડામાંથી બૉઇલ-રમાંની સ્તીમ આવ્યા કરશે, અને બીજા છેડામાંથી સીલીંદરમાંની સ્તીમ કનદેન્સરમાં જયા કરશે. પણ આ ગોઠવણથી સ્તીમનો મોટો જથ્થો કંઇ પણ કામ કીધા વગર ફોકતમાં નીકળી જાય છે. પણ

દરેક સ્ત્રોક પુરો થાય તેની અગાઉ સ્તીમ દાખલ થતી અટકાવવાથી ઉપર કહ્યા પ્રમાણે થતું સ્તીમનું નુકસાન કેટલેક દરજ્જે અટકાવી શકાય છે, અને એમ થઇ શકે તેને માટે એકસેંત્રીકને શાફ્ત ઉપર જરા આગળ ખસેડીને જડી લેવી જોઇયે, કે જેથી વાલ્વ પણ જરા આગલ હટેલો રહે. આથી કરીને પીસતન સ્ત્રોક પુરો કરીને છેડે આવી રહે તેની અગાઉ સ્તીમ દાખલ થઇને પીસતનને પાછો હડસેલી દેવા સારૂં તૈયાર રહેશે. ઉપલી ગોઠવણથી સ્તીમને દાખલ કીધાથી અને બહાર કાહડયાથી ઘણો ફાયદો થશે, પણ તે છતાં એ ગોઠવણથી સ્તીમનું પોતાનું કદ ફુલાવવાની જે શકતી છે તે શકતીનો ઉપયોગ કઇ થઇ શકતો નથી. તે કરવાને માટે આપણને એવી ગોઠવણ રાખવી જોઇયે કે, જેથી પીસતન થોડો સ્ત્રોક ચાલી રહે તેટલાંમાં સ્તીમ સીલીંદરમાં દાખલ થતી બંધ પડે, અને પછી સ્તીમમાં પોતાનું કદ ફુલાવવાની જે શકતી છે તે શકતી વડે તે પીસતન પર દબાણ કરીને પીસતનનો બાકી રહેલો સ્ત્રોક પુરો કરે. પણ જેમ જેમ સ્તીમ કદમાં ફુલેછે તેમ તેમ તેની દબાણ કરવાની શકતી ઓછી થતી જાયછે. હવે એ ગોઠવણથી ફાયદો કેવી રીતે થાયછે, અને સ્તીમનો બચાવ કેમ કરવામાં આવેછે તે આપણે સમજાવીયે. સમજો કે સીલીંદરમાં દર સ્કુવેર ઇંચે ૧૦૦ પાઊંદનું દબાણ કરનારી સ્તીમ પીસતનનો આખો સ્ત્રોક પુરો થાય ત્યાં સુધી દાખલ કરવામાં આવેછે. તો એ ઉપરથી ખુલ્લું દેખાશે કે, દર સ્ત્રોકે ૧૦૦ પાઊંદનાં દબાણવાલી સ્તીમ કનદેન્સરમાં અથવા હવામાં જતી રહેછે. એવી રીતે ઇનજીનમાંથી જે સ્તીમ બહાર નીકલી જાય છે તે ૧૦૦ પાંઊંદનાં દબાણવાલી હોયછે.

હવે જો એવી ગોઠવણ રાખી હોય કે, જેથી પીસતન પા સ્ત્રોક પુરો કરી રહે તેટલાં વાલ્વ પોર્તને બંધ કરે, તો જે સ્તીમ સીલીંદરમાં રહેલી છે તે પીસતન પર દબાણ કરીને બાકીનો સ્ત્રોક પુરો કરશે. પણ જયારે પીસતન છેડે આવી પુગશે,' ત્યારે સ્તીમનું દ-

બાણ ઓછું થઇને ૧૦૦ પાંઉડ ઉપરથી ૨૫ પાઊંડ પર આવશે. કારણ જ્યારે તે કદમાં ચાર ઘણી ફુલીછે, ત્યારે તેનું દબાણ ¼ થયલું છે. એ ઉપરથી ખુલ્લું દેખાશે કે, જેબી સ્તીમ ઇનજીનમાંથી બહાર નીકળીને હવામાં અથવા કનદેન્સરમાં જાયછે તે ૨૫ પાઊંડનાં દબાણ વાલી હોયછે, યાને તેની ૭૫ પાઊંડ દબાણ કરવાની શકતી કામે લગાડવામાં આવેછે, અને ૨૫ પાઊંડજ ફક્ત ફ્રોકટમાં જાયછે. અલબતાં એ ગોઠવણ ઉપલી કરતાં ફાયદા ભરેલી છે, અને એને એકસપૅનશન (ફુલવુ તે) અથવા સ્તીમનો કત ઑફ (કાપી નાખવું અથવા અટકાવવું) કરીને કહેછે.

આકૃતીમાં બતાવ્યા પ્રમાણે વાલ્વને a અને a′ લીતીઓ સુધી જો વધારીને લાંબો કરીયે તો એકસપૅનશન મળી શકે. વાલ્વની બહારની કોર સ્તીમના પોર્તની કોર કરતાં આગળ વધેલી હોવાને લીધે તે પોર્તને સ્ત્રોક પુરો થવાની અગાઉથી બંધ કરી શકેછે, અને પોર્ત બંધ થયા પછી સ્તીમ તેમાં દાખલ થઈ શકતી નથી. માટે જે સ્તીમ સીલીંદરમાં ભરાયલી હોયછે તેની દબાણ કરવાની શકતી વડે બાકી રહેલો સ્ત્રોક પુરો થાય છે.

૮૧. **લોકોમોતીવ સ્લાઇદની લૅપ અને લીદ.**—સ્ત્રોકની શરૂઆત થતી વખતે સ્તીમ પોર્ત જેટલો ઊઘાડો હોયછે, અને જેમાંથી સ્તીમ દાખલ થઇ શકેછે અથવા બહાર નાકળી શકેછે તેને 'લીદ' કહેછે. લોકોમોતાવ સ્લાઇદમાંથી સ્તીમ દાખલ થાયછે તેને આઉત સાઇદ (બહારની બાજુની) લીદ કહેછે, અને જે લીદમાંથી એકઝૉસ્ત બહાર નીકળી જાયછે તેને ઇનસાઇદ (અંદરની બાજુની) લીદ કહેછે.

વાલ્વ જે વખતે અરધા સ્ત્રોક પર હોયછે, તે વખતે દરએક સ્તીમ પોર્તને અંદરની અથવા બહારની બાજુએથી તે જેટલો ઢાંકી નાંખે છે તેને લૅપ કહેછે. ઉપર કહયા પ્રમાણેજ સ્તીમની બાજુ પરની લૅપને આઉત સાઇદ (બહારની બાજુની) લૅપ અને એકઝૉસ્તની બાજુ પરની લૅપને ઈનસાઇદ (અંદરની બાજુની) લૅપ કહે છે.

જે જે ઠેકાણે લૅપ અને લીદ એ બોલો ફક્ત વાપરેલા છે ત્યાં આઉત સાઇદ લૅપ અને લીદ છે એમ સમજવું. આકૃતીમાં જે લોકોમોતીવ સ્લાઇદ બતાવેલી છે તેના વડે લૅપ અને લીદ કસું થઇ શકતું નથી, પણ જો તે વાલ્વને b અને b′ આકૃતીમાં બતાવેલી લીતી સુધી લાંબો બનાવ્યો હોય તો બંને પોર્તોની ઉપર એકઝૉસ્તની બાજુ પર લૅપ થઇ શકે. તેમજ જો સામી બાજુપર જોતાં a અને a′ બતાવેલી લીતીઓ સુધી તેને લાંબો બનાવ્યો હોય તો સ્તીમની બાજુ પર લૅપ થઇ શકે. લૅપ ઘણું કરીને સ્તીમની બાજુ પરજ રાખવામાં આવે છે. એ પ્રમાણે કીધાથી શું અસર થશે, તે જોવાને આપણે ઉપલું પોર્ત તપાસી જોઇયે. હવે સમજો કે, સ્લાઇદ ઉપર ચાલવા માડે છે. સ્લાઈદ વાલ્વને a લીતી સુધી લાંબો બનાવેલો છે, તેથી કરીને જ્યારે તે ઉપલા પોર્તને તળીયેથી ઉપર ચહડવા માંડશે ત્યારે તેની પોતાની લંબાઈ વધેલી હોવાને લીધે તે પોર્તને સ્ત્રોક પુરો થવા અગાઉથી બંધ કરી નાંખશે, અને બાકી રહેલો સ્ત્રોક સ્તીમના એક્સપૅનશનની મદદ વડે પુરો થશે. પણ જો તેની લંબાઇ વધારે નહી હોતાં આકૃતીમાં બતાવ્યા જેટલીજ હોતે, તો સ્ત્રોક પુરો થવા અગાઉ પોર્ત બંધ થઇ શકતે નહી. એકઝૉસ્તની બાજુ પર જે b અને b′ લીટી સુધી વાલ્વને વધારવાથી લૅપ થાય છે તે સ્તીમની બાજુપરના લૅપ કરતાં ઓછો હોય છે. એકઝૉસ્તની બાજુપર લૅપ રાખવાથી પીસતન છેડે આવી પુગે તેની અગાઉ વાલ્વ પોર્તને ઢાંકી નાંખે છે, અને થોડીક સ્તીમ સીલીંદરમાં રહી જાય છે. તે સ્તીમની ઉપર પીસતન દબાણ કરતો આવે છે, અને તેથી તેની ઝડપ નરમ પડીને તે છેડા આગળ આવી પુગે છે તે વખતે જોરથી અહડી પડતો નથી. પણ ધીમે ધીમે અટકી ઉભો રહે છે. એને કુશીયનીંગ કહે છે. જ્યારે સ્લાઈદ વાલ્વમાં લૅપ અને લીદ કશું હોતું નથી, ત્યારે સ્લાઇદની ફેસની પહોળાઇ અને સ્તીમ પોર્તની પહોળાઇ સરખી હોયછે (આકૃતી જુવો) અને વાલ્વની ત્રેવલ (એકંદર ચાલ) પોર્તની પહોળાઇ કરતાં બેવડી હોયછે. પણ જ્યારે સ્લાઇદ વાલ્વમાં

લૅપ હોય છે, ત્યારે વાલ્વની ત્રેવલ લૅપ અને પોર્ત જેટલો ઊઘડે છે. તેટલા ભાગની પહોળાઇ એ બેઉના સરવાલા કરતાં બેવડી હોય છે

૮૨. **લીદ**—સમજો કે, પીસતન એક છેડા ઉપર છે અને સ્લાઇદ વાલ્વ આકૃતીમાં બતાવેલી હાલતમાં છે. પણ તેની કોર c લીટી આગળ છે, માટે પોર્ત જરા ઊઘાડો રહેશે, અને તેમાંથી સ્તીમ દાખલ થવાનો રસ્તો મલશે. એનેજ લીદ કહે છે. આટલું ધ્યાનમાં રાખવું કે, સ્લાઇદ છેડા ઉપર ન રેહેતાં વચ્ચે વચમાં હોય તે વખતે લૅપ થાય છે, અને પીસતન છેડા ઉપર હોય તે વખતે લીદ થાય છે.

D સ્લાઇદમાં પણ લૅપ અને લીદ એવીજ રીતે થાય છે, પણ ફેર માત્ર એટલોજ છે કે, તે વાલ્વમાં અંદરની બાજુ સ્તીમની છે, અને બહારની બાજુ એકઝૉસ્તની છે. જે ઈનજીનો ઘણી ઝડપથી ચલાવવામાં આવે છે તેમાં લીદ ખસુસ કરીને વધારે રાખેલી હોય છે; તેમજ ઝડપથી ચાલતાં ઇનજીનોમાં પીસતનનો સ્ત્રોક પુરો થાય તેની અગાઉ એકઝૉસ્ત બહાર કાહડી નાખવાને માટે પોર્ત ઊઘડવો જોઇયે, નહી તો વધારે કુશીયનીંગ થવાથી નુકસાન થાય છે.

૮૩. **રોતેતરી વાલ્વ**—રૅમ્સ બૉતમનાં ઇનતરમીદીઅલ ઇનજીનની આકૃતી નં૦ ૩૮ જુવો એમાં A એ રોતેતરી વાલ્વ છે. M એ મેન શાફ્ત છે, જેના બીજા છેડા ઉપર A વાલ્વ ગોળ ફરે છે, અને તેટલાજ માટે એને રોતેતરી (ગોળ ફરતો) વાલ્વ કરીને કહે છે. જે કાળો બતાવેલો ભાગ છે તે સ્લાઇદ છે. S એ સ્તીમ પાઇપ છે, જેમાંથી સ્તીમ A માં દાખલ થાય છે. આકૃતીમાં બતાવ્યા પ્રમાણે 2 નીશાણીવાલો પોર્ત ઊઘાડો છે, અને તેમાંથી સ્તીમ દાખલ થઇને પીસતનને ઉપર ચલાવે છે. એ વખતે 1 નીશાનીવાલો પોર્ત વાલ્વથી ઢંકાયલો છે. જ્યારે A ગોળ ફરશે, ત્યારે સ્તીમ ઉપલા પોર્તમાંથી દાખલ થશે, અને નીચલો પોર્ત બંધ થશે. એ વાલ્વમાં સ્લાઇદની પહોળાઈ ઘણી હોય છે, અને તેથી સ્તીમનો મોટો જથ્થો તેમાંથી દાખલ કરી શકાય છે. જ્યારે શાફ્ત ગોળ ફરે છે, ત્યારે આકૃતીમાં

બતાવેલો કાળો ભાગ પણ સાથે ફરે છે અને તેથી કરીને A આગળનું ઊંધાડું મોહોડું 1 અને 2 સ્તીમ પોર્ત આગળ અવાર નવાર આવે છે, અને તેથી ઉપલા અને નીચલા પોર્તોમાંથી સ્તીમ પસાર થઇ શકે છે, અને પોકળ પીસતન PP ને ઉપર અને હેઠે ચલાવે છે.

# પ્રકરણ ૮ મું.

## બીજા વાલ્વો.

**ઈકવીલીબ્રીઅમ વાલ્વ—દબ્લ બીત અથવા દૉપ વાલ્વ—એસકેપ વાલ્વ— કમ્યુનીકેશન વાલ્વ—ઈંદીયા રબર દીસ્ક વાલ્વ—કીંગસ્તન વાલ્વ—બ્લો થ્રુ વાલ્વ—ઍલન્સદ સ્લાઈદ.**

સ્લાઇદ વાલ્વ સીવાય બીજા ઘણીએક જાતના વાલ્વો હોય છે, જેવાકે ઇકવીલીબ્રીઅમ અને કૅારનીશ દબ્લ બીત વાલ્વ, કીંગસ્તન વાલ્વ, કમ્યુનીકેશન અથવા સ્તૉપ વાલ્વ, સેફ્તી વાલ્વ, વેકયુમ વાલ્વ બ્લોથ્રુ વાલ્વ ઇત્યાદી. એકસપૅનશન વાલ્વ એવી રીતનો હોવો જોઇયે. કે જેમાંથી સ્તીમનો મોટો જથ્થો દાખલ કરી શકાયે, અને દાખલ થતી સ્તીમ એકદમ બંધ કરી શકાએ. થ્રોતલ વાલ્વ, આગળ કહ્યા પ્રમાણે, સ્તીમને એક સરખા જથ્થામાં દાખલ થવા દેછે, પણ તેમાં દાખલ થતી સ્તીમ એકદમ બંધ કરી શકાતી નથી પણ ધીમે ધીમે ઓછી થતી થતી બંધ થઇ શકેછે.

૮૪. **ઈકવીલીબ્રીઅમ વાલ્વ.**—આગલા વખતમાં ઘણી લો પ્રેશયરવાલી એટલે ઓછાં દબાણ (૧૫ અથવા ૨૦ પાઊંદ) વાલી સ્તીમથી ઍનજીન ચલાવવામાં આવતાં હતાં, પણ હાલમાં ૧૦૦ અને

૧૫૦ પાઊંડ જેટલું દબાણ કરનારી સ્તીમ વપરાય છે. વાલ્વની ઉપર સ્તીમ દબાણ કરેછે, અને તેથી તે સહેલાઈથી ચાલી શકતો નથી. તેને માટે એવી ગોઠવણો શોધી કાહડવામાં આવીછે કે, જેથી સ્તીમનું સરખું દબાણ વાલ્વ ઉપર બે સામ સામી બાજુએથી થાય, અને તેથી કરીને વાલ્વ સહેલાઇથા ચાલી શકે. એવી ગોઠવણને ઈક્વીલીબ્રીઅમ વાલ્વ કહે છે. આકૃતી નં૦ ૪૨ જોવાથી આ ગોઠવણ વધારે સારી રીતે સમજી શકાશે. S એ સ્તીમ પાઇપ છે, જેમાંથા સ્તીમ પસાર થઇને વાલ્વ કેસીંગ AB માં દાખલ થાય છે. a અને b એ બે વાલ્વો છે, અને બેઉ એક c સળીયા ઉપર જોડેલા છે. c સળીયાનો હેઠેનો છેડો એક ગાળામાં ઉતારેલો છે, અને તે ગાળામાં તે ધીલો હોવાને લીધે ઉપર ઊંચકાઇ શકે છે. હવે સ્તીમને C પાઇપમાંથી આગળ લઇ જવી છે. જો વાલ્વના સળીયા c ને જરા ઉપર ઊંચકીયે તો તે બેઉ વાલ્વો ઊંઘડશે; અને સ્તીમ જોસથી એકદમ C પાઇપમાં ધસી જશે. એ ગોઠવણમાં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે સ્તીમ a વાલ્વની ઉપરથી અને b વાલ્વની નીચેથી દબાણ કરેછે. હવે, જો a અને b એ બેઉ વાલ્વોની સપાતી એકસરખી હોય, તો તે બેઉ દબાણ એક સરખાં થશે; અને જ્યારે a હેઠે દબાશે, ત્યારે b તેટલાજ જોરથી ઉપર જવાને કોશેશ કરશે, અને એ બેઉ સરખાં અને સામ સામાં દબાણો વચ્ચે વાલ્વની ઉપર કશી પણ અસર થશે નહીં, અને તેને ઊંઘાડવાને માટે ઘણુંજ થોડું જોર પુરતું થઈ પડશે.

૮૫. **દબ્લ બીત અથવા ડ્રૉપ વાલ્વ.**—આકૃતી નં૦ ૪૩ માં એક દબ્લ બીત વાલ્વ બતાવેલો છે. A B એક કેસીંગ છે, જેમાં એ વાલ્વ મુકેલો છે. હવે સમજો કે, સ્તીમ E પાઇપમાંથી નીકળીને D માં જાયછે, તેની અગાઉ તે વાલ્વમાંથી પસાર થાય છે; તેમજ જ્યારે D પાઇપમાંથી નીકળીને E માં જાય છે, ત્યારે પણ થાય છે. એ વાલ્વનો આકાર આકૃતીમાં બતાવ્યા પ્રમાણે એક ગોળ ગુંબજના જેવો છે, અને તેની વચમાં એક સળીયો જડેલો છે. એ સળીયો

જ્યારે ઊંચકવામાં આવે છે, ત્યારે વાલ્વ તેની cc અને bb એ બે બેઠકો ઉપરથી ઊંચકાય છે, અને જે જગ્યાએ H નીશાની બતાવેલી છે તેવી બધી નીશાનીવાળી જગામાંથી સ્તીમ પસાર થાય છે. વાલ્વ, જ્યારે સળીયો હેઠે દબાવવામાં આવે છે, ત્યારે પાછો પોતાની બેઠકને લાગીને રહેછે, અને સ્તીમ તેમાંથી પસાર થતી બંધ થાય છે. એ વાલ્વ તદન ગોળ સીલીંદરના આકારવાલો હોવાને લીધે સ્તીમ જ્યારે તેની ઉપર હોયછે, ત્યારે તેમજ તેની નીચે હોય છે, ત્યારે પણ તેના ઘેરાવા ઉપર એક સરખું ચો તરફથી દબાણ કરેછે, અને તેથી તે વાલ્વ ઉપર દબાણની અસર ઘણી થોડી થાયછે, અને તેટલા માટે તે વાલ્વ ઘણી સહેલાઇથી ઊંઘડી શકાય છે. જે બેઠકની ઉપર તે વાલ્વ ટેકાયલો છે તેને 'બીત' કરીને કહેછે અને આકૃતીમાં બતાવેલા વાલ્વમાં વાલ્વને ઉપલી cc અને નીચલી bb એવી બે બેઠકો અથવા બીત છે, માટે તેને દબ્લ (બેવડી) બીત વાલ્વ કહેછે.

૮૬. **એસ્કેપ વાલ્વ.**—એસ્કેપ એટલે છટકી જવું; સીલીંદરનાં મથાળાં અને તળીયાં ઉપર એસ્કેપ વાલ્વો મુકેલા હોય છે. સીલીંદરમાં સ્તીમ થંડી પડીને તેનું પાણી થઈ જાયછે, તેમજ બૉઈલરનાં પાણીમાં ઉછાળો થવાથી તે પાણી સ્તીમની સાથે સીલીંદરમાં ઘસડાઇ આવે છે, અને એવી રીતે સીલીંદરની બેઉ બાજુપર પાણી ભેગુ થાયછે. એ પાણીને જો બહાર કાહડી નાખવામાં આવે નહીં, તો તે ઘણી વખતે મોટું નુકસાનકારક થઇ પડેછે. પાણી ઉપર ગમે તેટલું દબાણ કર્યે, તે છતાં તેનું કદ સ્તીમ અથવા હવાની માફક સંકોચાઈને ઓછું થતું નથી. હવે સમજો કે, સીલીંદરમાં એક બાજુપર પાણી ભેગું થયલું છે, અને પીસતન તે બાજુ તરફ ચાલીને આવેછે. પાણી ભરાયલું હોવાને લીધે પીસતનને આગળ ચાલવાની જગ્યા મળશે નહીં, અને તેથી તે પાણી ઉપર દબાણ કરશે; પણ પાણી દબાણથી કાંઇ સંકોચાતું નથી, માટે તે દબાણ સીલીંદરના કવર ઉપર પડીને તેને ઉરાડી નાખશે. એ પાણીને બહાર કાહડી નાખવાને માટે

જે વાલ્વ રાખેલો હોયછે તેને એસ્કેપ વાલ્વ કહેછે. કારણ, પાણી તે વાલ્વમાંથી છટકી જાયછે. એ વાલ્વને તેની જગા ઉપર બેસાડી રાખવાને માટે તેની ઉપર એક સ્પ્રીંગ રાખેલી હોયછે, જે સ્પ્રીંગ પોતાનાં દબાણથી વાલ્વને તેની બેઠક ઉપર દાબી રાખે છે. તે સ્પ્રીંગ એટલી મજબુત રાખવામાં આવેછે કે, જ્યારે સીલીંદરમાંની સ્તીમના દબાણ કરતાં થોડું વધારે દબાણ તેનીપર પડેછે, ત્યારેજ તે સ્પ્રીંગ ઊંચકાઇને વાલ્વને ઊઘડવા દેછે અને પાણી બહાર નીકળી જાય છે. એવી રીતે સીલીંદરમાંની સ્તીમ તે વાલ્વમાંથી બહાર નીકળી જઈ શકતી નથી, પણ ફકત પાણી નીકળી જાય છે; કારણ ફકત સ્તીમનું જોર તે સ્પ્રીંગને દાબીને વાલ્વને ઊઘાડવાને માટે પુરતું નથી. સીલીંદરનાં મથાળાં અને તળીયાં ઉપર નાના કૉક મુકેલા હોયછે, જેમાંથી પણ સીલીંદરમાંનું પાણી બહાર કાહડી નાખવામાં આવેછે. તેને દ્રૅન કૉક કરીને કહેછે. ઇનજીન જેવું ચલાવવામાં આવેછે તેવાજ તે કૉકે ઊઘાડી નાખવામાં આવેછે, અને સ્તીમ થંડાં સીલીંદરને લાગવાથી જે કાંઇ તેનું પાણી થઈ જાય છે તે, તે કૉકોમાંથી બહાર નીકળી જાય છે, પણ ઇનજીન જરા વખત સુધી ચાલવા પછી જ્યારે સીલીંદર ગરમ થાય છે, ત્યારે તે કૉકો પાછા બંધ કરવામાં આવે છે.

૮૭. **સ્નીફ્તીંગ વાલ્વ અથવા તેલ વાલ્વ.**—સ્નીફ્તીંગ વાલ્વ રાખવાની મતલબ એવી છે કે, જ્યારે કન્દેનસરમાં હવાનું જોર ઘણું વધી પડે, ત્યારે તે વાલ્વ ઉઘડી જાય, અને હવાને બહાર નીકળી જવા દે. કન્દેસરમાં જો હવાનો મોટો જથ્થો રહેવા દીધો હોય, તો તેનાથી સીલીંદરમાં પણ સામું દબાણ થાય છે. ઈનજીન ચાલુ કરવાની આગમજ સીલીંદરમાંનો સ્તીમ કન્દેનસરમાં દાખલ કરવામાં આવે છે, જે સ્તીમ બહાર નીકળવાનું જોર કરે છે, અને સ્નીફ્તીંગ વાલ્વ ઊઘાડીને બહાર નીકળી જાય છે. બહાર નીકળતી વખતે તે કન્દેનસર માહેલી હવાને પણ પોતાના સાથે ઘસડી લઈ જાય છે.

૮૮. **કમ્યુનીકેશન વાલ્વ.**—દરેક બૉઈલરને મથાળે એક કમ્યુનીકેશન વાલ્વ બેસાડેલો હોય છે. તે વાલ્વના સળીયાનો ઉપર બહારથી એક નાનું ચક્કર બેસાડેલું હોય છે, અને તે ચક્કર જ્યારે ફેરવવામાં આવે છે, ત્યારે સળીયો ઉપર ઉંચકાઇને વાલ્વને ઉઘાડે છે. વાલ્વ જ્યારે ઉઘડે છે, ત્યારે સ્તીમ તેમાંથી પસાર થઈને મેન પાઇપમા દાખલ થાય છે, જ્યાંથી તે સીલીંદરમાં જાય છે. દરેક બૉઇલરને એ પ્રમાણે એક વાલ્વ બેસાડેલો હોયછે, અને દરેક વાલ્વમાંની સ્તીમ એક પાઇપમાંથી પસાર કરીને મેન પાઈપમાં લીધેલી હોય છે. જ્યાં ઘણાં બૉઇલરો હોયછે ત્યાં ગમે તે બૉઇલરમાંની સ્તીમ તેના વાલ્વને ઉઘાડીને કામમાં લઈ શકાય છે.

૮૯. **ઈંદીયારબર દીસ્ક વાલ્વ.**—ઍર પમ્પનાં પીસતનમાં એવી જાતનો વાલ્વ મુકેલો હોય છે. આકૃતી નં૦ ૪૪ જુવો. એમાં C D એ ઍર પમ્પનો પીસતન છે, અને તેમાં આરપાર ગાળાઓ પાડેલા હોય છે. A B એ ગોળ જાડો ઈંદીયા રબરનો કકડો છે, અને તેને પીસતનની ઉપર વચ્ચેથી એક ab બૉલ્ત પસાર કરીને બેસાડેલો છે. જેથી કરીને તે ઈંદીયા રબર પોતાની જગા ઉપરથી હટી શકતો નથી. હવે જ્યારે CD પીસતન હેઠે ઉતરે છે, ત્યારે તેના ગાળામાંથી પાણી પસાર થઇને AB ઈંદીયા રબરના વાલ્વને ઉપર ઉંચકે છે, અને AB જ્યારે ઉંચકાય છે, ત્યારે પીસતનની નીચેનું પાણી ઉપર જાય છે, અને પીસતન હેઠે આવે છે. જ્યારે પીસતન હેઠેથી પાછો ઉપર ચહડવા માંડે છે, ત્યારે તેની ઉપર જે પાણીનો જથ્થો પડેલોછે તે ઈંદીયા રબરના વાલ્વને હેઠે દાબીને બંધ કરી રાખે છે, અને તેથી પીસતનની ઉપરનું પાણી પીસતનની સાથે ઘસડાઈ જાય છે. જ્યારે પીસતન હેઠે આવે છે, ત્યારે A B પાછો ઉઘડે છે, અને પાણી પાછુ પીસતનની ઉપર જઇ ભરાય છે. એવી રીતે ગમે તેટલુ પાણી ઉપર ચહડાવીને બહાર કાહડી નાખી શકાય છે.

૯૦. **કીંગસ્તન વાલ્વ.**—એવી જાતના વાલ્વ ઘણું કરીને આગબોતમાં પાણીની સપાતી હેઠેના દરેક કાણાંઓમાં મુકેલા હોય છે. એ વાલ્વનો આકાર થોડો ઘણો પરાના આકારને મલતો હોય છે, યાને તેનો એક છેડો બીજા છેડા કરતાં ધીમે ધીમે ઉતરતાં નાનો થતો હોય છે. એ વાલ્વનો મોટો છેડો બહારની બાજુએ રાખેલો હોય છે, જેથી કરીને બહારના પાણીનાં દબાણથી તે ઉંઘડવાને બદલે ઉલટો બંધ થાય છે, અને પાણી અંદર આવતું અટકે છે. એક સ્ક્રુ ફેરવ્યાથી તે વાલ્વ ઉંઘડે છે. અને ઉઘડતી વખતે તે બહાર નીકળેછે. વધારે ઉંઘડીને બહાર પડી નહી જાય, માટે તેને અટકાવવાને સારૂં એક ગોઠવણ રાખેલી હોય છે.

૯૧. **બ્લોથ્રુ વાલ્વ.**—ઈનજીન ચલાવવા અગાઉ બ્લોથ્રુ વાલ્વ ઉંઘાડવામાં આવે છે, અને તેમાંથી સ્તીમ પસાર થઇને સીલીંદરમાં સ્લાઈદ કેસીંગમાં અને કનદેન્સરમાં દાખલ થાય છે. જ્યાંથી તે જોસ બંધ જે કંઈ પાણી ઉપલા ભાગોમાં ભેગું થયું હોય છે તેને ઘસડી લઇ જાય છે, અને સ્નીફતીંગ વાલ્વમાંથી તેને પણ પોતાની સાથે બહાર ઘસડી કાહડે છે. બ્લોથ્રુ એટલે કે આરપાર ઉરાડી નાખવું, એમ કીધાથી સીલીંદરમાંનું પાણી નીકળી જાય છે, અને સીલીંદર ગરમ થાય છે, તેમજ કનદેન્સરમાંની હવા પણ બહાર નીકળી જાય છે, અને સરૂવાતથીજ વેક્યુમ જોઇએ તેટલું બરાબર થઇ શકે છે.

૯૨. **બૅલન્સદ સ્લાઇદ.**—બૅલન્સદ એટલે કે સમતોલ કરવું. બૅલન્સદ સ્લાઇદ વાલ્વનું વર્ણન કરવા અગાઉ આપણે એટલું ધ્યાનમાં રાખવું જોઇયે કે, વાલ્વની ઉપર સ્તીમનું દબાણ થાય છે, અને તેથી વાલ્વને ખસેડવાને માટે તે દબાણ કરતાં વધારે જોરની જરૂર પડેછે. વૅાંતનાં વખતમાં જ્યારે ઇનજીનનો વપરાસ પહેલ વહેલો શરૂ થયો તે વખતે સ્તીમ ઘણા ઓછા દબાણવાળી ઉપ્યોગમાં લેવામાં આવતી હતી, અને તે વખતે વાલ્વ પર થતું દબાણ પણ ઓછું

હોવાને લીધે ઝાઝી અડચણ પડતી હતી નહી, પણ હાલના વખતમા જ્યારે ૧૦૦ અને ૧૫૦ પાઉંદનાં દબાણવાળી સ્તીમ ઉપ્યોગમાં આ-વવા લાગી, ત્યારે વાલ્વ પર પડતું દબાણ પણ વીશેષ થવા લાગ્યું, અને તે વીશેષ દબાણ થવાને લીધે વાલ્વને ચલાવવાને માટે ઘણા ભારી સળીયાઓ અને તેમજ ઈનજીનના બીજા ભાગો પણ ઘણા ભારી અને મજબુત બનાવવા પડયા, અને તેથી ઇનજીનની કામ કર-વાની શકતી ઓછી થવા લાગી. એ અડચણ દહાડે દહાડે વધતી જોઇને ઇનજીન બનાવનારાઓ તે દુર કરવાનો વીચાર કરવા લાગ્યા, અને એવી રીતે બૅલન્સદ સ્લાઇદની શોધ થઈ. એ ઉપરથી માલમ પડશે કે, બૅલન્સદ સ્લાઇદ ઇનજીનમાં રાખવાની મતલબ એવી છે કે, તેથી વાલ્વપર થતું સ્તીમનું દબાણ બને તેટલું ઓછું થઈ શકે. હવે આપણે એ કેવી રીતે બનેલો છે તે કહીએ. સ્લાઇદ વાલ્વના બૉકસની જે બાજુ બરાબર ઇનજીનના સીલીંદરનાં પોર્તની સામે હોય છે તે બાજુ પર એક ગોળ કાણું પાડીને તેમાં એક ઉભું સીલીંદર બેસાડેલું હોય છે. તે સીલીંદરની અંદર એક બંધ બેસતો પીસતન હોય છે, અને તે પીસતનને વાલ્વની સાથે એક સળીયા વડે જોડેલો હોયછે. તે સળીયાના બેઉ છેડા પીસતન અને વાલ્વની ઉપર મજબુત જડી લીધેલા હોતા નથી, પણ જેમ બારણું મીજાગરાં ઉપર હાલેછે તેમ તે સળીયાના બેઉ છેડા પીસતન અને વાલ્વના ચાલવાથી હાલી શકેછે. તે પીસતનની સપાતી વાલ્વની સપાતી કરતાં જરા ઓછી રાખવામાં આવેછે. જ્યારે સ્તીમ વાલ્વ બૉકસમાં દાખલ થાયછે, ત્યારે તે વાલ્વ પર દબાણ કરે છે, અને તેજ વખતે પેલા પીસતન ઉપર પણ દબાણ કરેછે. પીસતન પર થતું સ્તીમનું દબાણ લગભગ વાલ્વ પર થતા દબાણ જેટલુંજ હોય છે, કારણ કે ઉપર કહ્યા પ્રમાણે બેઉની સપાતી લગભગ સરખીજ હોયછે. પીસતન ઉપર થતાં દબાણથી પાછળ હટવા માંડેછે, અને જે સળીયો તેની અને વાલ્વની વચ્ચે છે તે સળીયો પણ પાછલ હટીને વાલ્વને તેની બેઠક ઉપરથી ઉંચકવાને

યત્ન કરેછે, તેજ વખતે વાલ્વ પર થતું સ્તીમનું દબાણ વાલ્વને તેની બેઠક ઉપર દાબી રાખવાને યત્ન કરેછે, અને એવી રીતે એ બે સામ સામાં અને લગભગ સરખાં દબાણ વાલ્વ ઉપર પડેછે. અને તેથી વાલ્વ પર દબાણની અસર ઘણીજ થોડી થાયછે, અને તે ઘણો સેહેલાઇથી વાલ્વ બૉક્સમાં ઉપર હેઠે ચાલી શકેછે.

સ્લાઇદ વાલ્વની ઉપર પડતું સ્તીમનું દબાણ ઓછું કરીને તેને સમતોલ રાખવાની એક બીજી સારી ગોઠવણ જે હાલ ઘણે ઠેકાણે વપરાયછે, તેને વીષે આપણે હવે થોડું કહયે. વાલ્વ બૉક્સના ઢાંકણાંની અંદરની બાજુને સપાત કીધેલી હોયછે અને સ્લાઈદ વાલ્વની પીઠ ઉપર જેટલો બને તેટલો મોટો ગોળ ગાળો કાહડેલો હોયછે, જેની અંદર નાની નાની સ્પ્રીંગો મુકીને ઉપરથી એક ગોળ સીલીંદરના આકારવાળી કરી બેસાડેલી હોયછે જે કરી તે સ્પ્રીંગોના દબાણથી બહાર નીકળી જવાને યત્ન કરેછે. *હવે એ પ્રમાણે કીધા પછી વાલ્વ બૉક્સનું ઢાંકણું જેની અંદરની બાજુ ઉપર કહ્યા પ્રમાણે સપાત કીધેલી હોયછે. તે ઉપર મુકીને જડી લીધામાં આવેછે. વાલ્વ બૉક્સનું ઢાંકણું ઉપર જડી લીધા પછી પેલી ગોળ કરીને ગાંળાની અંદર દાબી રાખેછે, સ્પ્રીંગો તેને પોતાનાં દબાણથી વાલ્વ બૉક્સનાં ઢાંકણાં તરફ હડસેલેછે. એવી રીતે તે કરી ઢાંકણા ઉપર ચપત બેઠેલી હોયછે. સ્તીમનું દબાણ તે કરી ઉપર ચારો બાજુએથી સરખું પડેછે, અને તેથી કરીને તેની ઉપર તેમજ વાલ્વમાંનાં ગોળ ગાળા ઉપર દબાણની અસર કશી થઈ શકતી નથી, પણ બાકી રહેલા વાલ્વના ભાગ ઉપર ફકત તે થાયછે. એવી રીતે સ્તીમના દબાણનો મોટો ભાગ વાલ્વ ઉપર અસર કરી શકતો નથી. કેટલેક ઠેકાણે તે કરીની માહેલી જગ્યા અને કનદેન્સર વચ્ચે રસ્તો કીધેલો હોયછે, જેથી કરીને તે કરીમાં વેકયુમ થાયછે, અને તે વેકયુમ, વાલ્વને તેની બેઠક ઉપરથી ઊંચકવાને યત્ન કરેછે, બૅલન્સદ સ્લાઇદનાં ફાયદા એટલા તો છે કે હાલમાં કોઈ પણ મોટાં ઇનજીનમાં તે નહીં હોય એવું કદાચજ બનેછે.

# પ્રકરણ ૯ મું.

## બૉઇલર અને તેની ઉપર કીધેલું જોડકામ.

**બૉઈલર—વૅગન બૉઈલર—સીલીંદ્રીકલ બૉઇલર—ફ્લ્યુની લંબાઈ—ફ્લ્યુનો દાયમેતર—બૉઈલરની પ્લેતોની જાડાઇ—મરીન તયુબ્યુલર બૉઈલર—બ્લાસ્ત પાઈપ—સ્તીમ ચેસ્ત—ગલોવે તયુબ—વરતીકલ બૉઇલર—કૉરનીશ બૉઈલર—બૉઇલરનાં જોરની તપાસ—ફરનેસ—ગ્રેત—દેદ પ્લેત—માઉથ પીસ—ઍશ પીત—બ્રીજ—કમબશન ચેમબર—ફ્લ્યુ—સ્મોક બૉક્સ—ડૅમપર—લીવર સેફ્તીવાલ્વ—હૉપકીનસન કમપાઉંદ સેફ્તી વાલવ—બોરદોન સ્તીમ ગેજ—વેક્યુમ ગેજ—ગ્લાસ વાતર ગેજ—વેક્યુમ વાલ્વ—મૅનહોલ—મદહોલ—ફ્યુસીબ્લ પ્લગ.**

૯૩. **બૉઇલર.**—એ એક વાસણ છે, જેમાં ઈનજીન ચલાવવાને સારૂં જોઇતી સ્તીમ તૈયાર કરવામાં આવેછે. અસલ બૉઈલરોના આકારો તરેહવાર જાતના બનાવવામાં આવતા હતા. બૉઇલરો ઓતેલા લોહોડાંનાં બનાવવામાં આવતાં હતાં, અને તેના શેલ અને મથાળા પરના ભાગો લાકડાના પીપોની માફક બનાવીને પતાવડે મજબુત કરી લેવામાં આવતા હતા; પણ તે વખતે સ્તીમનું દબાણ દર સ્કુવેર ઈંચે ફક્ત ૧૨ થી ૧૫ પાંઉંદ જેટલું રાખવામાં આવતું હતું. હાલમાં જ્યારે તેના કરતાં ૧૦ થી ૧૨ ગણું વધારે દબાણ બૉઈલરો ઉપર પડેછે, ત્યારે તેની બનાવતમાં ઘણીજ સંભાળ અને તપાસ લેવાની જરૂર દેખઈતી છે. જો સ્તીમ બૉઇલરોની બનાવતમાં મજબુતી એજ ફક્ત હેતુ રાખવામાં આવતો હતે, તો બૉઇલરો ગોળ દડા જેવાં બનાવ્યાં હતે, કારણ કે એક ગોળ દડા જેવું વાસણ અંદરતું અથવા બહારતું દબાણ ઘણીજ મજબુતીથી ખમી શકેછે; અને

જો કે અર્ધ ગોળ બૉઈલરો કેટલેક ઠેકાણે વપરાયછે, તે છતાં તેવાં બૉઈલરો દરેક ઠેકાંણે કામમાં આવે એ કદી બનનાર નથી. કારણ, તેવાં બૉઈલરો દબાણ વધારે સારી રીતે ખમી શકેછે ખરાં, પણ હીતીંગ સરફેસ તેમાં ઘણીજ ઓછી હોયછે, અને એજ કારણને લીધે તેનો ઉપ્યોગ થઇ શકતો નથી. સીલીંદરનાં આકારવાલાં બૉઈલરો ગોળ બૉઈલરો કરતાં મજબુતીમાં ઉતરતાં હોયછે પણ હીતીંગ સરફેસ તેમાં ઘણી વધારે હોવાને લીધે દરેક ઠેકાણે તે વપરાતાં જોવામાં આવેછે.

૯૪. **વૅગન બૉઇલર.**—વૉતના વખતમાં વૅગન બૉઇલર વપરાસમાં આવતાં હતાં. તેનો આકાર ગાડીના જેવો હોવાને લીધે તેને વૅગન (ગાડી) બૉઇલરનું નામ આપ્યું હતું. બૉઇલરોને તળીયે ચુલો રાખવામાં આવતો હતો. અને બૉઈલરની આજુ બાજુ ઈંતનું બાંધકામ કરવામાં આવતું હતું, જેમાથી ગરમ ગૅસ ધુમાડો વગેરે પસાર થતાં હતાં, અને એવી રીતે તેની ગરમી પાણીને આપવામાં આવતી હતી. એ બૉઇલરો મજબુત તો અલબત નહી હતાં, અને દબાણમાંથી બચાવવાને માટે તેમાં સ્તે ઘણા રાખવાની જરૂર પડતી હતી. તેનું મથાળું ગાડીના મથાળાની માફક ઢગતું ગોળ હતું અને તળીયું ચોરસ હતું. જ્યારે બી દબાણ વધવાથી તે બૉઈલરો ફુતતાં હતાં, ત્યારે હમેશાં તળીયેથીજ ફુતતાં.

૯૫. **સીલીંદ્રીકલ બૉઈલર.**—સીલીંદરના જેવાં બૉઇલરનો આકાર એ તેની બનાવતમાં થયલો મોટામાં મોટો સુધારો છે. બૉઈલર એક સ્તીલના સીલીંદર જેવું હોયછે, અને તેની વચ્ચેથી બે ફ્લ્યુ પસાર થાયછે. તે ફ્લ્યુ પણ સ્તીલની પ્લેતના બનાવેલાં હોયછે, અને તે પ્લેતની જાડાઇ બૉઈલરની પ્લેતની જાડાઇ જેટલીજ રાખવામાં આવેછે; પણ એમ કરવામાં ગેર ફાયદો છે એવું અનુભવ પરથી માલમ પડેછે. એવાં બૉઈલરોમાં ફ્લ્યુની ગોઠવણ તરેહવાર રીતે રાખેલી હોયછે. ફ્લ્યુ, બૉઈલરની આખી લંબાઇ સુધી બૉઈલરમાં બેસાડેલો હોયછે.

ફ્લ્યુને એક છેડે ચુલો રાખવામાં આવેછે, અને બીજે છેડે ચીમની હોયછે. 'રીતને ફ્લ્યુ' બૉઈલરમાં તેમ હોતું નથી, પણ બૉઈલરની પીઠે બેઉ ફ્લ્યુ સાથે જોડી લીધેલા હોયછે, અને બૉઈલરનાં મહોડાં આગલ એક ફ્લ્યુમાં ચુલો હોયછે, અને બીજા ફ્લ્યુ સાથે ચીમની લગાડેલી હોયછે, જેથી કરીને પહેલા ફ્લ્યુમાંના ચુલામાંની ગરમી ગૅસ ધુમાડો વગેરે બૉઈલરની આખી લંબાઈ સુધી ફ્લ્યુમાંથી પસાર થાયછે, અને બીજે છેડે જાયછે. તે છેડો પાસેના બીજા ફ્લ્યુ ના છેડા સાથે જોડેલો હોયછે તેમાં થઇને તે પાસેના ફ્લ્યુમાં આવેછે, અને પછી તે ફ્લ્યુમાં થઇને પાછી બાઇલરનાં મહોડાં આગળ આવે છે, અને ચીમનીમાંથી બહાર નીકળી જાયછે.

કૅારનીશ બૉઇલરમાં ફક્ત એક ફ્લ્યુ બૉઈલરને એક છેડેથી બીજે છેડે સુધી હોયછે.

લૅંકેશીયર બૉઈલરમાં બે ફ્લ્યુ તેવીજ રીતે મુકેલી હોયછે.

૯૬. **ફ્લ્યુની લંબાઈ.**—ફ્લ્યુની લંબાઇ કેટલીક વખતે બૉઈલરની લંબાઇ જેટલી રાખવામાં આવેછે. ૪ ઈંચ દાયમેતર વાલી ૩ તયુઓ એક સરખી જાડી પ્લેતમાંથી બનાવવામાં આવી હતી, અને તે તયુઓની લંબાઇ ૧૯, ૪૦ અને ૬૦ ઈંચ રાખવામાં આવી હતી. ત્યાર પછી તે તયુઓની ઉપર બહારથી દબાણ કરી જોતાં એવું માલમ પડયું કે ૧૩૭, ૬૫ અને ૪૩ પાઊંદના (દર સ્કુવેર ઇંચે) દબાણથી તે તયુઓ દબાઇને બેસી ગઈ. એ ઉપરથી એવું સાબેત થાયછે કે, જેમ તયુઓની લંબાઇ વધારે હોયછે તેમ તે ઓછું દબાણ ખમી શકેછે. એક બાઇલરનાં બે ફ્લ્યુ જેનો દાયમેતર ૪૨ ઇંચ અને પ્લેતની જાડાઇ $\frac{3}{8}$ ઈંચ હતી તે લંબાઈમાં ૨૫ ફીત અને ૩૫ ફીત હતા. તેમાનો પહેલો દર સ્કુવેર ઈંચે ૯૭ પાઊંદનાં દબાણથી અને બીજો ૨૭ પાઊંદનાં દબાણથી દબાઇને બેસી ગયો.

૯૭. **ફ્લ્યુનો દાયમેતર.**—એજ પ્રમાણે જેમ ફ્લ્યુનો દાયમેતર વધારે મોટો હોયછે તેમ તે ઓછું દબાણ ખમી શકેછે. જો દાયમેતર બેવડો કરયે, તો તે દબાણ બરાબર અરધું ખમી શકશે. એક અખતરો કરી જોવામાં આવ્યો હતો, જેમાં ૫ ફીત લાંબી અને $\frac{૧}{૩૨}$ ઈંચ જાડી ત્રણ તયુબો લેવામાં આવી હતી, અને તેના દાયમેતરો ૪, ૮, અને ૧૨ ઈંચ હતા. તે તયુબો દર સ્કુવેર ઈંચે ૪૩, ૨૦·૮ અને ૧૨·૫ પાઊંદના દબાણથી બેસી ગઈ હતી.

૯૮. **બૉઈલિરની પ્લેતોની જાડાઈ**—બૉઈલિરની પ્લેતની જાડાઈ જેટલી વધારે હોયછે તેના સ્કુવેર કરતાં વધારે દબાણ તે ખમી શકે છે. દાખલા તરીકે જો એક બૉઇલરની પ્લેત $\frac{૧}{૮}$ ઈંચ જાડી હોય, અને તે એક ચોક્કસ દબાણ ખમી શકતી હોય, તો એક બીજી પ્લેત જે તેના કરતાં બેવડી અથવા $\frac{૧}{૪}$ ઈંચ હશે તે $૨^{૨·૧૯}$ અથવા $૨^{૨}$ કરતાં જરા વધારે એટલે કે ચાર ગણું (બલકે તે કરતાં પણ વધારે) દબાણ ખમી શકશે. માટે હવે એ ઉપરથી એવું માલમ પડેછે કે, જેમ તયુબનો દાયમેતર વધારે મોટો હોય તેમ તે ઓછું દબાણ ખમી શકે, અને વળી તેજ પ્રમાણે જેમ પ્લેત જાડી વધારે .હોય તેમ તે વધારે મજબુત હોયછે; માટે પ્લેતની જાડાઈ તયુબના દાયમેતરના સરખા પ્રમાણમાં હોવી જોઈયે, એટલે કે ૨ ફીત દાયમેતર વાલી તયુબની પ્લેત ૧ ફુત દાયમેતરવાલી તયુબની પ્લેત કરતાં બેવડી જાડાઇમાં હોવી જોઇયે. તેમજ જો ૧ ફુત દાયમેતરવાલી તયુબ પ્લેતની જાડાઇ $\frac{૧}{૫}$ ઈંચ હોય, તો ૨ ફીત દાયમેતરવાલી તયુબ પ્લેતની જાડાઈ $\frac{૨}{૫}$ ઈંચ હોવી જોઈયે.

ઉપલા અગત્યના અખતરાઓને માટે આપણે મી૦ ફેરબેરનના મોટા આભારી છઈયે. એ અખતરાઓથી બૉઈલરની તયુબો કેટલું જોર ખમી શકે, તેમજ એક ચોક્કસ દબાણ ખમવાને માટે કેટલી લાંબી તયુબો રાખવી જોઈયે, એ બધી બીના મી૦ ફેરબેરનના અખ-

તરાઓથી ઘણી ચોક્કસ રીતે નક્કી થયલીછે. બૉઈલર બનાવનારાઓને તે એવી ભલામણ કરેછે કે, ફ્લ્યુની ઉપર સુમારે ૧૦ ફીતને અંતરે મજબુત રીંગો રીવેત કરી લેવી, જેથી તે ફ્લ્યુ જાણે નાની નાની ૧૦ ફીત લાંબી તયુબોની બનેલી હોય એવું થશે, અને તેમ થવાથી તે ઘણું જોર ધરાવી શકશે.

૫૯. **મરીન તયુબ્યુલર બૉઈલર**—તયુબલર બૉઇલરમાં કોલસાની ગરમી બહાર નીકળી જવા અગાઉ કેટલીએક તયુબોમાંથી પસાર થાયછે, જે તયુબો બૉઇલરની અંદર બેસાડેલી હોયછે, અને જેની આજુ બાજુ પાણી હોયછે. એવાં બૉઈલરો લોકોમોતીવ અને મરીન ઈનજીનોને વાસ્તે હમેશાં રાખવામાં આવેછે, કારણ તેમાં હીતીંગ સરફેસ વધારે હોવાથી તે થોડી જગા રોકીને વધારે સ્તીમનો જથ્થો પેદા કરી શકેછે. આકૃતી નં૦ ૪૫ માં એક મરીન ઇનજીનનું તયુબ્યુલર બૉઇલર બતાવેલું છે.

FP એ ફ્રાયર પ્લેસ અથવા ફરનેસ છે. AP એ ઍશ પીત છે. W એ પાણીછે, WL પાણીની સપાતી દેખાડે છે, ccc એ તયુબોછે. F એ ફ્નલ અથવા ચીમની છે. એ ફ્નલનું તળીયું એ ઠેકાણે ફાયર બૉકસ અને સ્મોક બૉકસ એ બેઉની ગરજ સારેછે. AB એ સુપર હીતરછે. સ્તીમ ચેસ્તમાંથી સ્તીમ aa જગામાંથી પસાર થઇને બહાર નીકળે છે, અને સુપર હીતરમાં મુકેલી તયુબોની આજુ બાજુ ફ્રીવળીને વધારે ગરમ થાયછે. (કારણ સુપર હીતરની તયુબોમાંથી ગરમ ગૅસ વગેરે પસાર થાયછે, અને તેથી તયુબો ઘણી ગરમ હોવાને લીધે પોતાની ગરમી સ્તીમને આપેછે.) ત્યાંથી પછી સ્તીમ SP સ્તીમ પાઇપમાં થઇને સીલીંદરમાં જાયછે. વેસ્ત સ્તીમ એકઝૉસ્ત પાઇપમાં થઇને WS આગળ ચીમનીમાં દાખલ થાયછે, તેથી કરીને ચીમનીમાંનો ધુમાડો ઘસડાઈને બહાર નીકળી જાયછે, અને તેથી ફરનેસમાં જોસબંધ હવા દાખલ થાયછે.

૧૦૦. **બ્લાસ્ત પાઇપ**—બૉઈલરમાંની સ્તીમ એક પાઈપ-માંથી ફનલમાં લઇ જવામાં આવેછે તે પાઇપને બ્લાસ્ત પાઈપ કહેછે. એ સ્તીમ ધસારા સાથે ફનલમાંથી બહાર નીકળી જાયછે, તે વખતે ફનલમાં થોડું ઘણું વેક્યુમ થાયછે, અને તેથી કરીને બહારની હવા ફરનેસમાંથી થઈને ફનલમાં ધસી આવેછે, અને જે વખતે તે ફરને-સમાંથી પસાર થાયછે ત્યારે કોલસાને અતીશય જોરથી સળગાવે છે, અને તેથી બૉઇલિરમાં સ્તીમ ઘણી ઝડપથી તૈયાર થઇ શકેછે. નૉન કનદેન્સીંગ ઈનજીનમાં વેસ્ત સ્તીમ પણ એવીજ રીતે ઉપ્યોગી થાયછે.

૧૦૧. **સ્તીમ ચેસ્ત.**—બૉઇલરને મથાળે અથવા ઉપલા ભાગ ઉપર એક પોકળ ગુંબજ બેસાડેલો હોયછે, જેને સ્તીમ ચેસ્ત કહેછે. તેમાં સ્તીમ ભરાઇ રહેછે, અને જ્યારે બૉઇલર જેટલી સ્તીમ તૈયાર કરી શકેછે તેના કરતાં વધારે સ્તીમ ઇનજીનમાં ખપેછે, ત્યારે તે ચે-સ્તમાની સ્તીમ કામે લાગેછે. બીજો ફાયદો એ છે કે, સ્તીમ પાઇપ ચેસ્તને મથાળેથી નીકળે છે, માટે બૉઇલરમાં પ્રાઇમીંગ થાયછે તે છતાં પણ પાણી સ્તીમ પાઈપમાં એકાએક જઇ શકતું નથી, કારણ વચ્ચે ચેસ્ત હોવાના સબબથી પાણીની સપાતીથી સ્તીમ પાઈપ ઘણી ઉંચે ગયલી હોયછે.

૧૦૨. **ગૅલોવે તયુબ.**—ફ્લ્યુ બૉઇલરો (જેવાં કે કૅારનીસ અને લૅંકેશીયર) ની અંદર ફ્લ્યુમાં કેટલીએક ઉભી તયુબો રીવેતથી કરીને બેસાડેલી હોયછે. ફ્લ્યુની ઉપર અને હેઠે પાણી હોયછે, અને તે તયુબો રાખવાની મતલબ એવી છે કે જ્યારે ફ્લ્યુની હેઠેનું પાણી ગરમ થવાથી કરીને હલકું થાયછે ત્યારે તે પાણી તયુબમાંથી થઈને ઉપર ચહડેછે, અને બીજાું થંડું પાણી હેઠે આવેછે. એવી રીતે પા-ણીની આવજાવ એક સરખી ચાલુ હોયછે, તેથી કરીને પાણી ઘણું જલદીથી ગરમ થઈ જાયછે. એ તયુબની પ્લેતો બૉઈલરની પ્લેતોના જેટલીજ જાડી હોયછે, અને તેને રીવેતથી જડી લીધેલી હોયછે, જેથી તે સ્તેનું પણ કામ બજાવેછે.

૧૦૩. **વરતીકલ બૉઇલિરો.**—વરતીકલ બૉઇલરો પણ તરેહવાર આકારનાં હોયછે. એવાં બૉઇલરો ઘણું કરીને સ્તીમથી ચાલતા ક્રેનોમાં અને એવાં બીજાં હલકાં કામ કરનારાં ઇનજીનોને માટે વપરાયછે. એ બૉઈલર બીજાં બૉઇલિરોની માફક આડું નહી પણ ઉભું હોયછે, અને એને તળીયે ફાયર બૉકસ હોયછે. ફાયર બૉકસની ઉપર ફનલ બેસાડેલો હોયછે. ફાયર બૉકસની આજુ બાજુના ભાગમાં પાણી હોયછે, અને તે પાણીવાલી જગામાં ઉભી તયુબો મુકેલી હોયછે, જે તયુબો ગૅલોવે તયુબની માફક હેઠેના ગરમ થયલાં પાણીને ઉપર જવાને સારૂં રસ્તો આપેછે.

૧૦૪. **કૉરનીશ બૉઇલિર**—કૉરનીશ બૉઈલર લાંબા સીલીંદરના આકારનું હોયછે. આકૃતી નં૦ ૪૬; ૪૭ માં એવું બૉઈલર બતાવેલું છે.

D અને E એ બેઉ બૉઇલરના સેકશનની આકૃતીઓછે. એમાં કાળી નાની લીતીઓ પાણીવાલો ભાગ બતાવેછે. cdef એ ફ્લ્યુછે, જેની જમણી બાજુએ FP ફરનેસ અને AP ઍશપીત છે. B એ ફાયર બ્રીજ છે, જેની પછવાડે a a એ એક મોટી તયુબછે, જે તયુબ ઠેઠ બૉઇલિરના છેડા સુધી જાયછે, અને તે તયુબ બળતાંથી અને ગરમ ગૅસથી આસપાસથી ઘેરાયલી છે. તે તયુબ g અને h આગલ બૉઇલરની સાથે જોડાયલી છે. WL એ પાણીની સપાતી દેખાડે છે. આકૃતી પરથી માલમ પડશે કે, એ બૉઇલરમાં SC સ્તીમ ચેસ્ત ઘણી મોટીછે, તેમજ પાણીની સપાતી પણ ઘણી વધારેછે, અને એજ કારણને માટે કૉરનીશ બૉઇલરમાં પ્રાઇમીંગ થતું નથી. આખા ફ્લ્યુની અંદર બળાતું અને ગરમ ગૅસ હોયછે, અને તે બૉઇલિરની હેઠેથી પસાર થાયછે, અને the હેઠેના ભાગ પરનાં પાણીને પણ ગરમ કરેછે. આખુ બૉઇલર ચુનાનાં બાંધકામથી ઘણી સરસ રીતે ચણી લીધેલું હોયછે, અને કશી પણ ગરમી બહાર હવામાં નીકલી જવા પામતી નથી, અને હીતીંગ સરફેસ પણ એમાં ઘણી હોયછે.

હીટીંગ સરફેસ ઘણી હોવાને લીધે એ બૉઈલરમાં ૧ પાઊંડ કોલસાની ગરમી ૧૧$\frac{1}{2}$ પાઊંડ પાણીની સ્તીમ કરી નાખી શકેછે. લૅંકેશીયર બૉઇલિરમાં એક ફ્લ્યુને બદલે બે હોયછે.

૧૦૫. **બૉઇલિરના જોરની તપાસ**—દરેક બૉઇલિર વાપરવા અગાઉ તે કેટલું જોર ધરાવેછે, એટલે કે કેટલું દબાણ ખમી શકે છે તેની પહેલાં તપાસ કરવામાં આવેછે. પહેલાં ફક્ત બૉઈલરનું એક નાકું ઉઘાડું રાખીને બાકી બીજાં બધાં નાકાં પ્લગ મારીને બંધ કરી લેવામાં આવેછે. પછી તે બૉઈલરને આખું પાણીથી ભરીને પેલાં ઊઘાડાં નાકાંપર એક હાઇડ્રૉલીક પમ્પ લગાડવામાં આવેછે. પછી તે પમ્પ વડે પાણીનું દબાણ બૉઈલરની ઉપર કરી જોવામાં આવેછે. તે પમ્પની ઉપર એક પ્રેશયર ગેજ મુકેલો હોયછે, અને પાણી તે પમ્પમાંથી દબાણ કરીને બૉઇલરમાં જાયછે. જે પાણીનું દબાણ બૉઇલર ઉપર પડેછે તે પેલો પ્રેશયર ગેજ દેખાડી આપેછે, અને એ તપાસને માટે કરેલું દબાણ વર્કીંગ પ્રેશયર કરતાં ત્રણથી ચારગણું વધારે રાખવું જોઇયે. બૉઇલર વાપરતી વખતે જેટલો સ્તીમનો પ્રેશયર તેમાં રાખવો હોય તેને 'વર્કીંગ પ્રેશયર' કહેછે. એવી રીતે દબાણ કરી જોવાથી બૉઇલરનો જો કોઇ ભાગ નબળો હોયછે તો પાણી તેમાંથી ફુતીને બહાર નીકળી આવેછે, એટલે તેથી તે ભાગને વધારે મજબુતી આપી શકાયછે.

બૉઇલરના જુદા જુદા ભાગોના નામો અંગ્રેજીમાં આપેલાંછે તે દરેકનો અર્થ નીચે સમજાવ્યો છે.

૧૦૬. **ફરનેસ અથવા ફાયર બૉકસ**—બૉઇલરના ફ્લ્યુની જે જગ્યામાં કોલસો અને તેમાંથી નીકળતી ગૅસ વગેરે બળી જાયછે તેને ફાયર બૉકસ કહેછે.

૧૦૭. **ગ્રેત**—જે સળીયાવાલા ભાગની ઉપર કોલસો બળતી વખતે પડેલો હોયછે, અને જેના સળીયાના ગાળાઓમાંથી હવા દાખલ થાયછે તેને 'ગ્રેત' કહેછે. એ સળીયાઓને 'ફાયર બાર્સ' કહેછે.

૧૦૮. **દેદ પ્લેત.**—કેટલાએક બૉઇલરોમાં ફાયર બૉકસને તળીયે એક પ્લેત મુકેલી હોયછે જેની ઉપર બળેલો કોલસો વગેરે સળીયાના ગાળાઓમાંથી પડેછે તેને 'દેદ પ્લેત' કહેછે.

૧૦૯. **માઉથ પીસ.**—કોલસો બૉઇલરમાં નાખતી વખતે જે મહોડાંના ભાગમાંથી પસાર થાયછે તેને 'માઉથ પીસ' કહેછે. માઉથ પીસની ઉપર એક દરવાજો બેસાડેલો હોયછે. કેટલીક વખતે એ દરવાજો ઉંઘાડો રાખીને તેમાંથી હવા દાખલ કરવામાં આવેછે. એ દરવાજાને 'ફાયર દોર' કહેછે. કેટલાએક ફાયર દોરમાં હવા દાખલ કરવાને માટે કાણાં પાડેલાં હોયછે અને કેટલાએકમાં જાલી રાખેલી હોયછે, જે જ્યારે ગમે ત્યારે ઉંઘાડ ઢાંક કરી શકાયછે.

૧૧૦. **ઍશપીત.**—ગ્રેતની હેઠેની જગ્યા જેમાં રાખ બળેલા કોલસા વગેરે પડેછે તે જગ્યાને 'ઍશપીત' કહેછે. બહારની હવા ઍશપીતમાં દાખલ થાયછે, અને ત્યાંથી પસાર થઈને ફાયર બાર્સમાં થઈ આગળ જાયછે.

૧૧૧. **બ્રીજ**—ફરનેસને છેડે એક નીચું ઈંટનું બાંધકામ કરી ચાંધેલું હોયછે જેને 'બ્રીજ' (પુલ) કહેછે. ફરનેસમાંનું બળતું અને ગરમ ગૅસ બ્રીજની ઉપરથી થઇને આગળ ફ્લ્યુમાં જાયછે.

૧૧૨. **કમબશન ચેમબર**—બ્રીજની પછવાડેનો ભાગ જેમાં ગરમ થયલી ગૅસ વધારે હવાના જથ્થાની સાથે મળીને બળી જાયછે તેને 'કમબશન ચેમબર' કહેછે.

૧૧૩. **ફ્લ્યુ.**—ગરમ ધુમાડો, ગૅસ જે જે જગોમાંથી પસાર થઈને ચીમનીમાં જાયછે તેને 'ફ્લ્યુ' કહેછે. બૉઇલરની અંદર ફ્લ્યુ હોયછે એટલુંજ નહીં, પણ બૉઇલરની બહાર જે ઈંટનું બાંધકામ કાંધેલું હોય છે જેમાંથી ગરમ ગૅસ ધુમાડો વગેરે જાયછે તેને પણ ફ્લ્યુ કહેછે.

૧૧૪. **સ્મોક બૉકસ.**—ચીમનીને તળીયે એક ઓરડાના

જેવી જગ્યા હોયછે, જેમાં બધાં ફ્લ્યુઓમાંથી ધુમાડો આવીને ભેગો થાયછે તેને 'સ્મોક બૉક્સ' કહેછે.

૧૧૫. **ડૅમપર.**—ફ્લ્યુને છેડે જે દરવાજા મુકેલા હોયછે તેને 'ડૅમપર' કહેછે. ડૅમપર જ્યારે ઉઘાડવામાં આવેછે, ત્યારે ફ્લ્યુમાંથી ધુમાડો ઝડપથી પસાર થઇ જાયછે, અને તેથી કરીને બહારની હવા ફાયર બાર્સમાંથી દાખલ થાયછે, અને કોલસો ખુબ જોસથી બળવા માંડેછે. જ્યારે ડૅમપર બંધ કરવામાં આવેછે, ત્યારે ધુમાડો બહાર નીકળી જઇ શકતો નથી, અને તેથી કરીને બહારની હવા બૉઇલરમાં દાખલ થઈ શકતી નથી, અને આગ ધીમી પડી જાયછે.
હવે બૉઈલરની ઉપર બેસાડેલા જુદા જુદા ભાગો આપણે સમજાવ્યે.

૧૧૬. **સેફ્તી વાલ્વ**—બૉઈલરની ઊપર એક વાલ્વ બેસાડેલો હોયછે જેને સેફ્તી વાલ્વ કહેછે. (આકૃતી નં૦ ૯૨ જુવો.) એને સેફ્તી વાલ્વ કહેછે, તેનું કારણ એછે કે એ વાલ્વમાં બૉઇલરની સલામતી સમાયલી છે. (સેફ્તી એટલે સલામતી) જ્યારે સ્તીમનું દબાણ બૉઇલરમાં જોઈયે તે કરતાં વધારે થઈ જાયછે, ત્યારે એ વાલ્વ ઊઘડે છે, અને સ્તીમ બહાર નીકલી જાયછે. FD એક લીવર છે જેના એક છેડાપર F ફુલક્રમ છે, V આગળ વાલ્વનો સ્પીંદલ તેને જોડેલો છે, D છેડા આગળ W વજન મુકેલું છે. વજનનાં દબાણથી કરીને વાલ્વ પોતાની બેઠક ઉપર દબાઇ રહેલો છે. લીવરના કાયદા પ્રમાણે જેમ જેમ W વજનને આપણે દાબા હાથ ઉપર ખસેડયે તેમ તેમ વાલ્વપર દબાણ ઓછું થશે, અને જેમ જેમ જમણા હાથ ઉપર ખસેડયે તેમ તેમ દબાણ વધારે થશે. માટે જેટલું સ્તીમનું દબાણ બૉઇલરમાં આપણને રાખવું હોય તે પ્રમાણે આપણે હીસાબથી W વજનને ખસાડીને એક ચોક્કસ જગા ઉપર મુકવું જોઇયે. જો સ્તીમનું દબાણ વધારે રાખવું હોય તો તે માટે W વજન જમણા હાથ ઉપર ખસાડવું પડે, પણ જો લીવર જોઇયે તેટલું લાંબું નહીં હોય તો W

વજન કાહડી નાખીને બીજું તે કરતાં વધારે ભારી વજન મુકવું જોઈયે એવા સેફ્તી વાલ્વો ને લીવર સેફ્તી વાલ્વ કહેછે.

૧૧૭. **દેદ વેત સેફ્તી વાલ્વ**—દેદ વેત સેફ્તી વાલ્વમાં લીવર હોતું નથી, પણ ખુદ વાલ્વની ઉપર વજન મુકવામાં આવેછે.

૧૧૮. **સ્પ્રીંગ સેફ્તી વાલ્વ**—સ્પ્રીંગ સેફ્તી વાલ્વમાં સ્તીમનું દબાણ વાલ્વને ઉપર ઊંચકેછે, અને તે વખતે વાલ્વ ઉપર મુકેલી મજબુત સ્પ્રીંગ વાલ્વને નીચે દાબે છે. સૉલતરનો સ્પ્રીંગ સેફ્તી વાલ્વ જેને સૉલતર સ્પ્રીંગ બૅલન્સ કરીને કહેછે તેમાં એ પ્રમાણે હોતું નથી. બીજી બધી ગોઠવણ તેમાં લીવર સેફ્તી વાલ્વના જેવીજ હોયછે, પણ તેનાં લીવરને છેડે વજન હોતું નથી. એક મજબુત સ્પ્રીંગને એક દાબડામાં બેસાડેલી હોયછે, અને તે દાબડો બૉઇલર ઉપર જડી લીધેલો હોયછે. સ્પ્રીંગના ઉપરના છેડાની સાથે એક સ્ક્રુ લગાડેલો હોયછે અને તે સ્ક્રુ લીવરના છેડામાંથી પસાર કરીને તેની ઉપર એક નત લગાડવામાં આવેછે. જેમ જેમ તે નત ફેરવવામાં આવેછે, તેમ તેમ તે સ્ક્રુ ઉપર અથવા હેઠે જાયછે, અને સ્પ્રીંગ કદમાં મોટી નાની થાયછે. જેમ સ્પ્રીંગ દબાઈને કદમાં નાની થાયછે તેમ તેની દબાણ કરવાની શકતી વધેછે, અને જેમ સ્પ્રીંગ કદમાં મોટી થાયછે તેમ તેની દબાણ કરવાની શકતી ઘટેછે. માટે એ ઉપરથી માલમ પડશે કે, આપણે સ્પ્રીંગનું કદ નાનું મોટું કરવાથી ગમે તેટલું સ્તીમનું દબાણ બૉઇલરમાં રાખી શકશું. સ્પ્રીંગના દાબડાની ઉપર ૧૦થી લગભગ ૧૫૦ પાઉંદ સુધીના આંકડાઓ માંડેલા હોયછે, અને તેથી ઇજનેરને જેટલુ સ્તીમનું દબાણ બૉઇલરમાં રાખવું હોય તે પ્રમાણે તે નત ફેરવીને સ્પ્રીંગ જોઇતા પાઉંદ પર લાવી મેલેછે.

૧૧૯. **હૉપકીનસન કમપાઉંદ સેફ્તી વાલ્વ**—હૉપકીનસન સેફ્તી વાલ્વની મદદથી બે કામ થાયછે. પેહલું એ કે, વધી ગયલું સ્તીમનું દબાણ તે હોવાથી બહાર નીકળી જાયછે, અને બીજું એ કે

જ્યારે બૉઈલરમાંનું પાણી બળીને ઓછું થઇ જાયછે ત્યારે બૉઇલર ફુટવાની ધાસ્તી કશી પણ રહેતી નથી; કારણ વાલ્વ તે વખતે ઉઘડે છે, અને સ્તીમ બહાર નીકળતી વખતે પોકાર કરીને ઈનજીન પરનાં માણસોને ચેતવણી આપેછે. એ વાલ્વની બનાવત નીચે પ્રમાણેછે. એમાં એક મોટો ૫$\frac{1}{2}$ ઇંચિ દાયમેતરવાલો ચપટો વાલ્વ હોયછે, જે બૉઇલર પર બેસાડેલી તેની બેઠક ઉપર ટેકાઇ રહેછે. મોટા વાલ્વની વચ્ચે એક કાણું પાડીને બેઠક કીધેલી હોયછે, જેની ઉપર એક નાનો દડાના આકારનો ૩ ઇંચ દાયમેતરવાલો વાલ્વ બેસાડેલો હોયછે. મોટા વાલ્વ ઉપર એક લીવર અને વજન લગાડીને તેને લીવર સેફ્તી વાલ્વ બનાવી નાખેલો હોયછે. નાના વાલ્વનો સળીયો બૉઇલરમાં ઉતારેલો હોયછે, અને તેને જેટલું સ્તીમનું દબાણ બૉઇલરમાં રાખવું હોય તે પ્રમાણે વજન લગાડેલા હોયછે. જ્યારે સ્તીમનું દબાણ જેટલું રાખવુ હોય તેના કરતાં વધી પડેછે, ત્યારે તે નાનો વાલ્વ ઊંચકાય છે, અને સ્તીમ બહાર નીકળવા માડેછે. જેવો નાનો વાલ્વ ઊંચકાય છે કે તરતજ મોટા વાલ્વની ઉપરનું દબાણ ઓછું થાયછે, અને તેથી તે પણ ઉપર ઊંચકાય છે, અને એવી રીતે વધી પડેલી સ્તીમને બહાર નીકળી જવાને માટે ૫$\frac{1}{2}$+૩ એટલે ૮$\frac{1}{2}$ ઇંચિ દાયમેતરવાલી જગા મળી શકેછે. જેમ બીજા વાલ્વોની ઉપર વધારે દબાણ મુકીને તે તદન બંધ કરી નાખી શકાયછે, તેમ હૉપકીનસન વાલ્વને થઇ શકતું નથી. જો કદી કોઈ માણસ વાલ્વને બંધ કરીને નુકસાન કરવાની મતલબથી મોટ લીવર ઉપર વજન મુકે અથવા જો તે પોતે લીવર ઉપર ચહડી બેસે તે છતાં વાલ્વ બંધ થઇને સ્તીમનું દબાણ વધી જશે નહી. કારણ કે, જો કે મોટા વાલ્વ બંધ થઈ ગયોછે તે છતાં જ્યારે દબાણ વધશે, ત્યારે નાનો વાલ્વ ઊઘડવાને માટે ખુલ્લો છે, અને તેથી તે ઊઘડીને સ્તીમને બહાર નીકળી જવાની જગ્યા આપશે. નાના વાલ્વને પણ બંધ કરી નાખવાની કોશેશ કદી પાર પડવાની નથી, કારણ તે વાલ્વના વજનો બૉઈલરની અંદર લટકતાં છે, અને તેથી કરીને જ્યાં સુધી

બૉઇલર ચાલુ હશે ત્યાં સુધી કોઇ પણ તે વજનને હાથ લગાડી શકનાર નથી.

એ તો 'ફક્ત સ્તીમના નુકસાનથી બૉઈલરનો બચાવ થવાનું સાંધણુ થયું, પણ જો પાણી બળીને ઓછું થઇ જાય તો તેથી થતાં નુકસાનો કેવી રીતે ટાળી શકાયછે તે કહેવાનું હજુ રહી ગયુંછે. તે આપણે હવે કહે. બૉઇલરની અંદર એક લીવર લટકાવેલું હોયછે. નાના વાલ્વના વજનો જે સળીયાની ઉપર લગાડેલા હોયછે તે સળીયો એ લીવરમાં પાડેલાં એક કાણાંમાંથી પસાર થાયછે. અને એ સળીયાની ઉપર તે ઠેકાણે એક કાલર જડેલી હોયછે, જેથી કરીને જ્યારે લીવરનો છેડો ઊંચકાયછે ત્યારે તે છેડો કાલરને લાગીને તેને પણ ઉપર ઊંચકે.છે, અને તેથી કરીને સળીયો પણ ઉપર ઊંચકાય છે, અને નાનો વાલ્વ ઉઘડેછે. એ લીવરને એક છેડે એક ખાસ બનાવતનો તરતો પથરો લગાડેલો હોયછે, અને જ્યારે બૉઇલરમાં પુરતું પાણી ભરેલું હોયછે ત્યારે તે પથરાનું તળીયું પાણીપર ટેકાએલું રહેછે. લીવરને બીજે છેડે વજન લગાડેલાં હોયછે, જે વજનો પેલા બીજે છેડે લગાડેલા પથરાને પાણીમાં હેઠે ડુબી જવા દેતા નથી. જ્યારે બૉઇલરમાં પાણી પુરતું હોયછે, ત્યારે પથરાનું વજન અને પાણીથી તેને મળતો ટેકો એ બેઉ લીવરને બીજે છેડે લગાડેલા વજનોની બરાબર થાયછે, અને તે લીવર તેની એક બાજુપર ઢલી પડતું નથી પણ સીધું રહેછે. હવે જ્યારે પાણી બળી જવાથી હેઠે ઉતરી જાયછે, ત્યારે.તે પથરાને પાણીનો ટેકો મલતો નથી, અને તેથી તે પણ નીચે દબાઇ જાયછે, અને તેથી લીવરનો બીજો છેડો ઊંચકાય છે, લીવરનો છેડો ઊંચકાતી વખતે ઉપર કહ્યા પ્રમાણે સળીયાના કાલરને લાગેછે, અને તેથી સળીયો પણ ઉપર ઊંચકાય છે, અને નાનો વાલ્વ ઊઘડેછે, એટલે સ્તીમ બહાર નીકળીને ઇનિજીન પરનાં માણસોને ચેતવણી આપે છે. એવી રીતે જે બૉઇલરો ઉપર એ વાલ્વ બેસાડેલો હોએછે તે બૉઇલિરો એ મોટા જોખમમાથી બચી જાયછે.

૧૨૦. **બોરદોન સ્તીમ ગેજ**—બૉઇલરમાં સ્તીમ કેટલા પાઊંદનું દબાણ કરેછે એ જાણવાને માટે તેની ઉપર સ્તીમ ગેજ મુકેલો હોયછે. આકૃતી નં૦ ૪૮ માં aaa એક વાળેલી પીતલની તયુબ (નળી) છે. એ તયુબના એક છેડાને b નળીની સાથે c એક સાંધણથી કરીને જડી લીધેલી છે. તયુબને બીજે છેડે એક લીંક e લગાંડેલો છે, જે લીંકના બીજા છેડાને એક દાંતાવાળો કુવાદ્રંત ss લગાડેલો છે. તે કુવાદ્રંતના દાંતા ગેજના કાંટાની હેડે લગાડેલાં એક ચક્કરનાં દાંતાની અંદર ફરેછે. બૉયલરમાંથી નીકળતી એક નળીની સાથે m છેડો જોડેલો છે, જેથી બૉઇલરમાંની સ્તીમ m માંથી પસાર થઇને aaa તયુબમાં જાયછે. સ્તીમના દબાણથી aaa તયુબ જે ગોળ છે તે ખેંચાઇને લાંબી થવાને માટે યત્ન કરેછે, અને તેથી l લીંક ખેંચાયછે ત્યારે ss કુવાદ્રંત ફરવા માંડેછે, અને તેથી કાંટો પણ ખસેછે. જેમ જેમ સ્તીમનું દબાણ વધારે થાયછે તેમ તેમ કાંટો વધારે ખસેછે, અને એવી રીતે જે સ્તીમનું દબાણ બૉઇલરમાં હોયછે તે ગેજ દેખાડી આપેછે. ગેજની ઉપર બહારથી પ્લેત બેસાડેલી હોય છે, જેની ઉપર ૧ થી ૧૨૦ સુધી પાઊંદના આંકડા માંડેલા હોયછે, અને કાંટો પ્લેતની બહાર હોયછે. ગેજની અંદરના કકડા જેનું વર્ણન ઉપર કરેલું છે તે બધા પ્લેતથી ઢંકાયલા હોયછે.

૧૨૧. **વેક્યુમ ગેજ**—વેક્યુમ કનદેન્સરમાં કેટલુંછે તે જોવાને માટે વેક્યુમ ગેજ મુકેલો હોયછે. કનદેન્સરમાં ઉતારેલી એક તયુબની સાથે વેક્યુમ ગેજ જોડેલો હોયછે. જે ધોરણપર સ્તીમ ગેજ બનાવેલો હોયછે તેજ ધોરણપર વેક્યુમ ગેજ પણ બનાવેલો હોયછે. તેમાં ફેર માત્ર એટલોજ છે કે, aaa તયુબનો લીંકવાલો છેડો સ્તીમ ગેજમ જમણા હાથ ઉપર છે, પણ વેક્યુમ ગેજમાં તેથી ઉલટો એટલે ડાબા હાથ ઉપર હોયછે. એમ રાખવાનું કારણ એમ હોયછે કે, સ્તીમ ગેજમાં સ્તીમનાં દબાણથી તયુબ સીધી થવાને માટે યત્ન કરેછે, પણ વેક્યુમ ગેજમાં તયુબમાં વેક્યુમ થવાથી કરીને તયુબ ઉપર ઍતમ-

સ્પીઅરનુ દબાણ પડેછે અને તેથી તયુબ ઉલતી વાંકી વળવાની યત્ન કરેછે. વેકયુમ ગેજ સ્તીમ ગેજના જેટલા મજબુત બનાવવામાં આ- વતા નથી, કારણ કે તેની ઉપર દબાણ પણ એટલું વધારે પડતું નથી. સ્મીથના ગેજની બનાવત તદન જુદીજ જાતની છે. તેમાં એક ઈંદીયા રબરનો પીસતન હોયછે, જે પીસતન ઉપર સ્તીમ દબાણ કરે છે, અને જે પીસતન એક સ્પ્રીંગનાં દબાણથી કરીને પોતાની જગ્યા ઉપર રહેલોછે. પીસતનની ઉપર લાંબો કકડો જોડેલો હોયછે, જેની ઉપર દાંતા પાડેલા હોયછે. તે દાંતા ગેજના કાંટાની હેઠે લગાડેલા એક નાનાં ચક્કરના દાંતાની અંદર ફરેછે. પીસતન ઉપર જ્યારે સ્તી- મનુ દબાણ થવા માંડેછે, ત્યારે જેટલા પાઊંદનું સ્તીમનું દબાણ હોયછે તેટલા જોરથી સ્પ્રીંગ દબાયછે, અને તેટલો પીસતન ઉપર ઊંચ- કાયછે. પીસતન ઉપર ઊંચકાતી વખતે પેલો દાંતાવાલો લાંબો કકડો પણ ઊંચકાય છે, અને નાનું ચક્કર ફરેછે તેથી ગેજનો કાંટો પણ ફરે છે, અને સ્તીમનું દબાણ દેખાડે છે. એ જાતનો ગેજ જ્યારે કનદે- ન્સરને લગાડેલો હોયછે, ત્યારે એથી ઉલટુજ થાયછે; ઍતમસ્પીઅરનું દબાણ ઉપરથી પડેછે અને પીસતન હેઠે દબાયછે.

૧૨૨. **ગ્લાસ વૉતર ગેજ**—બૉઇલરમાં પાણી કેટલી ઊંચાઇ સુધી છે તે જાણવાને માટે એક કાચની નળી મુકેલી હોયછે તેને ગ્લાસ વૉતર ગેજ કહેછે બૉઇલરનાં મોહોડાં આગળની પ્લેતમાં બે કાણાં પાડીને કૉકો બેસાડેલા હોયછે, જેમાનો હેઠેનો કૉક પાણીની સપાતીની નીચે હોયછે, અને તે જ્યારે ઊંઘાડવામાં આવેછે ત્યારે હમેશાં તેમાંથી પાણી બહાર નીકલેછે. ઉપરનો કૉક પાણીની ઉપર હોયછે, અને તે જ્યારે ઊંઘાડવામાં આવેછે ત્યારે હમેશાં સ્તીમ તેમાંથી બહાર નીકળે છે. એ બેઉ કૉકોની વચ્ચે એક કાચની નળી મુકેલી હોયછે, જેથી પાણીની સપાતીની ઊંચાઈ માલમ પડછે. કુદરતનો કાયદો એવો છે કે, એક બીજા સાથે જોડાયલા પાણીના જુદા જુદા ભાગો કદમાં

ગમે તેટલા નાનાં હોય તે છતાં તે બધાઓની સપાટી એક સરખી ઉંચાઇ ઉપર હોયછે. માટે બૉઈલરનાં પાણીની સપાટી અને ગેજની સીસીમાંનાં પાણીની સપાટી બેઉ સરખી ઉંચાઈ પર હોયછે. ગેજની સીસીના હેઠેના છેડા ઉપર એક કૉક મુકેલો હોયછે, અને જ્યારે સીસીમાં કચરો વધી જાયછે ત્યારે એ કૉક ઉંઘાડવામાં આવેછે અને પાણી વાલો કૉક બંધ કરવામાં આવેછે. જેથી કરીને સ્તીમ વાલા કૉકમાંથી સ્તીમ ધસારા બંધ નીકળીને સીસીમાંથી પસાર થઇને હેઠેના કૉકમાંથી બહાર નીકળી જાયછે, અને એવી રીતે સીસીમાંનો કચરો સાફ થઇ જાયછે.

૧૨૩. **વેકયુમ વાલ્વ**—બૉઇલિરમાં કંઇ પણ કારણથી વેક્યુમ થાયછે, ત્યારે બહારથી ઍતમસ્ફીયરનું દબાણ તેની ઉપર પડીને તેને દાબી નાખવાને યત્ન કરેછે. એમ થતું અટકાવવાને માટે તેની ઉપર વેકયુમ વાલ્વ મુકેલો હોયછે. સમજો કે, હમણાં બૉઈલર ચાલુછે, અને તેમાં સ્તીમ ભરેલી છે. એવામાં ઇનજીન બંધ કરવામાં આવ્યું, અને બૉઈલરનો સ્તૉપ વાલ્વ પણ બંધ કીધો. સેફ્તી વાલ્વ બંધછે, માટે હવે સ્તીમને બહાર નીકલી જવાને માટે કશી પણ જગા રહી નથી, સ્તીમ થંડી પડીને તેનું પાણી થઇ જશે, અને એવી રીતે બૉઈલરમાં વેકયુમ થશે. હવે ઍતમસ્ફીઅરનું દબાણ દર સ્કુવેર ઇંચે ૧૫ પાઊંદનું બહાર થવા માંડશે. વેકયુમ વાલ્વ એ દબાણ કેવી રીતે અટકાવેછે તે આપણે સમજાવીએ. બૉઇલિરની સાથે એક નાનો ગુંબજ ફ્લાંજ વડે જોડી લીધેલો હોયછે. જ્યારે બૉઇલરમાં સ્તીમ હોયછે, ત્યારે તે ગુંબજમાં પણ સ્તીમ હોયછે. ગુંબજને તળીયે એક વાલ્વની બેઠક બનાવીને તેની ઉપર એક વાલ્વ મુકેલો હોયછે, જે વાલ્વ ગુંબજની અંદર ઊંઘડેછે. જ્યારે સ્તીમ બૉઈલરમાં ભરેલી હોયછે; ત્યારે સ્તીમનાં દબાણથી તે વાલ્વ પોતાની બેઠક ઉપર મજબુત ચોતી રહેછે. પણ જ્યારે બૉઇલરમાં વેકયુમ થાયછે, ત્યારે બહારથી પડતું ઍતમસ્ફીઅરનું દબાણ તે વાલ્વને ઊંચકેછે, જેથી તે વાલ્વ ગુંબજની અંદર ઉંઘડે છે અને થોડી ઘણી હવા બૉઈલરમ

દાખલ થાયછે. એવી રીતે બૉઈલરની અંદરની હવાનું અને બહારની હવાનું દબાણ લગભગ સરખું થઈ જાયછે. વેક્યુમ વાલ્વનું વજન એવી રીતે રાખેલું હોયછે, કે તે દર સ્કુવેર ઇંચે પાંચ સાત પાઉંડના દબાણથી ઉંઘડી શકેછે.

૧૨૪. **મૅન હોલ.**—બૉઇલરને મથાળે, એક માણસ બૉઇલર સાફ કરવા અથવા સમારવાને માટે અંદર જઇ શકે એટલું મોટું કાણું રાખેલું હોયછે તેને 'મૅન હોલ' કહેછે. તે કાણાંની ઉપર એક નાનુ સીલીંદર મજબુત જડી લીધેલું હોયછે, જેને એક છેડે એક ફ્લાંજ હોયછે. તે ફ્લાંજ ઉપર એક તેવીજ મોટી પ્લેત મુકીને બોલત અને નત વડે મજબુત બેસાડવામાં આવેછે, જેથી તે કાણું બંધ થાયછે. તે પ્લેતને કવર અથવા ઢાંકણુ કહેછે. કવર ઉપર પડતું સ્તીમનું દબાણુ પેલા બોલ્તો ખમી શકે એટલા તે મજબુત રાખવા જોઇયે. કેટલીક વખતે કવર બહારથી બેસાડવાને બદલે અંદરથી બેસાડેલુ હોયછે, અને સ્તીમ પોતાનાં દબાણથી કરીને તેને દાબી રાખેછે. તે કવર બૉઈલરની અંદર પડી નહીં જાય, માટે તેમાં બોલ્તો જડેલા હોયછે. જે બોલ્તોને આડા લોખંડના કકડાઓ બહારથી મુકીને તેમાંથી પસાર કરીને નત વડે મજબુત તાઇત કરી લીધેલા હોયછે.

૧૨૫. **મદ હોલ**—બૉઈલરને તળીયે ભેગો થતો કચરો બહાર કાઢી નાખવાને માટે જે કાણું રાખેલુ હોયછે તેને 'મદ હોલ' કહેછે. તે વારે ઘડીએ ઊઘાડવામાં આવેછે જેથી કચરો બહાર ઘસડાઈ જાયછે.

૧૨૬. **ફ્યુસીબ્લ પ્લગ**—બૉઇલરમાં પાણી ઓછું થઇ જવાથી પ્લેતો બળી જાયછે, અને તેથી બૉઇલર ફુતી જવાની ધાસ્તીમાં હોયછે. એમ થતું અટકાવવાને માટે બૉઇલરની પ્લેતમાં બરાબર ચુલાને મથાળે એક કાણું પાડીને તેમાં સીસાંનો રીવેત બેસાડેલો હોયછે. તે સીસાંનો રીવેત જયારે ૩૩૮° સેંતીગ્રેદ જેટલો ગરમ થાયછે, ત્યારેજ ફકત પગળી શકેછે, પણ સ્તીમની ગરમી કદી પણ તેટલી હદ સુધી વધતી નથી. હવે જયારે બૉઇલરમાંનું પાણી બળી જાયછે, ત્યારે

પ્લેત અતીશય ગરમ થઇ જાયછે, અને તેથી તે રીવેત પગળી જાયછે. સ્તીમ પછી તે કાણાંમાથી ધસીને બહાર નીકલવા માંડેછે, અને ચુલામાની આગને હોલવી નાખેછે. ફ્યુસીબ્લ પ્લગ ઘણું કરીને તીન (કલઇ) સીસું અને બીસમથ એ ત્રન ધાતુઓની મેલવણીનો બનાવેલો હોયછે, અને જયારે સ્તીમની ગરમી ૧૩૮° અને ૧૭૬° સેંતીગ્રેદની વચ્ચે હોયછે એટલે કે જયારે સ્તીમનું દબાણ ઘણુંજ વધી જાયછે ત્યારેજ તે મેલવણી પગળી જવા પામેછે.

---

# પ્રકરણ ૧૦ મું.

## બૉઇલરમાં બંધાતો ખાર.

**ખારૂં પાણી—સ્પેસીફીક ગ્રૅવીતી—દરીઆના પાણીનું બૉઇલીંગ પોઇંત—બ્લો આઉત—બ્રાઇન પમ્પ—સ્કમ કૅાક—બૉઇલરમાં બંધાતું ખારનું પડ—ખાર અને તેનો બૉઇલીંગ પોઇંત સાથનો સંબંધ—હાઇદ્રોમીતર—સૅલીનોમીતર—પ્રાઇમીંગ, તેનું કારણ અને તેનાંથી થતું નુકશાન—પ્રાઇમીંગ કેવી રીતે અતકાવવું.**

૧૨૭. **ખારૂં પાણી**—મરીન બૉઇલરોમાં ખારૂં પાણી વાપરવામાં આવેછે, અને તેથી તેમાં વધારે ખાર બંધાએ છે. બને ત્યા સુધી બૉઇલરમાં ચોખ્ખું અને મીઠું પાણી વાપરવું જોઇયે. મરીન બૉઇલરોમાં એમ બની શકતું નથી. જે મરીન ઈનજીનોમાં સરફેસ કનદેન્સર હોયછે તેમાં ખાર ઘણો થોડો બંધાયછે, અથવા લગભગ બીલકુલ બંધાતો નથી. કારણ કે જે મીઠું પાણી પહેલ વહેલાં તેમાં

ડતો હોય, વેક્યુમ ગેજ ૨૮ ઇંચિ પર હોય, અને બૅરોમીતર ૨૯½ ઇંચિ પર હોય તો દાયગ્રામ નં૦ ૭૦ પરથી ઈ. હૉ. પા. ગણી કાહડો.

$$\frac{૩૬^{૨} \times ·૭૮૫૪ \times ૨૨·૦૫ \text{ પાઉંદ} \times ૨૮૬ \text{ ફીત} \times ૨}{૩૩૦૦૦} = ૩૮૯·૦૩૩ \text{ જવાબ.}$$

જે વખતે એ દાયગ્રામ લેવામાં આવ્યો તે વખતે ઍતમસ્ફી-અરનું દબાણ કેટલું હતું તે જાણવું હોય તો જેટલા ઇંચિ પર બૅરોમીતર હોય તેને ૨.૦૪ એ ભાગવા.

હવે ઉપલા દાખલામાં ૨૯½ અથવા ૨૯.૫ ઇંચ પર બૅરોમીતરછે.

૨૯·૫૦÷૨·૦૪=૧૪·૪ પાઉંદ ઍતમસ્ફીઅરનું દબાણ.

હવે ઇંદીકેતરનો સ્કેલ જે આપ્યો તે સ્કેલ પ્રમાણે દાયગ્રામની ઍતમસ્ફીઅરની લીટીથી ૧૪·૪ પાઉંદ બેઉ છેડા પર માપીને એક લીટી દોરીએ તો તે લીટી વેક્યુમની લીટી કહેવાશે. દાયગ્રામ નં૦ ૭૦ માં a b એ લીટી વેક્યુમની છે.

દાયગ્રામના દસ સરખા ભાગ કીધેલાછે તૉપના દાયગ્રામની એટલે દાઉન સ્ટ્રોકની શરૂવાતથી ૮ ભાગ ગણીને છોડી દેવો, અને નવમાં ભાગની શરૂવાત થાય છે તે જગાપર કેટલા પાઉંદનું દબાણ છે તે વે-ક્યુમ લાઇનની વચ્ચેનો અંતર માંપીને શોધી કાઢો. તેને આપણે P૧ કહીશું. દાંખલામાં P૧=૧૪½ પાઉંદ તેમજ અપ સ્ટ્રોકની શરૂવાતથી ૮ ભાગ ગણીને છોડી દેવો, અને વેક્યુમ લાઇનની વચ્ચેનો અંતર માપીને દબાણ શોધી કાઢો. તેને આપણે P૨ કહીશું. દાખલામાં P૨=૧૨½ પાઉંદ.

$$\frac{(P_1+P_2)\ d^2 \times l \times r}{૧૪૦૦૦૦} = \text{દરેક સીલીંદરને માટે ૨૪ કલાકમાં જોઈતી સ્ટીમ (તનમાં).}$$

b, એટલે કે સીલીંડરનો ડાયમેતર

l, એટલે સ્ટ્રોકની લંબાઈ (ફીતમાં)

r, એટલે કે દર મીનીતે રેવોલ્યુશન.

$$\text{હવે } \frac{(૧૪\frac{૧}{૨} + ૧૨\frac{૧}{૨}) \times ૧૨૯૬ \times ૨{\cdot}૭૫ \times ૫૨}{૧૪૦૦૦૦} = ૩૫{\cdot}૭૪૧૯$$

૩૫·૭૪૧૮ એક સીલીંડરને માટે
૨
---
૭૧·૪૮૩૬ બે સીલીંડરને માટે

જો એક પાઊંડ કોલસો બળવાથી ૮ પાઊંડ પાણીની સ્તીમ થઈ શકતી હોય તો આખા દીવસમાં કેટલો કોલસો બળશે, અને હૅાર્સ પાવરે દર કલાકે કેટલો બળશે ?

૭૧·૪૮૩૬ તન સ્તીમ દર ૨૪ કલાકે જોઇએ છે.

૮)૭૧·૪૮૩૬
---
૮·૯૩૫૪૫ તન કોલસો દર ૨૪ કલાકે જોઇશે.
૨૨૪૦
---
૨૪)૨૦૦૧૫·૪૦૮૦૦ પાઉંદ
---
૮૩૩·૯૭૫ પાઉંદ કોલસો દર કલાકે જોઇશે

૮૩૩·૯૭૫÷૩૮૯·૦૩૩ હૅા. પા.=૨·૧૪ પાઉંદ કોલસો દર કલાકે ઈ. હૅા. પાવરે જોઇશે.

ડાયગ્રામ નં૦ ૭૨ તથા ૭૩ એક સ્તીમરના ઈનજીનપરથી લીધેલા છે. સીલીંડરનો ડાયમેતર ૨૬ ઈંચ અને ૫૪ ઇંચ છે, સ્ટ્રોકની લંબાઇ ૩૩

ઇંચ છે અને દર મીનીતે રેવોલ્યુશન ૬૨ છે, સ્તીમ ગેજ ૪૬ પાઊંદ દેખાડેછે અને વેકયુમ ગેજ ૨૭ ઇંચિ પરછે તો ઇ. હૉ. પા. શોધી કાહડો.

હાય પ્રેશયરનો ઇ. હૉ. પા. =

$$\frac{\text{૨૬}^{\text{૨}}\times\text{·૭૮૫૪}\times\text{૨·૭૫}\times\text{૧૨૪}\times\text{૨૫·૮૫ પાઉંદ}}{\text{૩૩૦૦૦}}=\text{૧૪૧·૮૨૦}$$

લો પ્રેશયરનો ઈ. હૉ. પા.=

$$\frac{\text{૫૪}^{\text{૨}}\times\text{·૭૮૫૪}\times\text{૨·૭૫}\times\text{૧૨૪}\times\text{૯·૦૫ પાઉંદ}}{\text{૩૩૦૦૦}}=\text{૨૧૪·૧૭૪}$$

૧૪૧·૮૨૦

એકંદર ૩૫૫·૯૯૪ હૉ. પા.

એકજ ઇનજીનનાં દાયગ્રામ પરથી હૉર્સ પાવર જો વારેઘડીએ કાઢવો હોય તો તે કરવાની એક સહેલી રીતછે. ઈનજીનમાં સીલીંદરનો દાયમેતર, સ્રોકની લંબાઈ અને દર હૉર્સ પાવરે ૩૩૦૦૦ ફુત પાઊંદ એ ત્રણ રકમો કદી બદલાતી નથી, પણ હમેશાં એકજ હોયછે ફકત મીન પ્રેશયર અને રેવોલ્યુશન બદલાયા કરેછે માટે દરેક સીલીંદરના એરીઆને સ્રોકની જેટલા ફીત લંબાઈ હોય તેના એવડાએ ગુણો, અને જે આવે તેને ૩૩૦૦૦ એ ભાગો. પછી જે રકમ આવે તે નોંધી રાખો હવે જ્યારેબી તમુને હૉર્સ પાવર શોધી કાઢવો હોય ત્યારે તે નોંધેલી રકમને રેવોલ્યુશન અને મીન પ્રેશયરે ગુણો.

```
        ૫૩૦·૯૩૦૪                    ૨૨૯૦·૨૨૬૪
          ૫·૫ ફીત                      ૫·૫ ફીત
૩૩૦૦૦)૨૯૨૦·૧૧૭૨૦           ૩૩૦૦૦)૧૨૫૯૬·૨૪૫૨૦
       ·૦૮૮૪૮૮૪                   ·૩૮૧૭૦૪૪
```

એ બે રકમો એજ ઈનજીનને માટે હમેશાં ઉપ્યોગમાં આવશે,

માટે તે નોંધી રાખવી અને જ્યારે હૅાર્સ પાવર કાઢવો હોય તે વખતે જે મીન પ્રેશયર અને રેવોલ્યુશન હોય તેને એ રકમે ગુણવા.

સીલીંદરનો દાયમેતર ૩૦ ઇંચ અને ૫૯ ઇંચિ છે, સ્ત્રોકની લંબાઈ ૩૬ ઇંચિ, રેવોલ્યુશન ૭૧ છે, સ્તીમ ગેજ ૭૫ પાઉંદ દેખાડેછે, વેકયુમ ગેજ ૨૭ ઇંચિ પરછે અને બૅરોમીતર ૨૮¾ ઇંચ પરછે તો દાયગ્રામ નં૦ ૭૩ તથા નં૦ ૭૪નો ઈં. હૅા. પા. શોધી કાઢો.

હાય પ્રેશયર=૫૦૨·૭૮૩
લો પ્રેશયર=૩૨૧·૧૬૭

એંકદર ૮૨૩·૯૫૦ ઇ. હૅા. પા.

દાયગ્રામ નં૦ ૭૩ તથા નં૦ ૭૪ પરથી ઈં. હૅા. પા. શોધી કાઢો.

સીલીંદરનો દાયમેતર ૨૯ ઇંચિ અને ૫૪ ઇંચિછે. સ્ત્રોકની લંબાઈ ૩૩ ઇંચછે, રેવોલ્યુશન દર મીનીતે ૬૨ છે, સ્તીમ ગેજ ૬૪ પાઉંદ દેખાડેછે, વેકયુમ ગેજ ૨૫½ ઇંચિ પરછે, અને બૅરોમીતર ૨૯ ઇંચ પર છે.

હાય પ્રેશયર=૩૦૧·૬૮૨
લો પ્રેશયર=૨૨૨·૪૫૭

એંકદર ૫૨૪·૧૩૯ ઈં હૅા. પા.

દાયગ્રામ નં૦ ૭૭ તથા નં૦ ૭૮ પરથી ઈં. હૅા. પા. શોધી કાઢો.

સીલીંદરનો દાયમેતર ૨૭½ ઇંચ અને ૪૮ ઇંચછે, સ્ત્રોકની લંબાઈ ૨ ફીત—૬ ઇંચિછે, રેવોલ્યુશન ૭૫ છે, સ્તીમનો પ્રેશયર ૬૦ પાઉંદછે, વેકયુમ ૨૫½ ઇંચિ પરછે, બૅરોમીતર ૨૯¼ ઇંચિ પરછે.

હાય પ્રેશયર ૨૪૯·૩૬
લો પ્રેશયર ૧૫૧·૧૪

એકંદર ૪૦૦·૫૦ ઈ. હૉ. પા.

દાયગ્રામ નં૦ ૭૯ તથા નં૦ ૮૦ પરથી ઈ. હૉ. પા. શોધી કાઢો.

સીલીંદરનો દાયમેતર ૨૭ ઈંચ અને ૫૪ ઈંચછે, સ્ત્રોકની લંબાઇ ૩૩ ઈંચછે, સ્તીમનો પ્રેશયર ૬૦ પાઉંદછે, વેક્યુમ ગેજ ૨૫ ઈંચ પરછે; અને બૅરોમીતર ૩૦· ૧૫ ઈંચ પરછે.

હાય પ્રેશયર=૨૫૩·૩૫૬
લો પ્રેશયર=૧૬૬·૬૧૩

એકંદર ૪૧૯·_૯૬૯ ઈ. હૉ. પાં.

# પ્રકરણ ૧૩ મું.

## હીસાબના દાખલાઓ

### વજન તથા માપના કોષ્ટકો.

**એવોરદુપૉઇ**

૧૬ દ્રામ = ૧ આઉંસ
૧૬ આઉંસ= ૧ પાઉંદ
૧૪ પાઉંદ = ૧ સ્તોન
૨૮ પાઉંદ = ૧ કુવાતર
૪ કુવાતર = ૧ હંદ્રેદવેત
૨૦ હંદ્રેદવેત= ૧ તન

**ભરતનુ કોષ્ટક.**

૪ જીલ = ૧ પાઈંત
૨ પાઈંત = ૧ કુવાર્ત
૨ કુવાર્ત = ૧ ગેલન
૨ ગેલન = ૧ પેક
૪ પેક = ૧ બુશલ
૮ બુશલ = ૧ કુવારતર
૫ કુવારતર = ૧ લોદ

## લંબાઇનું માપ.

| | | |
|---|---|---|
| ૧૨ | ઈંચ = ૧ | ફુત |
| ૩ | ફીત = ૧ | યાર્દ |
| ૬ | ફીત = ૧ | ફેધમ |
| ૫$\frac{૧}{૨}$ | યાર્દ = ૧ | પોલ |
| ૪૦ | પોલ = ૧ | ફરલોંગ |
| ૮ | ફરલોંગ = ૧ | માઇલ |
| ૩ | માઇલ = ૧ | લીગ |
| ૫૨૮૦ | ફીત = ૧ | જીઓગ્રાફીકલ માઇલ |
| ૬૦૮૦ | ફીત = ૧ | નૉત (દરીઆઇ માઈલ) |

## ચોરસ માપ.

| | | |
|---|---|---|
| ૧૪૪ | ચોરસ ઇંચ=૧ | ચોરસ ફુત |
| ૯ | ,, ફીત=૧ | ,, યાર્દ |
| ૩૦$\frac{૧}{૪}$ | ,, યાર્દ=૧ | ,, પોલ |
| ૪૦ | પોલ=૧ | રૂદ |
| ૪ | રૂદ =૧ | એકર |
| ૬૪૦ | એકર =૧ | ચોરસ માઈલ |

| | | |
|---|---|---|
| ૧૭૨૮ | કયુબીક ઇંચિ=૧ | કયુબીક ફુત |
| ૨૭ | ,, ફીત=૧ | ,, યાર્દ |

## પાણીનું વજન.

૧ ગેલન મીઠું પાણી વજનમાં ૧૦ પાઉંદ થાયછે.
,, ખારૂં પાણી ,, ૧૦$\frac{૧}{૪}$ ,, ,,

૧ ગેલન પાણી $\frac{૧૬}{૧૦૦}$ કયુબીક ફુત થાયછે, અથવા ૬$\frac{૨}{૪}$ ગેલન પાણી ૧ કયુબીક ફુત થાયછે,

૧ તન પાણી ૩૫ કયુબીક ફુત થાયછે.

## ધાતુનું વજન.

ટીપેલું લોહડું—૩$\frac{૬}{૧૦}$ કયુબીક ઇંચિ વજનમાં ૧ પાઉંદ થાયછે.
ઓતેલું લોહોડું—૩$\frac{૯}{૧૦}$ ,, ,, ,, ,,
સ્તીલ (પોલાદ)—૩$\frac{૫૫}{૧૦૦}$ ,, ,, ,, ,,

## દેસીમલ.

દેસીમલ અથવા દસાંશ એટલે કે એવો ફ્રેકશન કે જેનો દીનો-મીનેતર ૧૦, ૧૦૦, ૧૦૦૦. ૧૦૦૦૦, અથવા. એવો કઈ પણ ૧૦ ના પાવર હોય.

દીનોમીનેતરમાં જેટલા મીડાં હોયછે તેટલા ન્યુમરેતરમાં આંકડા હોયછે, માટે દસાંશમાં ડીનોમીનેતર કાઢી નાખીને જેટલા મીડાં હોયછે તેટલા આંકડા ન્યુમરેતરમાં છેડેથી છોડીને (·) પોઈંત માંડવામાં આવેછે જેમકે—

$\frac{૯૧}{૧૦૦}$ = ·૯૧ જવાબ

$\frac{૯૧}{૧૦૦}$ એક ફ્રેકશન છે જેનો દીનોમીનેતર એક એકડો અને બે મી ડાંનો બનેલોછે. એનો દસાંશ જો કરવો હોયતો ન્યુમરેતરને છેડેથી બે આંકડા છોડીને (·) પોઈંત માંડવું. અને પછી દીનોમીનેતર કાઢી નાખવો એટલે ·૯૧ આવશે તે જવાબ જાણવો.

દેસીમલને ફ્રેકશનનું રૂપ આપવું—જો દેસીમલને ફ્રેકશનનું રૂપ આપવું હોય તો દેસીમલની રકમ ન્યુમરેતર તરીકે માંડવી, અને દીનો-મીનેતરને સારૂ ૧ ને આંકડો અને જેટલા આંકડા દેસીમલની રકમમાં હોય તેટલા મીડાં માંડવા જેમકે—

·૮૭૫ ને ફ્રેકશનનું રૂપ આપો.

·૮૭૫=$\frac{૮૭૫}{૧૦૦૦}$ જવાબ.

એમાં ત્રણ આંકડાછે માટે ૧ ને આંકડો અને ત્રણ મીડાં દી-નોમીનેતર તરીકે માંડવા.

ફ્રેકશનને દેસીમલનું રૂપ આપવું હોએ તો ન્યુમરેતર પર જોઇયે તેટલા મીડાં ચઢાવવાં અને પછી દીનોમીનેતરે ભાગવો જેમકે $\frac{૫૧}{૧૬}$ ને દેસીમલનું રૂપ આપો.

૧૬)૧૫·૦૦૦૦

·૯૩૭૫

એમાં ૧૫ નો આંકડો જે ન્યુમરેતર છે તેની ઉપર મીડાં ચઢાવતાં જવું અને ૧૬ એ ભાગવા, અને એવી રીતે ભાંગતાં જ્યાંસુધી બાકી રહે નહી ત્યાંસુધી મીડાં ચઢાવવાં. હવે જવાબ ૯૩૭૫ આવશે અને મીડાં ફકત ચાર ચઢાવેલાંછે, ૧૫ ના આંકડા પછી પોઈંત માંડેલુંછે, અને પોઇંત પછી ચાર મીડાં ચઢાવ્યાંછે, માટે જવાબમાં પછવાડેથી ચાર આંકડા ગણીને પોઇંત માંડવું, એટલે ·૯૩૭૫ આવશે તે જવાબ જાણવો.

**દેસીમલના સરવાળા:**—દેસીમલના સરવાળા કરતી વખતે રકમો એક બીજાની હેઠે એવી રીતે માંડવી કે દરેક રકમનું દેસીમલ પોઈંત એક બીજાની હેઠે આવે અને પછી સરવાળો કરવો જેમકે—

૩૬·૪૧+૨૧૬·૩+૧૦૧૫

એમાં દેસીમલ પોઇંતો એક સરખી લીટીમાં આવે એવી રીતે રકમો માંડીને પછી સરવાળો કીધેલોછે.

```
   ૩૬·૪૧
  ૨૧૬·૩
 ૧૦૧૫·
 ———————
 ૧૨૬૭·૭૧ જવાબ·
```

## એકસરસાઇઝ.

સરવાળા કરો.

૧. ૨૯·૦૧૪૬, ૩૧૪૬·૫, ૨૧·૦૯, ૬·૨૦૪૭૧ અને ૪·૦૭૫

૨. ૧૭·૧૪, ૩·૯૮૭૬, ૨૦૭·૧૦૧૦૪, ૧૩·૧ અને ૧૪૬

**દેસીમલની બાદબાકી:**—સરવાળાની માફક દેસીમલ પોઈંત એક બીજાની બરાબર હેઠે આવે એવી રીતે રકમો માંડીને બાદબાકી કરવી. જેમકે—

૧૪૬.૨૦૦૪—૯૮.૯૮૭૬

૧૪૬·૨૦૦૪
 ૯૮·૯૮૭૬
———————
 ૪૭.૨૧૨૮ જવાબ.

**એકસરસાઈઝ.**

૧. ૪૬.૨૪ માંથી ૧૭.૦૯૮૬૪ બાદ કરો.
૨. .૨૪૦૬ માંથી .૧૪૦૦૭૨૬ બાદ કરો.

**દેસીમલના ગુણાકાર:**—સાધારણ રીતે પેહલા ગુણાકાર કરવો અને પછી નીચે કહ્યા પ્રમાણે ગણીને જવાબમાં દેસીમલ પોઈંત માંડવું. જેમકે—

૨૫·૩૬૫×૨·૧
૨૫·૩૬૫
 ૨·૧
———————
૫૩·૨૬૬૫ જવાબ

પહેલા ૨૫૩૬૫ ને ૨૧ એ ગુણવા અને પછી ઉપલી રકમમાં દેસીમલ પોઇંત છેડેથી ગણુતા કેટલી જગા આગલછે તે ગણવું, અને તેમજ નીચલી રકમમાં પણ ગણવું આ દાખલામાં ઉપલી રકમમાં પોઈંત ત્રણ જગા દુર છે અને નીચલી રકમમાં છેડેથી ગણુતા એક જગા દુર છે. એ બેઉ ઉમેરવા એટલે ત્રણ અને એક મલીને ચાર થશે, માટે જવાબમાં પછવાડેથી ચાર આંકડા છોડીને પોઇંત માંડવું, એટલે જવાબ ૫૩.૨૬૬૫ આવશે.

## એકસરસાઇઝ.

ગુણાકાર કરો.

૧. ૭૨૪·૨×૨૩·૧૪ ૩. ૩૦૨૪×·૩૦૫૫

૨. ૨૩·૫૬૭×૩·૨૫ ૪. ·૫૬૫૨×·૦૦૨૫

**દેસીમલના ભાગાકાર:**—દેસીમલના ભાગાકાર કરતી વખતે સાધારણ રકમની માફક ભાગાકાર કરવો, અને પછી જે રકમને ભાગીઆ હોય તે રકમમાં પોઇંતિ છેડેથી કેટલી જગા દુરછે તે ગણવું તેવીજ રીતે જે રકમે ભાગીઆ હોય તેના પોઇંતિની જગા ગણવી અને પહેલા-માથી બાદ કરવી, અને પછી તેટલી જગા પાછળથી ગણીને જવાબમાં પોઇંતિ માંડવું. જેમકે—

·૦૦૪૧૨૭૫ ÷ ·૨૫

·૨૫)·૦૦૪૧૨૭૫

૧૬૫૧ ·૦૧૬૫૧ જવાબ.

ઉપલા દાખલામાં પેહલી રકમમાં પોઇંતિ છેડેથી ગણતા ૭ જગા દુર છે અને બીજી રકમમાં ૨ જગા દુર છે. ૭−૨=૫. માટે જવાબ ની રકમમાં પોઇંત છેડેથી ૫ જગા દુર માંડવું જોઇયે.

જો પહેલી રકમમાં બીજી કરતાં આંકડા ઓછા હોય તો ભાગા-કાર જ્યાસુધી ચલાવવો હોય ત્યાં સુધી મીડાં ચઢાવતા રહેવું અને પછી ઉપર લખ્યા પ્રમાણે પોઇંત જગા ગણીને માંડવું.

## એકસરસાઇઝ.

૧. ૧૭૬.૨૪÷·૬૭૨૫

૨. ૪૬·૫૯૦૦૫÷૭·૨૫

૩. ૨૧૦·૭૫÷૨૪·૨૫

દેસીમલની ભાંજણી—દાખલા તરીકે ૯ ઈંચને ફુતના દેસીમલના રૂપમાં લાવો. ૯ ના ઉપર મીડાં ચઢાવવા અને પછી તેને ૧૨ એ ભાંજો. જે આવશે તે જવાબ.

૧૨)૯·૦૦

·૭૫ જવાબ.

## એકસરસાઈઝ.

૧. ૫ ઇંચને ફુતના દેસીમલના રૂપમાં લાવો.

૨. ૬ ઈંચને ,, ,, ,, ,,

દેસીમલની કીમત શોધી કાહડવી—દાખલા તરીકે, ·૭૬૨૪૫ તનની કીમત શોધી કાહડો.

| | |
|---|---|
| ·૭૬૨૪૫ | તન |
| ૨૦ | |
| ૧૫·૨૪૯૦૦ | હંદ્રેદવેત |
| ૪ | |
| ·૯૯૬૦૦ | કુવારતર |
| ૨૮ | |
| ૨૭·૮૮૮૦૦ | પાઉંદ |

·૭૬૨૪૫ ને ૨૦ એ ગુણીને હંદ્રદવેત કરો, પછી બાકી જે રહે તેને ૪ એ ગુણીને કુવારતર કરો, પછી બાકી રહે તેને ૨૮ એ ગુણીને પાઉંદ કરો.

જવાબ. ૧૫ હંદ્રેદવેત ૨૭·૮૮૮ પાઉંદ.

## એકસરસાઇઝ.

૧. ૧૭·૩૬૨૫ તનના પાઉંદ કરો.

૨. ૩૬.૩૦૦૦૨૫ તનના પાઉંદ કરો.

૩. ૬૦.૭૫૨૫ તનના પાઉંદ કરો.

૪. ૨૧.૯૮૭૬૫૪ તનના પાઉંદ કરો.

## પ્રોપોરશન અથવા ત્રેરાશીક

પ્રોપોરશનઃ—પ્રોપોરશનમાં હમેશાં ત્રણ રકમ આપેલી હોયછે, અને ચોથી રકમ તેમાથી શોધી કાહડવાની હોયછે. આપેલીં ત્રણ રકમમાંથી બે રકમ એકજ જાતની હોયછે; ચોથી રકમ શોધી કાહડવાની રીત એ છે કે બીજી અને ત્રીજી રકમનો ગુણાકાર કરવો, અને તેને પેહલી રકમે ભાગવા. પણ પ્રોપોરશન માંડતી વખતે પેહલી રકમ કઇ માંડવી અને બીજી કઈ માંડવી તે નીચે લખેલી હકીકત પરથી માલમ પડશે. દાખલા તરીકે, જો ૯ માણુસ ૩૬ રૂપીયા કમાયછે તો ૪ માણુસ કેટલા કમાશે? એમાં ત્રણ રકમ આપેલીછે, તેમાંની બે એટલે કે ૯ માણુસ અને ૪ માણુસ એ એકજ જાતનીછે. માટે હવે પ્રોપોરશન માંડતી વખતે ત્રીજી રકમ જે જુદી જાતનીછે તે છેલ્લી માંડવી. પછી સવાલ પુછવો કે જો ૯ માણુસ ૩૬ રૂપીયા કમાયછે, તો ૪ માણુસ કેટલા રૂપીયા કમાશે, વધતા કે ઓછા? જો વધતા જવાબમાં માલમ પડે તો મોટી રકમ વચમાં મુકવી અને જો ઓછા જવાબમાં આવે તો નાની રકમ વચમાં મુકવી. આપેલા દાખલામાં ઓછા રૂપીયા કમાશે એવું સવાલ પુછતા જણાયછે, માટે ઓછી રકમ વચમાં મુકવી એટલે કે ૪ માણુસ વચમાં મુકવા, અને બાકી જે રેહેલી હોય તે રકમ એટલે કે ૯ માણુસ પેહલા મુકવા પછી બીજી અને ત્રીજી રકમનો ગુણાકાર કરવો, અને તેને પેહલી રકમે ભાગવા. જવાબમાં ૧૬ રૂપીયા આવશે.

| માણુસ | | માણુસ | | રૂપીયા |
|---|---|---|---|---|
| ૯ | : | ૪ | :: | ૩૬ |

$$\frac{૩૬\times૪}{૯}=૧૬ \text{ જવાબ.}$$

સુચનાઃ—પેહલી બે રકમને હમેશાં એક સરખી કીમત પર લાવીવ. જેમકે બેઉ પાઉંદ, બેઉ શીલીંગ એ પ્રમાણે.

## એકસરસાઇઝ.

૧. જો ત્રણ પગલાંની લંબાઇ ૨ યાર્દ જેટલી હોય, તો એક વાહણનું તુટક જેની લંબાઇ ૧૨૦ પગલાંછે તો તે કેટલા યાર્દ થશે ?

૨. જો એક સ્તીમર ૨ દીવસ અને ૭ કલાકમાં ૨૪૫ માઇલ ચાલેછે, તો ૨૬૦૦ માઇલ ચાલતાં કેટલા દીવસ લાગશે ?

## ઈનવોલ્યુશન અથવા પાવર.

કોઈ પણ સંખ્યા પર પાવર ચહડાવવો તેને ઇનવોલ્યુશન કહેછે. પાવરની નીશાણી હમેશાં સંખ્યાને માથે જમણા હાથ ઉપર માંડેલી હોયછે. જેમકે $૫^{૨}$, $૭^{૩}$, $૫^{૨}$ એટલે કે બે પાંચના આંકડાઓનો ગુણાકાર અથવા ૫×૫=૨૫. $૭^{૩}$ એટલે કે ત્રણ સાતના આંકડાઓનો ગુણાકાર અથવા ૭×૭×૭=૩૪૩. $૫^{૨}$ એટલે કે પાંચનો સ્કુવેર અથવા બીજો પાવર; $૭^{૩}$ એટલે કે સાતનો કયુબ અથવા ત્રીજો પાવર.

દાખલો—૫૦ નો કયુબ શું તે કેહો.

$૫૦^{૩}$=૫૦×૫૦×૫૦=૧૨૫૦૦૦ જવાબ.

## ઈવોલ્યુશન અથવા રૂત.

ઈવોલ્યુશન એ ઇનવોલ્યુશનથી ઉલટું છે. ઇવોલ્યુશન એટલે કે સંખ્યાનો રૂત શોધી કાહડવો, અને એની નીશાણી અથવા રૂતનો આંકડો રકમની પેહલાં માંડેલો હોયછે. જેમકે $\sqrt{૨૫}$ એટલે કે ૨૫ નો સ્કુવેર રૂત અથવા એવી રકમ કે જેનો સ્કુવેર ૨૫ થાય.

ઈવોલ્યુશનમાં સ્કુવેર રૂત અને કયુબ રૂત એ, બે મુખ્ય છે.

**દાખલો:**—૧૮૬૬૨૪ નો સ્કુવેર રૂત શોધી કાહડો:

```
     |૧૮'૬'૬ ૨'૪(૪૩૨
     |૧૬
     |-----
 ૮૩  |૨૬૬
     |૨૪૯
     |-----            ૪૩૨ જવાબ
 ૮૬૨ |૧૭૨૪
     |૧૭૨૪
     |-----
```

છેડેથી આંકડા ગણુવા માંડો, અને દર બીજે આંકડે (') આવી નીશાણી કરો. હવે છેડેની નીશાણીની ડાબી બાજુપરના આંકડા લેવો. જેમકે ઉપર આપેલા દાખલામાં ૧૮ નો આંકડો. હવે એવો આંકડો કયો છે કે જેને તેજ આંકડાએ જો ગુણ્યે તો ૧૮ આવે? એવો આંકડો કોઇ નથી, કારણુ જો ૪ ને ૪ એ ગુણ્યે તો ૧૬ આવે અને ૫ ને ૫ એ ગુણ્યે તો ૨૫ આવે, માટે આપણે ઓછો આંકડો ૪ નો લેઈયે, અને તેને જવાબમાં માંડયે. ૪ ના સ્કુવેરને એટલે ૧૬ ને ૧૮ ની હેઠે માંડયે, અને બાદ કર્યે તો બાકી ૨ આવશે. હવે ઉપરથી બીજા બે આંકડા ઉતાર્યે એટલે ૨૬૬ થયા. જવાબના આંકડા ૪ ને બેએ ગુણીને ડાબા હાથપર માંડયે પછી એમ જોઇયે કે ૨૬૬ માના બે પેહલા આંકડા એટલે કે ૨૬ એમાં ૮ નો આંકડો કેટલી વખત સમાયછે. માલમ પડેછે કે ત્રણુ વખત સમાય છે, માટે ૩ નો આંકડો જવાબમાં માંડયે, અને તેજ પ્રમાણે ૮ ની પાસે પણુ માંડયે એટલે ૮૩ થયા. પછી ૮૩ નો અને ૩ નો ગુણાકાર કર્યે અને તે ગુણાકાર એટલે ૨૪૯, ૨૬૬ ના આંકડાની હેઠે મુકયે અને બાદ કર્યે એટલે ૧૭ આવશે. ઉપરથી પાછા બે આંકડા ઊતાર્યે એટલે ૧૭૨૪ થયા. હવે વલી પેહલાની માફક ૪૩ ને બેએ ગુણ્યે એટલે ૮૬ થયા. પછી એમ જોઇયે કે ૮૬ નો પેહલો આંકડો એટલે કે ૮, ૧૭૨૪ ના આંક-

ડા ૧૭ માં કેટલી વખત સમાયછે. માલમ પડેછે કે બે વખત સમાયછે, માટે હવે ૨ નો આંકડો જવાબમાં માંડવો, અને તેજ પ્રમાણે ૮૬ ના આંકડાની પાસે પણ માંડવો એટલે ૮૬૨ થશે. પછી ૮૬૨ અને ૨ એનો ગુણાકાર કરવો, અને તે ગુણાકાર એટલે ૧૭૨૪ હેઠે માંડવા અને બાદબાકી કરવી. સેવટે જવાબમાં ૪૩૨ આવ્યા.

**દાખલો:**—૫૮૮·૦૬૨૫ નો સ્કુવેર રૂત શોધી કાહડો.

```
     |૫૮'૮·૦૬'૨૫ (૨૪·૨૫
     |૪
     |-----
૪૪   |૧૮૮
     |૧૭૬
     |--------        ૨૪·૨૫ જવાબ.
૪૮૨  | ૧૨૦૬
     |  ૯૬૪
     |----------
૪૮૪૫ | ૨૪૨૨૫
     | ૨૪૨૨૫
```

ઉપલા દાખલામાં રકમમાં દેસીમલ પોઈંત છે માટે સાધારણ રકમની માફક છેડેથી ગણીને બીજે આંકડે ( ' ) આવી નીશાણી કરવી નહી, પણ દેસીમલ પોઈંત આગલથી જમણા અને ડાબા બેઉ હાથ પર ગણતા જવું, અને દર બીજે આંકડે નીશાણી કરવી. બાકી બીજું બધું સાધારણ રીત પ્રમાણેજ કરવું.

## એકસરસાઈઝ.

૧. ૫૮૯૮૨૪ નો સ્કુવેર રૂત શોધી કાહડો.
૨. ૧૫૨૨૭·૫૬ " " " "
૩. ૬૯૮·૫૩૨ " " " "
૪. ૧૭૦·૩૦૨૫ " " " "

## ક્યુબ રૂત.

**દાખલો:**—૪૬૬૫૬ નો ક્યુબ રૂત શોધી કાહડો

| | | | |
|---|---|---|---|
| | | ૪૬૬'૫૬ (૩૬ | |
| | | ૨૭ | |
| ૯૬ | ૨૭૦૦ | ૧૯૬૫૬ | |
| | ૫૭૬ | | ૩૬ જવાબ. |
| | ૩૨૭૬ | ૧૯૬૫૬ | |

છેડેથી ગણીને દરેક ત્રીજા આંકડા પર નીશાણી કરવી, પછી પેહલાંથી આંકડા લેવા. ઉપલા દાખલામાં ૪૬ લેવો. હવે ૪૬ એ કીયા આંકડાનો ક્યુબછે તે શોધી કાહડો. ૩નો ક્યુબ ૨૭ છે અને ૪નો ક્યુબ ૬૪ છે, માટે ઓછી રકમ ૨૭ લેવો અને ૪૬ની હેઠે માંડો અને બાદ કરો એટલે ૧૯ બાકી રેહશે. અને ઉપરથી ત્રણ આંકડા ઉતારો. પછી જવાબમાં ૩નો આંકડો માડો, અને તે આંકડાને ત્રણે ગુણીને જે આવે તે એટલે કે ૯ ડાબા હાથ પર દુરથી માંડો. પછી ૯ ને જવાબના આંકડાએ એટલે ત્રણે ગુણો, અને પછી ૨૭ આવશે તેને બાજુએ માંડો, અને તેની પછવાડે બે મીંડા મુકો. હવે ૨૭૦૦ એ 'ત્રાયલ દીવાઈઝર' અથવા તપાસને સારૂ માંડેલો ભાજક કેહવાયછે. હવે ૨૭૦૦, ૧૯૬૫૬ માં કેટલી વખત સમાયછે તે જુવો. એવું માલમ પડેછે કે ૬ વખત સમાઈ શકશે. હવે એ ૬ના આંકડાને ૩ ની પછવાડે જવાબમાં માંડો, અને તેજ પ્રમાણે ૯ ની પછવાડે પણ માંડો. પછી ૯૬ ને ૬ એ ગુણો એટલે ૫૭૬ આવશે, તેને ૨૭૦૦ ની હેઠે માંડો અને સરવાળો કરો એટલે ૩૨૭૬ આવશે. એ ખરેખરો ભાજક કહેવાય. પછી ૩૨૭૬ ને ૬ એ ગુણો અને જે આવે તેને ૧૯૬૫૬ ની હેઠે માંડીને બાદબાકી કરો. બાકી કાંઈ રેહતા નથી અને જવાબમાં ૩૬ આવશે.

**દાખલો:**—૧૪૬૮'૬૩૬'૬૪૫'૭૬ નો કયુબ રૂત શું?

| | | |
|---|---|---|
| | | ૧૪૬૮'૬૩૬'૬૪૫'૭૬ (૫૨૭૬ |
| | | ૧૨૫ |
| ૧૫૨ | ૭૫૦૦ | ૨૧૮૬૩ |
| | ૩૦૪ | |
| | ૭૮૦૪ | ૧૫૬૦૮ |
| ૧૫૬૭ | ૮૧૧૨૦૦ | ૬૨૫૫૬૬૪ |
| | ૧૦૯૬૯ | |
| | ૮૨૨૧૬૯ | ૫૭૫૫૧૮૩ |
| ૧૫૮૧૬ | ૮૩૩૧૮૭૦૦ | ૫૦૦૪૮૧૫૭૬ |
| | ૯૪૮૯૬ | |
| | ૮૩૪૧૩૫૯૬ | ૫૦૦૪૮૧૫૭૬ |

૫૨૭૬ જવાબ.

છેડેથી ગણતા ત્રીજે આંકડે નીશાણી કરો, અને પછી પેહલાંથી નીશાણી સુધીના આંકડા લેવો એટલે ૧૪૬ લેવો. હવે ૧૨૫ એ પાંચનો કયુબછે, માટે પાંચનો આંકડો જવાબમાં માંડો. ૧૨૫ ને ૧૪૬ ની હેઠે માંડો, અને બાદ કરો. પછી ત્રણ આંકડા ઉતારો.

પાંચને ૩ એ ગુણો એટલે ૧૫ આવશે તેને દુરથી ડાબા હાથ પર માંડો. પછી ૧૫ ને ૫ એ ગુણો એટલે ૭૫ આવશે. તેની આગળ બે મીંડા માંડીને ૭૫૦૦ને ત્રાયલ દીવાઇઝર તરીકે માંડો. પછી ભાગ જુવો. ભાગમાં ૨ આવશે. ૨ને જવાબમાં માંડો, અને તેજ પ્રમાણે ૧૫ની પાછળ પણ માંડો. પછી ૧૫૨ને ૨ એ ગુણો એટલે ૩૦૪ આવશે. તેને ૭૫૦૦ની હેઠે માંડો, અને સરવાળો કરો એટલે

૭૮૦૪ આવશે. એ ખરો ભાજક સમજવો. એને ૨ એ ગુણો એટલે ૧૫૬૦૮ આવશે. તેને હેઠે માંડો અને બાદ કરો, અને પછી ઉપરથી ત્રણ આંકડા ઉતારો.

```
  ૩૦૪
 ૭૮૦૪
    ૪
─────
 ૮૧૧૨
```

હવે જવાબના ૫૨ ને ૩ એ ગુણો એટલે ૧૫૬ આવશે. તેને ડાબા હાથ પર દુરથી માંડો. પછી ઉપરના કૅાલમમાં જે ૩૦૪ અને ૭૮૦૪ છે તેનો સરવાળો કરો, અને તેમાં જવાબમાંના ૨ ના આંકડાનો સ્કુવેર એટલે ૪ ઉમેરો. એટલે ૮૧૧૨ આવશે. તેની ઉપર બે મીંડા ચહડાવો એટલે એ બીજો 'ત્રાયલ દીવાઈઝર' થયો. પછી ભાગ જુવો. ભાગ ૭ નો જાયછે, માટે ૭ ને જવાબમાં માંડો, અને તેજ પ્રમાણે ૧૫૬ ની પાછળ પણ માંડો. પછી ૧૫૬૭ ને ૭ એ ગુણો એટલે ૧૦૯૬૯ આવશે. તેને 'ત્રાયલ દીવાઈઝર' ની હેઠે માંડો, અને સરવાળો કરો એટલે ૮૨૨૧૬૯ આવશે. એ ખરેખરો દીવાઈઝર (ભાજક) કેહવાય. એને ૭ એ ગુણો, અને જે આવે તેને હેઠે માંડીને બાદ કરો, એટલે ૫૦૦૪૮૧ બાકી રહેશે, અને પછી ઉપરથી ત્રણ આંકડા ઉતારો.

```
  ૧૦૯૬૯
 ૮૨૨૧૬૯
     ૪૯
───────
 ૮૩૩૧૮૭
```

હવે જવાબના ૫૨૭ ને ૩ એ ગુણો એટલે ૧૫૮૧ આવશે. તેને દુરથી ડાબા હાથપર માંડો. પછી ઉપરના કૅાલમમાં ૧૦૯૬૯ અને ૮૨૨૧૬૯ છે તેનો સરવાળો કરો, અને તેમાં જવાબમાંના ૭ ના આં

કડાનો સ્કુવેર એટલે ૪૯ ઉમેરો એટલે ૮૩૩૧૮૭ આવશે. તેની ઉ-પર બે મીંડા ચહડાવો એટલે એ નવો 'ત્રાયલ દીવાઇઝર' થયો. પછી ભાગ જુવો. ભાગ ૬ નો જાયછે, માટે ૬ ને જવાબમાં માંડો, અને તેજ પ્રમાણે ૧૫૮૧ ની પાછલ પણ માંડો. પછી ૧૫૮૧૬ ને ૬ એ ગુણો એટલે ૯૪૮૯૬ આવશે. તેને 'ત્રાયલ દીવાઇઝર' ની હેઠે માડો, અને સરવાળો કરો એટલે ૮૩૪૧૩૫૯૬ આવશે. એ ખરેખરો ભાજક સમજવો. એને ૬ એ ગુણો, અને બાદ કરો એટલે બાકી કંઈ રહેશે નહી, અને જવાબમાં ૫૨૭૬ આવશે.

## એકસરસાઇઝ.

**૧.** ૧૫૦૬૯૨૨૩ નો કયુબરૂત શોધી કાહડો.

**૨.** ૨૮૯૯૧૦૨૯૨૪૮ ,, ,, ,,

**૩.** ૮૦૬૭૭૫૬૮૧૬૧ ,, ,, ,,

**૪.** ૧૩૪૨૧૭૭૨૮ ,, ,, ,,

## મેનસુરેશન અથવા માપણી.

સરકલનો સરકમફ્રરંસ (એટલે કે એક ગોળ કુંડાંળાનો ઘેરાવો). શોધી કાહડવાની રીત:—

સરકલના દાયમેતરને ૩·૧૪૧૬ એ ગુણો એટલે સરકમફ્રરંસ આવશે.

**દાખલો:**—એક સરકલ જેનો દાયમેતર ૩ ઇંચ છે તેનો સરક-મફ્રરંસ શોધી કાહડો.

૩ ઇંચને ૩·૧૪૧૬ એ ગુણો.

૩·૧૪૧૬×૩=૯·૪૨૪૮ ઇંચ. જવાબ.

**દાખલો:**—એક સરકલ જેનો દાયમેતર ૪½ ઇચછે તેનો સરકમ-ફરંસ કેટલો હશે?

$૪\frac{૧}{૨}$=૪.૫

૩.૧૪૧૬×૪.૫=૧૪.૧૩૭૨૦ ઇંચ જવાબ.

## એકસરસાઈઝ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | દાયમેતર ૨.૫ ઈંચછે તો | સરકમફરંસ શું ? | જવાબ | ૭.૮૫૪ |
| ૨. | ,, ૪ ઇંચછે તો | ,, | ,, | ૧૨.૫૬૬૪ |
| ૩. | ,, $૭\frac{૫}{૮}$ ઇંચછે તો | ,, | ,, | ૨૩.૯૫૪૭ |
| ૪. | ,, ૫ ઈંચછે તો | ,, | ,, | ૧૫.૭૦૮ |

સરકલનો એરીઆ (વીસ્તાર) શોધી કાહડવાની રીતઃ—દાયમેતરના સ્કુવેરને .૭૮૫૪ એ ગુણો એટલે એરીઆ આવશે.

**દાખલો:**—એક સરકલનો દાયમેતર જો ૩ ઇંચિછે તો તેનો એરીઆ શુ હશે ?

૩ નો સ્કુવેર એટલે કે ૩×૩ અથવા ૯

હવે ૯ ને .૭૮૫૪ એ ગુણો.

.૭૮૫૪×૯=૭.૦૬૮૬ સ્કુવેર ઈંચ જવાબ.

**દાખલો:**—એક સરકલનો દાયમેતર ૩.૫ ઇંચિછે તો તેનો એરીઆ શુ હશે ?

૩.૫×૩.૫=૧૨.૨૫

.૭૮૫૪×૧૨.૨૫=૯.૬૨૧૧૫૦ સ્કુવેર ઈંચિ જવાબ.

## એકસરસાઈઝ.

૧. એક સરકલનો દાયમેતર ૫ ઇંચિછે તો એરીઆ શું હશે ?

જવાબ ૧૯.૬૩૫ સ્કુ ઇંચ

૨. ,, ,, ,, ૪.૬ ઈંચછે તો એરીઆ શું હશે ?

જવાબ ૧૬.૬૧૯૦૬૪ સ્કુ. ઇંચ

૩. ,, ,, ,, $૬\frac{૭}{૮}$ ઇંચછે તો એરીઆ શું હશે ?

જવાબ ૩૭.૧૨૨૪૨૧૮૭૫ સ્કુ. ઈંચ

ઇલીપ્સ (અંડાકૃતી) નો સરકમફરંસ શોધી કાહડવાની રીતઃ—

ઈલીપ્સના બેઉ દાયમેતરોનો સરવાળો કરીને તેને બેએ ભાગો, અને જે આવે તેને ૩·૧૪૧૬ એ ગુણો એટલે સરકમફરંસ આવશે.

**દાખલોઃ**—એક ઇલીપ્સ જેના દાયમેતરો ૯ ફીત અને ૭ ફીતછે તેનો સરકમફરંસ શું હશે ?

૯ અને ૭ મલીને ૧૬ થયા.

૧૬÷૨=૮ હવે ૮ ને ૩·૧૪૧૬ એ ગુણો.

૩·૧૪૧૬×૮=૨૫·૧૩૨૮ ફીત જવાબ.

**દાખલોઃ**—એક ઈલીપ્સ જેના દાયમેતરો ૫$\frac{૩}{૪}$ અને ૪$\frac{૧}{૪}$ છે તેનો સરકમફરંસ શુ હશે ?

| | |
|---|---|
| ૫$\frac{૩}{૪}$ = ૫·૭૫ | ૩·૧૪૧૬ |
| ૪$\frac{૧}{૪}$ = ૪·૨૫ | ૫ |
| ૨) ૧૦·૦૦ | ૧૫·૭૦૮૦ જવાબ. |
| ૫ | |

ઈલીપ્સનો એરીઆ શોધી કાહડવાની રીતઃ—

ઇલીપ્સના દાયમેતરોનો ગુણાકાર કરીને તેને ·૭૮૫૪ એ ગુણો એટલે એરીઆ આવશે.

**દાખલોઃ**—એક ઇલીપ્સ જેના દાયમેતરો ૯ ફીત અને ૭ ફીતછે તેનો એરીઆ શોધી કાહડો.

૯×૭=૬૩ ·૭૮૫૪ અને ૬૩ નો ગુણાકાર કરોં.

·૭૮૫૪×૬૩=૪૯·૪૮૦૨ સ્કુ. ફીત.—જવાબ.

**દાખલોઃ**—એક ઇલીપ્સ જેના દાયમેતરો ૫$\frac{૩}{૪}$ અને ૪$\frac{૧}{૪}$ છે તેનો એરીઆ શોધી કાહડો.

$૫\frac{૩}{૪} = ૫.૭૫$
$૪\frac{૧}{૪} = ૪.૨૫$ ૫.૭૫×૪.૨૫=૨૪.૪૩૭૫

૨૪.૪૩૭૫×.૭૮૫૪=૧૯.૧૯૩૨૧૨૫૦.—જવાબ.

સ્કુવેર (સમચોરસ) નો એરીઆ શોધી કાહડવાની રીતઃ—
લંબાઈ અને પોહલાઇનો ગુણાકાર કરો, એટલે એરીઆ આવશે.

**દાખલો:**—એક સ્કુવેર જેની બાજુ $૨\frac{૧}{૨}$ ફીતછે તેનો એરીઆ શોધી કાહડો.

$૨\frac{૧}{૨}$=૨.૫ ૨.૫ અને ૨.૫ એનો ગુણાકાર કરો.
૨.૫×૨.૫=૬.૨૫ ૬.૨૫ સ્કુ. ફીત.—જવાબ.

ઑબલૉંગ (લંબ ચોરસ) નો એરીઆ શોધી કાહડવાની રીતઃ—
લંબાઇ અને પહોલાઇનો ગુણાકાર કરો એટલે એરીઆ આવશે.

**દાખલો:**—એક ઑબલૉંગ જમીનનો કકડો જેની લંબાઇ ૧૨ ફીત અને પોહોલાઈ ૮ ફીતછે તેનો એરીઆ શુ હશે?

૧૨ અને ૮ નો ગુણાકાર કરો.
૧૨×૮=૯૬ ૯૬ સ્કુ. ફીત.—જવાબ.

પૅરેલલોગ્રામ (સમાતર બાજુ ચોકોન) નો એરીઆ શોધી કાહડવાની રીતઃ—

નૉત—પૅરેલલોગ્રામ એક એવી ચાર બાજુવાલી આકૃતી છે કે જેની સામસામી બાજુઓ સમાંતર (પૅરેલલ) લીટીમાં હોયછે. સ્કુવેર અને ઑબલૉંગ પણ એવીજ આકૃતીછે.

આકૃતી નં૦ ૮૧ માં a b d c એક પૅરેલલોગ્રામ બતાવેલોછે એમાં c d એ બેસ (તળીયું) કહેવાએ અને a e એ પરપેંદીકયુલર (ઊભી લીટીમાં દોરેલી) ઉંચાઈ કહેવાય.

બેસને પરપેંદીક્યુલર ઉંચાઇએ ગુણો એટલે એરીઆ આવશે.

**દાખલો:**—એક પૅરેલલોગ્રામ જેનો બેસ ૭ ફીટછે અને પરપેંદીકયુલર ઉંચાઇ ૫$\frac{1}{4}$ ફીટછે તેનો એરીઆ કાહડો.

૫$\frac{1}{4}$ = ૫·૨૫    ૫·૨૫ અને ૭ નો ગુણાકાર કરો.

૫·૨૫×૭ = ૩૬·૭૫ સ્કુ ફીટ.—જવાબ.

ટ્રાઍંગલ (ત્રીકોણ) નો એરીઓ શોધી કાહડવાની રીતઃ—

બેસને પરપેંદીકયુલર ઉંચાઈના અરધા ભાગે ગુણો એટલે એરીઆ આવશે.

**દાખલો:**—એક ટ્રાઍંગલ જેનો બેસ ૧૨ ફીટછે, અને ઉંચાઈ પણ ૧૨ ફીટછે તો તેનો એરીઆ શું હશે?

૨)૧૨ ફીટ ઉંચાઈ. ૧૨ ફીટ બેસને ૬ એ ગુણો

૬

૧૨×૬=૭૨ સ્કુ. ફીટ.—જવાબ.

ટ્રેપીઝીઅમનો એરીઆ શોધી કાહડવાની રીતઃ—

ટ્રેપીઝીઅમ એક એવી ચાર બાજુવાલી આકૃતીછે કે જે સ્કુવેર, ઑબલૉંગ અથવા પૅરેલલોગ્રામ એ ત્રણમાંથી એકને પણ મલતી આવતી નથી. આકૃતી નં૦ ૮૨ માં a b c d એક ટ્રેપીઝીઅમછે, જેનો એરીઆ શોધી કાહડવોછે.

ટ્રેપીઝીઅમના કોઈબી બે સામસામેના ઍંગલોની વચ્ચે લીટી દોરીને તે ટ્રેપીઝીઅમને બે ત્રીકોણમાં વહેંચી નાખો, પછી તે લીટી તે બેઉ ત્રીકોણોનો બેસ થશે. બેઉ ત્રીકોણોની પરપેંદીકયુલર ઉંચાઈ તે લીટી પર દોરો (આકૃતીમાં બતાવ્યા પ્રમાણે) અને ત્યાર પછી તે બેઉ ત્રીકોણોનો એરીઆ ઉપર કહી ગયા તે પ્રમાણે શોધી કાઢો, અને તે બેઉ ત્રીકોણોના એરીઆનો સરવાળો કરો એટલે જે આવશે તે ટ્રેપીઝીઅમનો એરીઆ જાણવો.

ત્રેપીઝૉઈદનો એરીઆ શોધી કાહડવાની રીતઃ—

ત્રેપીઝૉઇદ એક એવી જાતનો ત્રેપીઝીઅમછે કે જેની બે બાજુ સમાંતર (પૅરેલલ) લીટીમાં હોયછે. આકૃતી નં૰ ૮૩ માં a b d c એક ત્રેપીઝૉઇદછે, જેની a b અને c d એ બે બાજુઓ સમાંતર લીટીમાંછે, અને e f એ તેની પરપેંદીક્યુલર ઉંચાઈછે.

ઉપલા ત્રેપીઝૉઇદનો એરીઆ શોધી કાહડવાને માટે a b અને c d એ બે સમાંતર બાજુઓનો સરવાળો કરો, અને પછી તેના અરધાએ પરપેંદીક્યુલર ઉંચાઈને ગુણો.

**દાખલો:**—જો એક ત્રેપીઝૉઈદની સમાંતર બાજુઓની લંબાઇ ૭ ફીત અને ૫ ફીત હોય, અને પરપેંદીક્યુલર ઉંચાઇ ૩ ફીત હોય તો તેનો એરીઆ શું હશે?

૭+૫=૧૨ ૧૨ ના અરધા કરો એટલે બેએ ભાગો.

૨)૧૨ ૬ ને ૩ એ ગુણો.

૬

૬×૩=૧૮ સ્કુ. ફીત.—જવાબ

એક ચાર બાજુવાલી આકૃતી જેની એક બાજુ વાંકી લીટીથી ઘેરાયલી હોય તેનો એરીઆ શોધી કાહડવાની રીતઃ—આકૃતી નં૰ b ૮૪ જોવો.

A B C D એ એક ચાર બાજુવાલી આકૃતીછે જેની એક બાજુ વાંકી લીટીથી ઘેરાયલીછે. એનો એરીઆ શોધી કાહડવાને સારૂં A B લીટીને ગમે તેટલા સરખા ભાગમાં વેહેંચી નાખો. જેમકે Ac, eg, gk વગેરે. પછી જે પોઇંત આગળ તે લીટીના કકડા પાડયા હોય ત્યાંથી પરપેંદીક્યુલર લીટીઓ દોરો એટલે તે પરપેંદીક્યુલર લીટીઓ દોરવાથી જે આકૃતીના કકડા થશે તેમાંનો દરેક કકડો એક ત્રેપીઝૉઇદ થશે.

આખી આકૃતીનો એરીઆ શોધી કાહડવાને માટે પેહલી લીટી D A નો અરધો ભાગ લેઓ, છેલ્લી લીટી B C નો અરધો ભાગ લેઓ, અને બધી પરપેંદીકયુલર લીટીઓ લઇને તેઓનો સરવાળો કરો. પછી જે આવે તેને પરપેંદીકયુલરોની વચ્ચેના તફાવતે (એટલે ae લીટીએ) ગુણો.

**દાખલો:**—ઉપલી આકૃતીમાં લીટીઓની લંબાઈ ૪૨, ૪૮, ૫૬, ૬૦, ૬૨, ૬૨, ૬૦, ૫૮ અને ૫૨ છે અને તેઓની વચ્ચેનો તફાવત એટલે Ae લીટીની લંબાઇ ૧૬ છે તો તેનો એરીઆ કેટલો તે કહો.

પેહલી લીટી ૪૨ છે માટે તેનો અરધો ભાગ તે ૨૧ થશે.

છેલ્લી લીટી ૫૨ છે માટે તેનો અરધો ભાગ તે ૨૬ થશે. ૨૧, ૨૬ અને બાકીની બીજી બધી લીટીઓનો સરવાળો કરો.

| | |
|---|---|
| પેહલી લીટીનો અરધો ભાગ................. | ૨૧ |
| બીજી લીટી.................... .......... | ૪૮ |
| ત્રીજી.................................. | ૫૬ |
| ચોથી.................................. | ૬૦ |
| પાંચમી.................................. | ૬૨ |
| છઠ્ઠી.................................. | ૬૨ |
| સાતમી.................................. | ૬૦ |
| આઠમી.................................. | ૫૮ |
| છેલ્લી લીટીનો અરધો ભાગ................. | ૨૬ |
| | ૪૫૩ સરવાળો. |

૪૫૩ ને ૧૬ એ ગુણો એટલે એરીઆ આવશે.

૪૫૩×૧૬=૭૨૪૮ એરીઆ.—જવાબ.

સીલીંદરની સરફેસ અથવા બહારની સપાતી શોધી કાહડવાની રીતઃ—

સીલીંદરના દાયમેતરને ૩·૧૪૧૬ એ ગુણો એટલે સરકમફરંસ આવશે. પછી તેને સીલીંદરની ઉંચાઇએ ગુણો એટલે સપાતી આવશે.

**દાખલો:**—એક સીલીંદર જેનો દાયમેતર ૯ ઈંચ છે, અને ઉંચાઇ ૧૫ ઈંચ છે તેની સરફેસ કેટલી હશે.

૯ ને ૩·૧૪૧૬ એ ગુણો એટલે સરકમફરંસ આવશે.

૩·૧૪૧૬×૯=૨૮·૨૭૪૪ સરકમફરંસ.

૨૮·૨૭૪૪ ને ૧૫ એ ગુણો એટલે સરફેસ આવશે.

૨૮·૨૭૪૪×૧૫=૪૨૪·૧૧૬૦ સ્કુ. ઈંચ સરફેસનો એરીઆ.—જવાબ.

સ્ફીઅર (ગોળા) ની સરફેસ શોધી કાહડવાની રીતઃ—

દાયમેતરના સ્કુવેરને ૩·૧૪૧૬ એ ગુણો એટલે સરફેસ આવશે.

**દાખલો:**—એક ગોળાનો દાયમેતર ૩ ફીત છે તો તેની સરફેસ કેટલી ?

૩ નો સ્કુવેર = ૩×૩ = ૯

હવે ૯ ને ૩·૧૪૧૬ એ ગુણો એટલે સરફેસ આવશે.

૩·૧૪૧૬×૯=૨૮·૨૭૪૪ સ્કુ. ફીત સરફેસનો એરીઆ.—જવાબ.

એક રેકતૅંગ્યુલર (ચોકોન કાટખુણાવાલી) નક્કર વસ્તુનો કયુબીક કનતેન્તસ શોધી કાહડવાની રીતઃ—

લંબાઇ પોહલાઇ અને ઉંચાઇનો ગુણાકાર કરવો.

એક રેકતૅંગ્યુલર વસ્તુની લંબાઇ ૫ ફીતછે. પોહેલાઈ ૪ ફીતછે, અને ઉંચાઇ ૩ ફીતછે તો તેનો કયુબીક કનતેન્તસ શું ?

૫ ફીત×૪ ફીત×૩×ફીત=૬૦ કયુબીક ફીત.—જવાબ.

એક નક્કર સીલીંદરનો ક્યુબીક કનતેન્તસ શોધી કાહડવાની રીતઃ—

સીલીંદરના તળીયાનો એરીઆ શોધી કાહડો અને તેને ઉંચાઇએ ગુણો.

**દાખલો:**—એક સીલીંદર જેનો દાયમેતર ૪ ફીતછે, અને ઉંચાઈ ૭½ ફીતછે, તેનો ક્યુબીક કનતેન્તસ શું ?

$૪^૨$=૪×૪=૧૬   ૧૬ ને ·૭૮૫૪ એ ગુણીએ તો તળીયાનો એરીઆ આવશે.

·૭૮૫૪×૧૬=૧૨·૫૬૬૪ સ્કુ. ફીત તળીઆનો એરીઆ.

૧૨·૫૬૬૪×૭·૫=૯૪·૨૪૮૦૦ ક્યુ. ફીત.—જવાબ.

એક નક્કર ગોળાનો ક્યુબીક કનતેન્તસ શોધી કાહડવાની રીતઃ—

દાયમેતરના ક્યુબને ·૭૮૫૪ એ ગુણો, અને તેને પછી ⅔ એ ગુણો.

**દાખલો:**—એક ગોળો જેનો દાયમેતર ૫ ફીતછે તેનો ક્યુબીક કનતેન્તસ શું ?

$૫^૩$=૫×૫×૫=૧૨૫ ક્યુબીક ફીત.

૧૨૫ ને પહેલા ·૭૮૫૪ એ ગુણો અને પછી ⅔ એ ગુણો

·૭૮૫૪×૧૨૫=૯૮·૧૭૫૦

૯૮·૧૭૫૦×⅔ = ૬૫·૪૫૦૦ ક્યુબીક ફીત જવાબ.

## સ્પેસીફીક ગ્રૅવીતી.

સરખે કદે ગણતા દરેક વસ્તુના વજનમાં ફેર હોયછે અથવા દરેક વસ્તુ પોતાનુ જુદું વજન ધરાવેછે. એ વજનને સ્પેસીફીક ગ્રૅવીતી (વીશેષ ગુરૂત્વ) કરીને કહેછે. પ્રવાહી પદાર્થની સ્પેસીફીક ગ્રૅવીતી માપ-

વાને સારૂ એક સ્પેસીફીક ગ્રૅવીતી બૉતલ (બાટલી) હોયછે. નક્કર વસ્તુની સ્પેસીફીક ગ્રૅવીતી કાહડવાને સારૂ તેને પહેલા હવામાં અને પછી પાણીમાં તોલવી, પછી હવાના તોલ અને પાણીના તોલ વચ્ચેનો તફાવત કાહડવો, અને હવાના તોલને તે તફાવતે ભાગવો એટલે સ્પેસીફીક ગ્રૅવીતી આવશે. ગણત્રીને માટે ૬૦° (ફ્હેરેનહીત) વાલા સ્વચ્છ પાણીની સ્પેસીફીક ગ્રૅવીતી ૧ રાખવામાં આવેલીછે.

**દાખલો:**—એક કાચનો કકડો હવામાં ૫૭૭ ગ્રૅન વજનમાં થાયછે, અને તેનું પાણીમાં તોલ કરતાં ૩૯૯·૪ ગ્રેન થાયછે તો તેની સ્પેસીફીક ગ્રૅવીતી શું ?

૫૭૭ હવાનું તોલ—૩૯૯·૪ પાણીનું તોલ=૧૭૭·૬ તફાવત.

હવે હવાના તોલને તફાવતે ભાગો.

૫૭૭÷૧૭૭·૬=૩·૨૪૮

૧૭૭·૬)૫૭૭·૦

———— ૩·૨૪૮ સ્પેસીફીક ગ્રૅવીતી.—જવાબ.

૩·૨૪૮

પ્રવાહી પદાર્થની સ્પેસીફીક ગ્રૅવીતી કાહડવાને સારૂ એક કાચનું યંત્ર વાપરવામાં આવેછે જેને હાઇડ્રોમીતર કહેછે.

પ્રવાહી પદાર્થોની સ્પેસીફીક ગ્રૅવીતીનો કોઠો.

| નામ. | સ્પે. ગ્રૅ. | ખારનો ભાગ. | સ્પે. ગ્રૅ. |
|---|---|---|---|
| હવા | ૦·૦૦૧૨૨૨૮ | ખારૂં પાણી અથવા | $\frac{૧}{૩૩}$—૧·૦૨૯ |
| એડીંઉ | ૦·૯૬૧૧ | ,, | $\frac{૨}{૩૩}$—૧·૦૫૮ |
| અલસીનું તેલ | ૦·૯૩૪૭ | ,, | $\frac{૩}{૩૩}$—૧·૦૮૭ |
| બરફ | ૦·૯૪૦૦ | ,, | $\frac{૪}{૩૩}$—૧·૧૧૬ |
| મીઠું પાણી | ૧·૦૦૦ | ,, | $\frac{૫}{૩૩}$—૧·૧૪૫ |
| ખારૂં પાણી | ૧·૦૨૯ | ,, | $\frac{૬}{૩૩}$—૧·૧૭૪ |
| | | ,, | $\frac{૧૨}{૩૩}$—૧·૩૪૮ |

## નક્કર પદાર્થોની સ્પેસીફીક ગ્રૅવીતીનો કોઠો.

### ધાતુઓ.

| નામ. | સ્પે. ગ્રૅ. | નામ. | સ્પે. ગ્રૅ. |
|---|---|---|---|
| પીત્તલ | ૮·૩૮૪ | પારો (મરક્યુરી) | ૧૩·૫૬૯ |
| ત્રાંબું | ૮·૭૬૭ | પ્લૅતીનમ | ૨૧·૫ |
| સોનું | ૧૯·૨૩૮ | રૂપું | ૧૦·૫ |
| લોહોડું (ઓતેલું) | ૭·૧૧ | સ્તીલ | ૭·૭૮ |
| ,, (ટીપેલુ) | ૭·૬૯ | કલાઇ | ૭·૨૯૩ |
| સીસું | ૧૧·૪ | જસત | ૭·૨૧૫ |

નોત—એક ક્યુબીક ફુત પાણીનું વજન ૬૨·૫ પાઉંદછે, અને તેની સ્પેસીફીક ગ્રૅવીતી ૧ છે. માટે જો ઉપલા કોઠાઓમાં આપેલી વસ્તુમાંથી કોઈનું પણ એક ક્યુબીક ફુતનું વજન કાહડવું હોય તો ૬૨·૫ને તે વસ્તુની સ્પેસીફીક ગ્રૅવીતીએ ગુણવા.

**દાખલો**:—એક ક્યુબીક ફુત ખારાં પાણીનું વજન કાહડો. ખારાં પાણીની સ્પેસીફીક ગ્રૅવીતી ૧·૦૨૯ છે.

૬૨·૫ પાઉંદને ૧·૦૨૯ એ ગુણો એટલે સ્પેસીફીક ગ્રૅવીતી આવશે.

૬૨·૫×૧·૦૨૯=૬૪·૩૧૨૫ પાઉંદ. જવાબ.

સાધારણ રીતે એક ક્યુબીક ફુત દરીઆના પાણીનું વજન ૬૪ પાઉંદ ગણવામાં આવેછે.

**દાખલો**:—કેટલા ક્યુબીક ફીત દરીઆના પાણીનું વજન એક તન થશે?

એક ક્યુબીક ફુત પાણીનું વજન ૬૪ પાઉંદ છે..

ત હં કુ પા પાઉંદ

૧×૨૦×૪×૨૮=૨૨૪૦

પાઉંદ પાઉંદ ક્યુબીક ફુત
૬૪ : ૨૨૪૦ :: ૧
૬૪)૨૨૪૦
૩૫ ક્યુબીક ફુત.—જવાબ.

**દાખલો**:—એક ક્યુબીક ફુત ટીપેલાં લોહોડાનું વજન શું? ટીપેલાં લોહોડાંની સ્પેસીફીક ગ્રેવીતી ૭·૬૯ છે.

૬૨·૫ ને ૭·૬૯ એ ગુણો.

૬૨·૫×૭·૬૯=૪૮૦·૬૨૫ પાઉંદ.—જવાબ.

સાધારણ રીતે એક ક્યુબીક ફુત ટીપેલાં લોહોડાનું વજન ૪૮૦ પાઉંદ ગણવામાં આવેછે.

**દાખલો**:—એક ઓતેલાં લોહોડાંના સેફતી વાલ્વનો દાયમેતર ૧૫ ઈંચછે, અને જાડાઈ ૩ ઈંચિ છે તો તેનું વજન કેટલું થશે?

$૧૫^૨$×·૭૮૫૪×૩ = વાલ્વનો ક્યુબીક કનતેન્તસ.

$૧૫^૨$×·૭૮૫૪×૩=૫૩૦·૧૪૫ ક્યુબીક ઈંચિ.

ઓતેલાં લોહોડાંની સ્પેસીફીક ગ્રેવીતી ૭·૧૧ છે.

૭·૧૧ × ૬·૨૫ એ એક ક્યુબીક ફુત ઓતેલાં લોહોડાંનું વજનછે.

૭·૧૧×૬·૨૫=૪૪૪·૩૭૫ પાઉંદ.

હવે જો એક ક્યુબીક ફુત એટલે કે ૧૭૨૮ ક્યુબીક ઈંચિ ઓતેલાં લોહોડાંનું વજન ૪૪૪·૩૭૫ પાઉંદછે, તો ૫૩૦·૧૪૫ ક્યુબીક ઈંચિનું વજન કેટલું થશે?

ક્યુ: ઈચ. ક્યુ: ઈચ પાઉંદ
૧૭૨૮ : ૫૩૦ :: ૪૪૪·૩૭૫ : ૧૩૬·૩ પાઉંદ.—જવાબ.

## એકસરસાઈઝના દાખલાના જવાબો.

### દેસીમલના સરવાળા.

(૧) ૩૨૦૬·૮૮૪૩૧; (૨) ૩૮૭·૩૨૮૬૪.

### દેસીમલની બાદબાકી.

(૧) ૨૯.૧૪૧૩૬; (૨) .૧૦૦૫૨૭૪.

### દેસીમલના ગુણાકાર.

(૧) ૧૬૭૫૭.૯૮૮; (૨) ૭૬.૫૯૨૭૫; (૩) ૯૨૩.૮૩૨૦; (૪) .૦૦૧૪૧૩૦૦.

### દેસીમલના ભાગાકાર.

(૧) ૨૬૨.૦૬૬૯; (૨) ૬.૪૨૬૨૧૩૭; (૩) ૮.૬૦૦૭૨૧૬૪.

### દેસીમલની ભાંજણી.

(૧) .૪૧૬; (૨) .૫

### દેસીમલની કીમત શોધી કાહડવી.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| (૧) | ૧૭ | તન | ૭ | હંદ્રેદવેત | ૧ | કુવારતર | ૦ | પાઉંદ. |
| (૨) | ૩૬ | ,, | ૬ | ,, | ૦ | ,, | ૦.૦૫૬ | ,, |
| (૩) | ૬૦ | ,, | ૧૫ | ,, | ૦ | ,, | ૫.૬ | ,, |
| (૪) | ૨૧ | ,, | ૧૯ | ,, | ૩ | ,, | ૦.૩૪૪ | ,, |

### પ્રોપોરશન.

(૧) ૨૪૦ ફીત; (૨) ૨૪ દીવસ—૭ કલાક અને ૪૦$\frac{૨૦}{૪૯}$ મીનીત.

### સ્કુવેર રૂત.

(૧) ૭૬૮; (૨) ૧૨૩.૪; (૩) ૩૬.૪૨૯; (૪) ૧૩.૦૫.

### કયુબ રૂત.

(૧) ૨૪૭; (૨) ૩૦૭૨; (૩) ૪૩૨૧; (૪) ૫૧૨.



# પ્રકરણ ૧૪ મું.

## સ્તીમ ઈનજીનને લગતા દાખલાઓ.

હીસાબમાં કેટલીએક નીશાણીઓનો ઉપ્યોગ કરવામાં આવેછે, જેનુ વર્ણન નીચે કીધેલું છે.

+ પ્લસ, એટલે સરવાળાની નીશાણી; જેમકે ૨+૩=૫.

– માએનસ, એટલે બાદબાકીની નીશાણી; જેમકે ૩–૨=૧

× ગુણાકારની નીશાણી; જેમકે ૪×૨=૮.

÷ ભાગાકારની નીશાણી; જેમકે ૪÷૨=૨.

$\frac{૪}{૨}$ એનો અર્થ એમ થાયછે કે ૪ ને ૨ એ ભાગો. એ કેટલી એક વખતે ૪÷૨ એવી રીતે પણ લખાયછે.

= બરાબરની નીશાણી; જેમકે ૫+૬=૧૧.

$૭^{૨}$ એટલે ૭ નો સ્કુવેર અથવા ૭×૭; $૭^{૩}$ એટલે ૭ નો ક્યુબ અથવા ૭×૭×૭; $૭^{૪}$ એટલે ૭ નો ચોથો પાવર અથવા ૭×૭×૭×૭.

$\sqrt{૪૯}$ એટલે ૪૯ નો સ્કુવેર રૂત; $\sqrt[૩]{૮}$ એટલે ૮ નો ક્યુબ રૂત; $\sqrt[૪]{૧૬}$ એટલે ૧૬ નો ચોથો રૂત.

( ) બ્રૅકેત, એનો અર્થ એમ થાયછે કે જેટલી રકમ બ્રૅકેતમાં હોય તે બધીને એક રકમ તરીકે ગણવી; જેમકે ૭ (૮–૬+૪×૩) એમાં ૮ માંથી ૬ બાદ કરવા, એટલે ૨ આવશે, તેમાં ૪ અને ૩ નો ગુણાકાર એટલે ૧૨ ઉમેરવા. એટલે બન્નેનો સરવાળો ૧૪ થશે. તેને ૭ એ ગુણવા એટલે ૯૮ આવશે.

**નોત:**—જો બ્રૅકેતની પેહલાં કશી નીશાણી હોય નહી, અને કંઇ આંકડો હોય તો એમ સમજવું કે બ્રૅકેતમાંની રકમોનો અને તે આંકડાનો ગુણાકાર કરવાનોછે.

## નીશાણીઓના ઉપ્યોગ વીશે.

સરવાળા અને બાદબાકીની નીશાણીઓ ઉપર ઝાઝું ધ્યાન આપવું

પડતું નથી. દાખલા તરીકે ૬+૪−૩+૧૨−૮ હવે એમાં સરવાળાની નીશાણીઓવાલી રકમો ભેગી કરવી, અને બાદબાકીની નીશાણીઓવાલી રકમો ભેગી કરવી. એટલું માત્ર ધ્યાનમાં રાખવું કે પહેલી રકમને કશી પણ નીશાણી નથી, માટે ત્યાં + ની નીશાણીછે એમ સમજવું.

| | | |
|---|---|---|
| +૬ | −૩ | |
| +૪ | −૮ | |
| +૧૨ | —— | +૨૨−૧૧=૧૧.—જવાબ. |
| —— | −૧૧ | |
| +૨૨ | | |

**દાખલો:—** −૬+૭+૨−૯−૩+૫ ની કીમત શોધી કાહડો.

−૬−૯−૩=−૧૮

+ ૭+ ૨+૫=+૧૪

−૧૮+૧૪=−૪.—જવાબ.

**નોત:**—ઉપલા દાખલામાં −ની નીશાણીવાલી રકમ મોટીછે, માટે જવાબની રકમમાં પણ −ની નીશાણી આવશે.

**દાખલો:—**

−૪+૧૨+૩−(૯+૬)+૮−(૧૪−૫)+(૭−૨+૪) ની કીમત શોધી કાહડો.

હમેશાં પેહલ વેહલા બ્રૅકેતમાંની રકમોનો નીકાળ કરવો એટલે કે દરેક બ્રૅકેત કાહડી નાખીને તેને બદલે જે રકમ આવે તે માંડવી. પછી આગલ કેહ્યા પ્રમાણે કરવું.

(૯+૬)=૧૫ (૧૪−૫)=૯ (૭−૨+૪)=૯

માટે હવે બ્રૅકેત કાહડી નાખીને તેની રકમો માંડશું, તો ઉપર આપેલા દાખલાની રકમો નીચે પ્રમાણે આવશે.

−૪+૧૨+૩−૧૫+૮−૯+૯

−૪−૧૫−૯=−૨૮

+૧૨+૩+૮+૯=+૩૨

+૩૨−૨૮=૪.—જવાબ.

**ગુણાકારની નીશાણીનો ઉપયોગ:**—ગુણાકારની નીશાણી પર હમેશાં વધારે ધ્યાન આપવું જોઇએ; જેમકે ૭−૨×૩ એમાં પહેલાં હમેશાં ગુણાકારની નીશાણી વાલી રકમોનો નીકાળ કરવો, અને પછી બીજી નીશાણીઓ ઉપર ધ્યાન પહોંચાડવું.

૭−૨×૩ એમાં ૨×૩ એટલે કે ૬

માટે ૭−૨×૩=૭−૬=૧.—જવાબ.

**ભાગાકારની નીશાંણીનો ઉપયોગ:**—જે પ્રમાણે ગુણાકારની નીશાંણીપર વધારે ધ્યાન આપવું જોઇએછે, તેજ પ્રમાણે ભાગાકારની નીશાંણીપર પણ આપવું જોઇએ. એટલે કે પહેલાં બ્રૅકેતનો નીકાળ કીધા પછી ગુણાકારની અને ભાગાકારની નીશાંણીઓનો નીકાળ કરવો, અને પછી સરવાળા બાદબાકીની નીશાંણીઓનો કરવો.

**દાખલો:**—૯+૪× (૭−૩)−૮−૧૬÷ (૯−૫) ની કીમત શોધી કાહડો.

૯+૪× (૭−૩)−૮−૧૬÷ (૯−૫) એમાંથી બ્રૅકેત કાહડી નાખો.

૯+૪×૪−૮−૧૬÷ ૪ હવે ગુણાકારની અને ભાગાકારની નીશાંણીઓનો નીકાળ કરો.

૯+૧૬−૮−૪

| | | |
|---|---|---|
| + ૯ | −૮ | |
| + ૧૬ | −૪ | +૨૫−૧૨=૧૩ |
| + ૨૫ | −૧૨ | ૧૩.—જવાબ. |

## બ્રૅકેતની પેહલાં માંડેલી—ની નીશાંણીનો ઉપયોગ.

**નોત :**—જો પ્લસની નીશાંણીવાલી રકમને માઐનસની નીશાંણીવાલી રકમ સાથે ગુણીએ તો જવાબની રકમ હમેશાં માઐનસમાં હોયછે.

અને, જો માઐનસની નીશાંણીવાલી રકમને માઐનસની નીશાંણીવાલી રકમ સાથે ગુણીએ તો જવાબની રકમ હમેશાં પ્લસમાં હોયછે.

જેમકે–૩×૨=–૬ પણ–૩×–૨=+૬

**દાખલો :**—૪+૭–૩× (૫–૭+૪) ની કીમત શોધી કાહડો.

૪+૭–૩× (૫–૭+૪) =

૧૧ –૩× ૨ =

૧૧ – ૬

૧૧–૬=૫.—જવાબ.

જો બ્રૅકેતની પેહલાં કંઈ પણ આંકડો નહીં હોય, પણ ફક્ત માઐનસની નીશાંણી હોય તો બ્રૅકેત કાહડી નાખતી વખતે શું કરવું જોઈએ ?

એમ જ્યારે હોય ત્યારે હમેશાં બ્રૅકેત કાહડી નાખતી વખતે બ્રૅકેતની અંદરના આંકડાઓની નીશાંણીઓ બદલવી. એટલે જ્યાં + હોએ ત્યાં –કરવા, અને –હોએ ત્યાં + કરવા.

દાખલા તરીકે–(૭–૪+૫–૬+૨–૮) ને બ્રૅકેતમાંથી બહાર કાહડો, અને તેની કીમત શોધી કાહડો.

–(૭–૪+૫–૬+૨–૮) બ્રૅકેત કાહડતી વખતે નીશાંણીઓ બદલવી જોઇશે.

–૭+૪–૫+૬–૨+૮

–૭–૫–૨=–૧૪ +૪+૬+૮=+૧૮

+૧૮–૧૪=૪.—જવાબ.

## પાવરની નીશાંણીનો ઉપયોગ.

$૬^{૨}$ એટલે ૬×૬=૩૬, $૫^{૩}$ એટલે ૫×૫×૫=૧૨૫.

આંકડાની ઉપર જમણી બાજુએ જે પાવર માંડ્યો હોય તેટલી વખત તે આંકડો માંડીને ગુણાકાર કરવો; જેમકે $૭^{૮}$=૭×૭×૭×૭×૭×૭×૭×૭=૫૭૬૪૮૦૧.

કેટલીક વખતે $૬^{૧}$ અને $૬^{૦}$ એવી રીતે પાવર માંડેલો હોય છે. $૬^{૧}$ એટલે કે ૬ અને $૬^{૦}$ એટલે કે $૬^{૧}$ અથવા ૬ સમજવું.

**દાખલો:—**$૯^{૩}-૭^{૨}$ ની કીમત શોધી કાહડો.

$૯^{૩}$=૯×૯×૯=૭૨૯

$૭^{૨}$=૭×૭=૪૯

૭૨૯-૪૯=૬૮૦.—જવાબ.

## રૂતની નીશાંણીનો ઉપયોગ.

$\sqrt[૨]{}$ એ નીશાંણી ઘણું કરીને $\sqrt{}$ તરીકે માંડવામાં આવેછે; જેમકે $\sqrt{૧૬}$=૪.

**દાખલો:—**$\sqrt{૯+૭}$

હવે ૯+૭=૧૬ માટે $\sqrt{૯+૭}$ = $\sqrt{૧૬}$=૪.—જવાબ.

$\sqrt{૪ (૧૯+૬)}$ = $\sqrt{૪+૨૫}$ = $\sqrt{૧૦૦}$ = ૧૦.—જવાબ.

કેટલીક વખતે રૂતની નીશાંણી હેઠે આપેલા દાખલામાં છે તે પ્રમાણે માંડેલી હોએછે; જેમકે

$૭૨૯^{\frac{૧}{૮}}$ $૨૫૬^{\frac{૧}{૪}}$ $૩૧૨૫^{\frac{૧}{૫}}$

એનો અર્થ એમ થાએછે કે ૭૨૯ નો આઠમો રૂત શોધી કાહડો, ૨૫૬ નો ચોથો રૂત કાહડો, અને ૧૩૨૫ નો પાંચમો રૂત કાહડો.

$૭૨૯^{\frac{૧}{૬}} = \sqrt[૬]{૭૨૯} = ૯.$

$૨૫૬^{\frac{૧}{૪}} = \sqrt[૪]{૨૫૬} = ૪.$

$૩૧૨૫^{\frac{૧}{૫}} = \sqrt[૫]{૩૧૨૫} = ૫.$

$૮^{\frac{૨}{૩}}$ એનો અર્થ એમ થાએછે કે ૮ નો સ્કુવેર કરો, અને પછી જે આવે તેનો ક્યુબ રૂત શોધી કાહડો; $૨૦^{\frac{૩}{૨}}$ એનો અર્થ એમ થાય છે કે ૨૦ નો ક્યુબ કરો, અને તેનો સ્કુવેર રૂત શોધી કાહડો.

**દાખલો :—** $\dfrac{૮^{\frac{૨}{૩}}+૮૧^{\frac{૧}{૨}}}{૩^{\frac{૩}{૨}}}$

$૮^{\frac{૨}{૩}} = \sqrt[૩]{૮^૨} = \sqrt[૩]{૬૪} = ૪.$

$૮૧^{\frac{૧}{૨}} = \sqrt{૮૧^૧} = \sqrt{૮૧} = ૯.$

$૩^{\frac{૩}{૨}} = \sqrt{૩^૩} = \sqrt{૨૭} = ૫.૨$

માટે $\dfrac{૮^{\frac{૨}{૩}}\times૮૧^{\frac{૧}{૨}}}{૩^{\frac{૩}{૨}}} = \dfrac{૪+૯}{૫.૨} = \dfrac{૧૩}{૫.૨} = ૨.૫.$—જવાબ.

## એકસરસાઈઝ.

| | | જવાબ. |
|---|---|---|
| ૧. | $૨૪\div૩+૪-૨\times(૪૫-૪૪)$ ...................... | ૧૦ |
| ૨. | $(૭+૩)^૩-(૨૧-૯)^૨$ ...................... | ૮૫૬ |
| ૩. | $\dfrac{૧૪.૭^૨-૨૫^{\frac{૧}{૨}}}{.૦૦૪}$ ............................. | ૫૨૭૭૨.૫ |
| ૪. | $(૨૦૦-૫૬)^{\frac{૧}{૨}}-૩\times૪$ ...................... | ૦ |

## ફૉરમ્યુલા અથવા હીસાબને લગતા કાનુનોની કીમત શોધી કાહડવા વીષે.

હીસાબને લગતા કાયદા કાનુનો ટુકામાં દર્શાવવાને માટે ફૉરમ્યુલા વાપરવામાં આવેછે.

દાખલા તરીકે નૉમીનલ હૉર્સપાવર શોધી કાહડવાની રીત એ છે કે પીસતનના દાયમેતરનો સ્કુવેર કરવો, તેને ઈનજીનની વીલોસીતી (ઝડપ) એ ગુણવા, અને જે આવે તેને ૬૦૦૦ એ ભાગવા.

એ રીત નીચલા ફૉરમ્યુલામાં કેવી રીતે બતાવેલીછે તે જુવો.

$$\frac{\text{દા}^{૨}\times\text{વી}}{૬૦૦૦} = \text{નૉ. હૉ. પા.}$$

સમજોકે પીસતનનો દાયમેતર ૪૨ ઈંચછે, સ્ટ્રોક ૨ ફીતછે, અને-રેવોલ્યુશન એક મીનીતના ૪૪ છે, તો નૉમીનલ હૉર્સપાવર કેટલા થશે?

રેવૉલ્યુશન સ્ટ્રોક
૪૪ × ૨ ફીત×૨=૧૭૬ ફીત વીલોસીતી.

સ્ટ્રોકને ૨ એ ગુણીને રેવોલ્યુશને ગુણવા એટલે ઈનજીનની વીલોસીતી મલશે.

$$\frac{\text{દા}^{૨}\times\text{વી}}{૬૦૦૦} = \frac{૪૨^{૨}\times૧૭૬}{૬૦૦૦} = ૫૧\cdot૭૪ \text{ નૉ. હૉ. પા.}$$

**દાખલો:—**

ક=અ×બ×ખ–દ. એમાં અ=૧૦, બ=૬, ખ=૩, અને દ=૯ છે, તો કની કીમત શોધી કહાડો.

ક=અ+બ+ખ–ડ

ક=૧૦+૬+૩–૯

૧૦+૬+૩=૧૯ ૧૯–૯=૧૦

ક=૧૦ ૧૦.—જવાબ.

જયારે ફૉરમ્યુલામાંના બે અક્ષરોની વચ્ચે કંઇપણ નીશાણી હોએ નહીં, ત્યારે તેઓનો ગુણાકાર કરવાનો છે એમ સમજવું.

**દાખલો:**—સ=અબ+કડ+ઇફ. એમાં અ=૨, બ=૩, ક=૪, ડ=૫, ઇ=૬ અને ફ=૭ છે, તો સની કીમત શોધી કાહડો.

સ=ગખ+કડ+ઇ૬

સ=૨×૩+૪×૫+૬×૭

સ= ૬ + ૨૦+૪૨

સ= ૬૮

૬૮.—જવાબ.

લંબાઈને લગતા દાખલાઓ.

જો એક ઇનજીનના સ્ટ્રોકની લંબાઈ ૪૨" (ઇંચ) છે, કનેકટીંગ રૅાડની લંબાઈ ૮ ફીત છે, અને પીસતન સીલીંદરના તલીયાથી ૧૮" દુર છે તો ક્રાસહેદના સેંતરથી ક્રૅંક શૅાફ્તના સેંતર સુધીનો તફાવત કેટલો થશે ?

હવે જો પીસતન અરધા સ્ટ્રોકપર હોએ તો તે સીલીંદરના તલીયાથી ૨૧ ઇંચ દુર રહેશે, અને તે વખતે ક્રાસહેદના સેંતરથી ક્રૅંક શૅાફ્તના સેંતર સુધીનો તફાવત બરાબર કનેકતીંગ રૅાદની લંબાઇ જેટલો એટલે ૮ ફીત રહેશે; પણ પીસતન સીલીંદરના તળીયાથી ૧૮ ઇંચિ દુરછે, માટે ક્રૅાસહેદ ૩ ઇંચિ હેઠે રહેશે, અને તેથી કરીને ક્રૅાસહેદના સેંતરથી ક્રૅંક શૅાફ્તના સેંતર સુધીનો તફાવત ૮ ફીત કરતા ૩ ઇંચિ ઓછો રહેશે એટલે ૭ ફીત ૯ ઇંચિ રહેશે.

**દાખલો:**—જો સ્ટ્રોક ૩૬", કનેકતીંગ રૅાદ ૭ ફીત અને પીસતન તળીયેથી ૧૨" હોય તો તફાવત કેટલો રહેશે ?

જવાબ.—૬ ફીત ૬ ઇંચિ.

**દાખલો:**—જો સ્ટ્રોક ૩૦", કનેકતીંગ રૅાદ ૭½ ફીત અને પીસતન તળીયેથી ૧૮" હોય તો તફાવત કેટલો રહેશે ?

જવાબ ૭ ફીત ૯ ઇંચ.

જો કનેકતીંગ રૅાદની લંબાઇ ૪ ફીતછે, પીસતન રૅાદ કૅાલરથી ક્રૅાસહેદના સેંતર સુધી ૪૦ ઇંચછે, પીસતન ૪½ ઇંચિ જાડો છે, સ્ટ્રોકની

લંબાઈ ૨૪ ઈંચછે, કવર સીલીંદરની અંદર ૧$\frac{૩}{૪}$ ઈંચ ગયલુંછે અને કલીયરંસ $\frac{૩}{૪}$ ઈંચછે, તો સીલીંદરના ટૉપથી શૅફ્તના સેંતર સુધીની લંબાઈ કેટલી થશે ? (આકૃતી નં૦ ૮૫ જુવો.)

૪ ફીત+૪૦ઈંચ+૨$\frac{૩}{૮}$ઈંચ+૧૨ઈંચ (એટલે કે સ્ટ્રોકનો અરધો ભાગ)+૧$\frac{૩}{૪}$ઈંચ+$\frac{૩}{૪}$ઈંચ=એકંદર લંબાઈ.

૪'+૪૦"+૨$\frac{૩}{૮}$"+૧૨"+૧$\frac{૩}{૪}$"+$\frac{૩}{૪}$"=૮ ફીત, ૮$\frac{૭}{૮}$ ઈંચ—જવાબ.

જો ૫ ઈંચનો તફાવત દરેકની વચ્ચે રાખીને ૭ બોલ્તો જડયા હોય, તો પહેલા અને છેલ્લા બોલ્તના સેંતરની વચ્ચે તફાવત કેટલો થશે ? (આકુતી નં૦ ૮૬ જોવો.)

બોલ્ત સાત છે માટે તેઓની વચ્ચે ગાળા ૭ હોવા જોઇયે, અને દરેક ગાળે ૫ ઈંચનો તફાવતછે, માટે ૬ ગાળામાં ૬×૫=૩૦ ઈંચનો તફાવત થશે.

૩૦ ઈંચ.—જવાબ.

**દાખલો:**—જો પહેલા અને છેલ્લા બોલ્તના સેંતરની વચ્ચે ૩ ફીત ૬ ઈંચનો તફાવત હોય, અને જો બોલ્ત ૯ હોય તો દરેકની વચ્ચેનો ગાળો કેટલો થશે ?

જવાબ.—૫$\frac{૧}{૪}$ ઇંચ.

એક કનદેન્સરનો દરવાજો ૩ ફીત ૬$\frac{૩}{૮}$ ઇંચ લાંબો અને ૨ ફીત પહોળોછે, અને તેમાં લંબાઇએ ૧૦ બોલ્ત અને પહોળાઈએ ૭ બોલ્ત જડેલાછે. હવે જો તે બોલ્તો પ્લેતની કોરથી ૧$\frac{૧}{૨}$ ઇંચ દુર હોય, તો તેઓમાંના દરેકની વચ્ચે ગાળો કેટલો હશે અને એકંદર બોલ્તો કેટલા હશે તે કહો. (આકૃતી નં૦ ૮૭ જોવો.)

પ્લેતની લંબાઇ ૪૨$\frac{૩}{૮}$ ઈંચછે, અને બોલ્ત કોરથી ૧$\frac{૧}{૨}$ ઇંચ દુરછે, માટે પહેલા અને છેલ્લા બોલ્તના સેંતરની વચ્ચે તફાવત ૪૨$\frac{૩}{૮}$ −૩ ઈંચ=૩૯$\frac{૩}{૮}$ ઇંચ થશે.

૧૦ બોલ્તોછે માટે ગાળા ૯ થશે.

હવે જો ૯ ગાળા નો તફાવત ૩૯$\frac{3}{8}$ ઇંચ હોય, તો દરેક ગાળાની વચ્ચે કેટલો ?

ગાળા ગાળો ઈંચ
૯ : ૧ :: ૩૯$\frac{3}{8}$ : ૪·૩૭૫ ઇંચ.—જવાબ

પ્લેતની પહોલાઇ ૨૪ ઇંચછે, અને બોલ્ત કોરથી ૧$\frac{1}{2}$ ઈંચિ દુરછે, માટે પહેલા અને છેલ્લા બોલ્તના સેંતરની વચ્ચે તફાવત ૨૪–૩ ઇંચ = ૨૧ ઈંચિ થશે.

૭ બોલ્તો છે, માટે ગાળા ૬ થશે.

હવે જો ૬ ગાળાનો તફાવત ૨૧ ઇંચ હોય, તો દરેક ગાળાની વચ્ચે કેટલો ?

ગાળા ગાળો ઈંચિ
૬ : ૧ :: ૨૧ : ૩$\frac{1}{2}$ ઈંચિ જવાબ.

બોલ્ત એકંદર ૧૦+૧૦+૫+૫=૩૦ થશે.

## લંબાઈ અને પહોલાઇના દાખલાઓ.

એક સીલીંદરનો પોર્ત ૨૦ ઈંચિ લાંબો અને ૨$\frac{1}{2}$ ઈંચિ પહોળોછે, અને વાલ્વની પર લૅપ ૧$\frac{1}{8}$ ઇંચછે, અને વાલ્વની ત્રેવલ ૬$\frac{1}{2}$ ઈંચિછે, તો સઉથી વધારેમાં વધારે વાલ્વ ઉઘડશે તે વખતે સ્તીમને કેટલી જગા મળશે ?

વાલ્વની ત્રેવલ=૬$\frac{1}{2}$ ઈંચિ.

માટે વાલ્વની અરધી ત્રેવલ=૩$\frac{1}{8}$ ઈંચિ.

લૅપ=૧$\frac{1}{8}$ ઈંચિ.

૨ ઈંચિ પોર્ત ઉંઘાડો રહેશે.

૪૦ સ્કુ. ઈંચ જવાબ.

પોર્તની લંબાઈ ૨૦ ઈંચિછે, અને વધારેમાં વધારે ૨ ઈંચિ ઉંઘાડો રહેશે, માટે એરીઆ ૨૦×૨=૪૦ ઈંચિ થશે.

**નોત:**—વાલ્વની ત્રેવલના અરધા ભાગમાંથી લૅપ જો બાદ કરીયે તો જે આવે તેટલો પોર્ત વત્તામાં વત્તો ઉંઘાડો રહેશે.

(′)=ફુત અને (″) ઇચ; જેમકે ૨′=૨ ફીત અને ૭″=૭ ઇચ.

એક ચોકોન બૉઈલર ૧૦′ લાંબુ, ૭′ પહોળું અને ૭′ ઉંચુંછે, તો તેની બેઉ બાજુ અને મથાળાને સીમેંત લગાડવાને માટે ૭ શીલીંગ ૬ પેન્સે એક સ્કુવેર યાર્દને હીસાબે કેટલો ખરચ બેસશે?

૭′×૧૦′= ૭૦ સ્કુ ફીત મથાળાનો એરીઆ.
૨×૭′×૧૦′=૧૪૦ સ્કુ ફીત બેઉ બાજુનો એરીઆ.

એકંદર ૨૧૦ સ્કુ. ફીત.
૨૧૦ સ્કુ ફીત=$\frac{૨૧૦}{૯}$ સ્કુ. યાર્દ.

હવે જો ૧ સ્કુ. યાર્દની કીમત ૭ શીલીંગ ૬ પેન્સ બેસે તો $\frac{૨૧૦}{૯}$ સ્કુ. યાર્દની કીમત કેટલી બેસશે?

| સ્કુ. યાર્દ | | સ્કુ યાર્દ | | શી પે | | પાઉંદ શીલીંગ |
|---|---|---|---|---|---|---|
| ૧ | : | $\frac{૨૧૦}{૯}$ | :: | ૭—૬ | : | ૮—૧૫.—જવાબ. |

એક બૉઇલરનું મથાળું ૧૪′—૩″ લાંબું અને ૧૩′—૯″ પહોળું છે, અને તેની પર ૭½″ કોરની બહાર પડતું સીસાનું પડ કરવાનુંછે. હવે જો દર સ્કુવેર ફુતે ૮ પાઉંદ સીસું જોઈયે, અને જો સીસું ૫ પેન્સે પાઉંદ મળેછે, તો એકંદર ખરચ શું થશે?

સીસાનું પડ ચારો બાજુની કોર પર ૭½.ઇચ બહાર પડતું રહેવું જોઈશે, માટે બૉઈલરની લંબાઈ કરતાં તે ૭½″×૨ અથવા ૧૫ ઇંચ લાંબું જોઇયે; અને તેમજ ૧૫ ઈંચિ પહોળું પણ જોઈયે.

૧૪′—૩″ અને ૧૫″=૧૫′—૬″
૧૩′—૯″ અને ૧૫″=૧૫′
૧૫′—૬″×૧૫′=૨૩૨·૫ સ્કુવેર ફીત સીસું જોઇશે.

પણ એમાંથી ખુણા પરના ચાર ચોરસ કકડા દરેક ૭½" લંબાઈમાં અને ૭½" પહોળાઇમાં કાપીને કાહડી નાખવા જોઈશે, માટે તે એકંદર સીસામાંથી બાદ કરો.

૭·૫"×૭·૫"×૪=૧·૫૬૨૫ સ્કુ. ફુત.

૨૩૨·૫–૧·૫૬૨૫=૨૩૦·૯૩૭૫ સ્કુ. ફીત સીસું જોઇશે.

૮ પાઉંદ

૧૮૪૭·૫૦૦૦ પાઉંદ સીસું

પા. શી. પે.

૧૮૪૭·૫×૫ પેન્સ=૯૨૩૭·૫ પેન્સ=૩૮—૯—૯½.—જવાબ.

લંબાઇ, પહોળાઇ અને ઉંડાઈને લગતા દાખલાઓ.

એક ટાંકી ૧૨ ફીત લાંબી, ૫ ફીત પહોળી અને ૫ ફીત ઉંડી છે, તો તેમાં કેટલા ક્યુબીક ફીત પાણી રહેશે?

૧૨'×૫'×૫'=૩૦૦ ક્યુબીક કનતેન્તસ (ટાંકીનો)

૩૦૦ ક્યુબીક ફીત પાણી રહેશે.

મીઠું પાણી કેટલાં વજન સુધી તે ટાંકીમાં સમાઇ રહેશે.

એક ક્યુબીક ફુત પાણીનું વજન ૬૨·૫ પાઉંદ થાયછે.

માટે ૬૨·૫ પાઉંદ

૩૦૦ ક્યુબીક ફીત

૨૨૪૦)૧૮૭૫૦·૦  ૧૧૨)૮૩૦  ૨૮)૪૬

૮ ત–૮૩૦  ૭ હં–૪૬  ૧ કુ–૧૮ પા

૮ તન—૭ હંદ્રેદવેત—૧ કુવારતર—૧૮. પાઉંદ જવાબ.

દરીઆનું પાણી કેટલાં વજન સુધી તે ટાંકીમાં સમાઇ શકશે?

એક ક્યુબીક ફુત પાણીનું વજન ૬૪ પાઉંદ થાયછે.

માટે ૬૪ પાઉંદ
૩૦૦ કયુબીક ફીત

૨૨૪૦)૧૯૨૦૦ ૧૧૨)૧૨૮૦ ૨૮)૪૮

૮ ત–૧૨૮૦ ૧૧ હં–૪૮ ૧ કુ–૨૦ પા

૮ તન—૧૧ હંદ્રેદવેત—૧ કુવારતર—૨૦ પાઉંદ.—જવાબ.

એટલું હમેશાં યાદ રાખવું કે ૩૫ કયુબીક ફીત દરીઆના પાણીનું વજન ૧ તન થાયછે.

ઉપલોજ દાખલો એ રીતે હવે કરીયે.

કયુ. ફીત કયુ. ફીત તન
૩૫ : ૩૦૦ : : ૧ : ૮ ત—૧૧ હં—૧ કુ–૨૦ પા.–જવાબ.

**દાખલો:**—એક વહાણની બાલસ્ત ટાંકી ૫૦′ લાંબી, ૩૦ પહોળી અને ૨′—૬″ ઉંડીછે, તો જ્યારે તે ટાંકી દરીઆના પાણીથી ભરેલી હોય ત્યારે તેનું વજન કેટલું થશે ?

જવાબ.—૧૦૭ તન—૨ હં—૩ કું—૧૨ પાઉંદ.

**નોત**—૩૫ કયુબીક ફીત દરીયાનાં પાણીનું વજન ૧ તન થાયછે.

**દાખલો**—એક ચોકોન બૉઇલર ૧૭′—૯″ લાંબું અને ૯′—૬′ પહોળુંછે, અને તેમાં પમ્પથી ૬″ પાણી જો ભર્યું હોય તો તે પાણીનું વજન કેટલું થશે ?

જવાબ ૨ તન—૮ હં—૦ કુ.—૨૦ પાઉંદ.

એક ઇનજીન ૪૧૧ હૉર્સ પાવરનું છે, અને દર કલાકે દર હૉર્સ પાવરે ૨૧ પાઉંદ સ્તીમ તેમાં વપરાયછે. બૉઇલર ૧૬′ લાંબું અને ૧૪′ પહોળુંછે, અને ગ્લાસ ગેજમાં પાણી હાલ ૭″ છે, તો કેટલા વખતમાં સીસીમાંનું પાણી નાબુદ થશે ?

૪૧૧×૨૧=૮૬૩૧ પાઉંદ સ્તીમ દર કલાકે ઇનજીનમાં વપરાયછે.

$૧૬' \times ૧૪' \times \frac{૭}{૧૨}'$ = ૧૩૦.૬૬૭ કયુબીક ફીત પાણી, સીસીમાંનું પાણી નાબુદ થવા આગમજ વપરાવું જોઇયે.

હવે એક કયુબીક ફુત પાણીનું વજન ૬૨.૫ પાઉંદ થાય છે, માટે—

૧૩૦.૬૬૭×૬૨.૫=૮૧૬૬.૬૭ પાઉંદ સ્તીમ (અથવા પાણી), પાણી નાબુદ થવા આગમજ વપરાવી જોઇએ.

હવે જો દર કલાકે ૮૬૩૧ પાઉંદ સ્તીમ ઇનિજીનમાં વપરાયછે, તો ૮૧૬૬.૬૭ પાઉંદ વપરાતાં કેટલો વખત લાગશે ?

પાઉંદ પાઉંદ કલાક
૮૬૩૧ : ૮૧૬૬.૬૭ :: ૧ : ૫૬ મીનીત—૪૬.૩ સેકંદ જવાબ.

એક ટાંકી ૩' લાંબી, ૨'—૬" પહોળી અને ૩'—૩" ઉંડીછે, તો તેમાં કેટલા ગૅલન તેલ રહેશે ?

૩'×૨'—૬"×૩'—૩"

૩×૨.૫×૩.૨૫=૨૪.૩૭૫ કયુબીક ફીત (ટાંકીમાની જગ્યા).

હવે જો ૧ કયુબીક ફુત જગામાં ૬$\frac{૧}{૪}$ ગૅલન તેલ રહી શકેછે, તો ૨૪.૩૭૫ કયુબીક ફીત જગામાં કેટલા ગૅલન રહેશે ?

કયુ. ફીત કયુ. ફીત ગૅલન
૧ : ૨૪.૩૭૫ :: ૬.૨૫ : ૧૫૨.૩૪૩૭૫ ગૅલન જવાબ.

એક ટાંકી જે ૪' લાંબી ૩', પહોળી અને ૧.૭૫' ઉંડીછે. તેમાં કેટલા ગૅલન તેલ રાખી શકાશે, અને તે તેલનું વજન કેટલું થશે ? (તેલની સ્પેસીફીક ગ્રૅવીતી ૦.૯૧૭૬ છે).

૧.૭૫'×૪'×૩'=૨૧ કયુબીક ફીત (ટાંકીમાંની જગા).

૦.૯૧૭૬ સ્પેસીફીક ગ્રૅવીતી.
૬૨.૫ પાઉંદ

૫૭.૩૫૦૦૦ પાઉંદ એક કયુબીક ફુત તેલનું વજન.

હવે ૧ કયુબીક ફુત જગામાં ૬$\frac{૧}{૪}$ ગૅલન તેલ રહી શકેછે, માટે ૨૧ કયુબીક ફુતમાં—

૬·૨૫×૨૧=૧૩૧·૨૫ ગૅલન તેલ રહી શકશે ?

હવે ૧ ક્યુબીક ફુત તેલનું વજન ૫૭·૩૫ પાઉંદછે, માટે ૨૧ ક્યુબીક ફુત તેલનું વજન—

૫૭·૩૫×૨૧=૧૨૦૪·૩૫ પાઉંદ.થશે.

**દાખલો:**—એક ટાંકી ૪′ લાંબી, ૩′–૩″ પહોળી અને ૨′–૯″ ઉંડી છે, તો તેમાં કેટલા પાઉંદ એરંડીયું રહી શકશે ?

જવાબ ૨૧૪૭·૪૫૭ પાઉંદ.

ટાંકીની બે બાજુ અને ક્યુબીક કનતેન્તસ આપી હોય, તો ત્રીજી બાજુ કેવી રીતે શોધી કાહડવી ?

**રૂલ**—પહેલાં બે બાજુનો ગુણાકાર કરો એટલે જવાબ સ્કુવેર ફીતમાં આંવશે.

પછી ક્યુબીક કનતેન્તસન શાતનું ૩૫ આપવું એટલે ક્યુબીક ફીત આવશે.

પછી ક્યુબીક ફીતન સ્કુપર ફીતે ભાગો એટલે ત્રીજી બાજુ આવશે તે સાધારણ ફીત સમજવા.

એક ટાંકી ૪′ લાંબી, ૩′ પહોળી અને ક્યુબીક કનતેન્તસમાં ૧૮ ક્યુબીક ફીત છે, તો તેની ઉંડાઈ કેટલી હશે ?

૪×૩=૧૨ સ્કુવેર ફીત     ૧૮=ક્યુબીક કનતેન્તસ.

૧૮÷૧૨=ઉંડાઈ     ૧૨) ૧૮·૦

૧·૫ ફુત ઉંડી જવાબ.

એક ટાંકી ૭′ લાંબી અને ૪′ પહોળી છે, અને તેમાં ૧૦૦૦ ગૅલન તેલ માએ છે, તો તેની ઉંડાઈ કેટલી હશે ?

૬·૨૫ ગૅલન તેલ ૧ ક્યુબીક ફુત જગા રોકેછે, તો ૧૦૦૦ ગૅલન કેટલા ક્યુબીક ફીત જગામાં રહી શકશે ?

| ગૅલન | | ગૅલન | | ક્યુબીક ફુટ | |
|---|---|---|---|---|---|
| ૬.૨૫ | : | ૧૦૦૦ | :: | ૧ | : ૧૬૦ ક્યુ. ફીત. |

૧૬૦ ક્યુબીક ફીત એ ટાંકીની ક્યુબીક કનતેન્તસ કહેવાય.

૭′×૪′=૨૮ સ્કુવેર ફીત.

૧૬૦÷૨૮=ટાંકીની ઉંડાઇ ૨૮) ૧૬૦

૫$\frac{5}{7}$ ફીત ઉંડી જવાબ.

જો એક ટાંકી ૪′ લાંબી અને ૪′ પહોળી હોય, અને તેમાં ૧′ ઉંડું પાણી ભર્યું હોય, તો તે પાણી બરાબર ૧૦૦ ગૅલન થશે; કારણ

૪′×૪′×૧′=૧૬ ક્યુબીક ફીત પાણી.

હવે ૧ ક્યુબીક ફુત પાણી ૬$\frac{1}{4}$ ગૅલન થાય છે, માટે ૧૬ ક્યુબીક ફીત પાણી ૬$\frac{1}{4}$×૧૬=૧૦૦ ગૅલન થશે.

ઉપલાં કદની ટાંકીમાં ૧ ફુત ઉંડું પાણી ૧૦૦ ગૅલન બરાબર થાય છે, માટે એવી ટાંકીમાંનાં પાણીની ગણત્રી કાઢવી ઘણી સહેલ પડે છે.

**દાખલો:**—એક ટાંકી ૪′ લાંબી અને ૪′ પહોળીછે, અને તેમાં પાણી ૫$\frac{1}{2}$ ફીત છે તો તે કેટલા ગૅલન હશે.

જવાબ ૫૫૦ ગૅલન.

**દાખલો:**—ઉપલાં કદની ટાંકી જો ૮′ ઉંડી હોય, તો કેટલા ગૅલન પાણી તેમાં રહી શકશે ?

જવાબ ૮૦૦ ગૅલન.

એજ ટાંકીમાં પાછલથી તપાસ કરતાં જો ૩$\frac{1}{4}$ ફીત ઉંડું પાણી છે એમ માલમ પડે, તો તે કેટલા ગૅલન હશે ?

જવાબ ૩૨૫ ગૅલન.

એક ટાંકી ૧.૭૫′ ઉંડી, ૨′ પહોળી, અને ૪′ લાંબી છે, અને તેમાં ૭૦ ગૅલન તેલ ભરેલું છે, તો તેલની સપાટી ટાંકીને મથાળેથી કેટલી હેઠે છે તે કહો.

જો ૬.૨૫ ગૅલન ૧ ક્યુ. ફુત થાય છે તો ૭૦ ગૅલન કેટલા ક્યુબીક ફીત થશે?

| ગૅલન | | ગૅલન | | ક્યુબીક ફુત | | |
|---|---|---|---|---|---|---|
| ૬.૨૫ | : | ૭૦ | : : | ૧ | : | ૧૧.૨૦ ક્યુબીક ફીત |

ટાંકીનું તળીયું ૨′×૪′=૮ સ્કુવેર ફીત છે.

૧૧.૨ ક્યુ. ફીત ÷ ૮ સ્કુ. ફીત=૧.૪ ફીત ટાંકીમાંનાં તેલની ઉંચાઈ.

ટાંકી ઉંચાઇમાં ૧.૭૫ ફીત છે.
તેલ ટાંકીમાં ૧.૪૦ ફીત ઉંચાઇપર છે.

ત્યારે ૦.૩૫ ફીત તેલની સપાટી મથાળેથી હેઠેછે.
૧૨

૪.૨૦ ઇંચ તેલની સપાટી મથાળેથી હેઠેછે જવાબ.

## સરકમફરંસને લગતા દાખલાઓ.

એક પીસતનનો દાયમેતર ૩૦ ઈંચ છે, તો તેનો સરકમફરંસ કેટલો થશે?

૩૦ ને ૩.૧૪૧૬ એ ગુણો.

૩.૧૪૧૬ ૯૪.૨૪૮૦ ઈંચ.
૩૦ જવાબ.

૯૪.૨૪૮૦

દાખલો:—એક શાફતનો દાયમેતર ૯$\frac{1}{2}$ ઈંચ છે, તો તેનો સરકમફરંસ કેટલો થશે?

જવાબ ૨૯.૮૪૫૨ ઈંચ.

દાખલો:—એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૪$\frac{7}{8}$ ઈંચ છે, તો તેનો સરકમફરંસ કેટલો થશે?

જવાબ ૧૫.૩૧૫૩ ઈંચ.

એક સીલીંદરનો બહારની બાજુ પરનો ઘેરાવો (સરકમફરંસ) ૧૦૩.૬૭૨૮ ઇંચ છે, તો તેનો દાયમેતર કેટલો થશે ?

ઉપલા ત્રણ દાખલાઓથી આ ઉલટો છે.

એમાં સરકમફરંસને ૩.૧૪૧૬ એ ભાગો.

૩.૧૪૧૬) ૧૦૩.૬૭૨૮

૩૩ ઈંચ ૩૩ ઈંચ જવાબ.

એક શૅફ્તનો ઘેરાવો ૨૮$\frac{1}{4}$" છે, તો તેનો દાયમેતર કેટલો હશે તે કહો.

જવાબ ૮.૯૯ આશરે ૯ ઇંચ.

એક પીસતન જેનો સરકમફરંસ ૧૫.૩૧૫૩ ઈંચ છે, તેનો દાયમેતર કેટલો હશે તે કહો.

જવાબ ૪.૮૭૫=૪$\frac{7}{8}$ ઇંચ.

એક સીલીંદરના બહારના ઘેરાવાનો દાયમેતર ૧૫ ઈંચ છે, અને તેની ઉંચાઇ ૨૦ ઇંચ છે, તો તે સીલીંદરની બહારની સપાટી કેટલા સ્કુવેર ઇંચ થશે ?

૩.૧૪૧૬×૧૫=૪૭.૧૨૪૦ બહારનો ઘેરાવો એને ઉંચાઇ (૨૦ ઈંચ) એ ગુણો એ લે સપાટી મળશે.

૪૭.૧૨૪૦×૨૦=૯૪૨.૪૮ સ્કુ. ઈંચ જવાબ.

એક ફરનેસ ત્યુબનો બહારનો દાયમેતર ૩$\frac{1}{4}$ ફીત છે, અને તેની લંબાઈ ૫$\frac{3}{4}$ ફીત છે, તો તેની બહારની સપાટી કેટલા સ્કુવેર ફીત થશે?

જવાબ ૫૭.૭૨૬૯ સ્કુ. ફીત.

એક સીલીદરના કવરમાં ૫" નો ગાળો દરેક બોલ્તના સેંતરની વચ્ચે રાખીને બોલ્ત જડવાના છે. કવરનો દાયમેતર ૨૯" છે અને બોલ્તો કોરથી ૨$\frac{1}{4}$" દુર રાખવાના છે, તો કેટલા બોલ્ત એકંદર જોઈશે?

હવે, બોલ્ત $૨\frac{૧}{૪}$" કોરથી દુર રાખવાના છે, માટે જે સરકલમાં બોલ્ત જડાશે તે સરકલનો દાયમેતર કવરના દાયમેતર કરતાં ($૨\frac{૧}{૪}$×૨) એટલે $૪\frac{૧}{૨}$" નાનો થશે.

૨૯"−$૪\frac{૧}{૨}$"=$૨૪\frac{૧}{૨}$" બોલ્તના સરકલનો દાયમેતર.

૩.૧૪૧૬×$૨૪\frac{૧}{૨}$"=૭૬.૯૬૯૨" સરકલનો સરકમફરંસ.

હવે બોલ્તના સેંતરની વચ્ચે ૫" નો ગાળો રાખવાનોછે, માટે ૭૬.૯૬૯૨" માં કેટલા બોલ્તો રહી શકશે?

૫ : ૭૬.૯૬૯૨ : : ૧ : ૧૫.૩૯૩૮૪ બોલ્ત જવાબ.

એક સીલીંદરની પૅકીંગ રીંગ ૭૩" દાયમેતરમાં છે, અને તેને કાપવાની અગાઉ તે $૭૫\frac{૧}{૨}$" દાયમેતરનાં છે, તો સીલીંદર પર બરાબર બેસતી કરવાને માટે તેનો સરકમફરંસ કાપીને કેટલો ઓછો કરવો જોઇયે?

$૭૫\frac{૧}{૨}$"−૭૩"=$૨\frac{૧}{૨}$" દાયમેતરોનો તફાવત.

```
 ૩.૧૪૧૬
     ૨.૫
--------
 ૧૫૭૦૮૦
  ૬૨૮૩૨
--------
૭.૮૫૪૦૦
```

$૨\frac{૧}{૨}$=૨.૫ એને ૩.૧૪૧૬ એ ગુણો એટલે સરકમફરંસનો જેટલો ભાગ કાપી કાહડવાનો છે તે મળશે.

૭.૮૫૪ ઈંચ કાપવી જોઈએ.

એક સીલીંદરનો દાયમેતર ૩૦" છે. એક પૅકીંગ રીંગમાંથી $\frac{૯}{૧૬}$" જેટલો કકડો કાપી નાખીને તેને સીલીંદરમાં બેસાડી તે વખતે $\frac{૧}{૩૨}$" ઉંઘાડી રહી. હવે, કાપવાની અગાઉ પૅકીંગ રીંગનો જે દાયમેતર હતો. તે અને સીલીંદરનાં દાયમેતર વચ્ચે તફાવત કેટલો?

૩·૧૪૧૬×૩૦"=૯૪·૨૪૮૦ સીલીંદરનો સરકમફરંસ

એમાંથી ૧/૩૨" એટલે ·૦૩૧૨૫" બાદ કરશો, તો રીંગનો હાલનો સરકમફરંસ મલશે.

૯૪·૨૪૮૦ −·૦૩૧૨૫=૯૪·૨૧૬૭૫ રીંગનો હાલનો સરકમફરંસ.

એમાં ૯/૧૬" એટલે ·૫૬૨૫" ઉમેરસો તો રીંગ કાપવાની અગાઉ જે સરકમફરંસ તેનો હતો તે મલશે.

૯૪·૨૧૬૭૫+·૫૬૨૫=૯૪·૭૭૯૨૬ રીંગનો અસલ સરકમફરંસ

એને ૩·૧૪૧૬ એ ભાગશો તો દાયમેતર મલશે.

૯૪·૭૭૯૨૬
──────=૩૦·૧૬૯ રીંગનો અસલ દાયમેતર.
૩·૧૪૧૬ ૩૦ સીલીંદરનો દાયમેતર
────
·૧૬૯ ઇંચ તફાવત જવાબ.

## સરક્યુલર એરીઆ અને કદને લગતા દાખલાઓ.

એક વાલ્વનો દાયમેતર ૭½"છે, તો તેનો એરીઆ કેટલો હશે ?

૭½=૭·૫ ઇંચ. ૭·૫ ઇંચનો સ્કુવેર કરો, અને તેને ·૭૮૫૪ એ ગુણો એટલે એરીઆ મલશે.

૭·૫ ·૭૮૫૪
૭·૫ ૫૬·૨૫ = દાયમેતરનો સ્કુવેર
──── ──────
૫૬·૨૫ ૪૪·૧૭૮૭૫૦ સ્કુ. ઇંચ.—જવાબ.

**દાખલો:**—એક સેફતી વાલ્વનો દાયમેતર ૫·૪" છે, તો તેને એરીઆ શોધી કાહડો.

જવાબ.—૨૭·૯૦૨૨ સ્કુવેર ઇંચ.

**દાખલો:**—એક શૅફ્તનો દાયમેતર ૯¾" છે, તો તેની ઉપરની સપાટી પરનો એરીઆ કહો.

જવાબ.—૭૪·૬૬૨ સ્કુવેર ઇંચ.

એક સ્તીમ પાઇપનો દાયમેતર ૧૧ ઇચછે, અને તેનો થોડો ભાગ બૉઇલરની અંદર દાખલ થયલોછે, અને તે ભાગની ઉપર ૧૨ ઇંચિ લાંબા અને ¼" પહોળા ગાળા પાડેલાછે. હવે જો તે ગાળાઓનો એકંદર એરીઆ પાઈપના એરીઆ કરતા બેવડો રાખવો હોય, તો તેમાં કેટલા ગાળા પાડેલા હોવા જોઈયે ?

૧૧$^{૨}$×.૭૮૫૪= પાઇપનો એરીઆ.

૧૧$^{૨}$×.૭૮૫૪×૨=પાઈપના એરીઆનો બેવડો.

૧૨"×¼"=૩ સ્કુવેર ઇચ, એક ગાળાનો એરીઆ.

૧૧$^{૨}$×.૭૮૫૪×૨=૧૯૦.૦૬૬૮ એકંદર ગાળાઓનો એરીઆ

હવે જો ૧ ગાળાનો એરીઆ ૩ સ્કુવેર ઇંચિછે. તો ૧૯૦.૦૬૬૮ સ્કુવેર ઇંચિ એરીઆ રાખવાને સારૂ કેટલા ગાળા જોઈશે ?

સ્કુ. ઇંચિ સ્કુ. ઇંચિ ગાળો
૩ : ૧૯૦.૦૬૬૮ :: ૧ : ૬૩.૩૫૫૬ ગાળા—જવાબ.

એક સ્તીમ પાઇપનો દાયમેતર ૭"છે, અને સીલીંદરનો દાયમેતર ૩૫" છે, તો તેઓનો એરીઆ કયા પ્રમાણમાં હશે ?

રૂલ:—સરકલના દાયમેતરોના સ્કુવેર જે પ્રમાણમાં હોયછે તેજ પ્રમાણમાં એરીઆ પણ હોયછે.

૭$^{૨}$ : ૩૫$^{૨}$ : : ૧ :—

૭×૭=૪૯ ૩૫×૩૫=૧૨૨૫ ૪૯)૧૨૨૫

૨૫

૧ : ૨૫ એ પ્રમાણમાં જવાબ

એક ગોલ ટાંકીનો દાયમેતર ૩'–૧" છે, અને જો તેમાં ૧૧૧ ગૅલન તેલ સમાયછે, તો તેની ઉંચાઈ કેટલી હશે ?

૧ ગૅલન તેલ .૧૬ કયુબીક ફુત જગા રોકે છે, માટે ૧૧૧ ગૅલન તેલ ૧૧૧×.૧૬=૧૭.૭૬ કયુબીક ફીત જગા રોકશે.

૩′–૧″=૩·૦૮૩′

૩·૦૮૩²×·૭૮૫૪=૭·૪૬૫૧ સ્કુ. ફીત તળીયાનો એરીઆ આવશે.

૩·૦૮૩²×·૭૮૫૪=૭·૪૬૫૧ સ્કુ. ફીત. તળીયાનો એરીઆ.

હવે જો ૧૭·૭૬ કયુબીક ફીતને ૭·૩૬૫૧ સ્કુવેર ફીતે ભાગીએ. તો ઉંચાઈ આવશે.

ફીત ઈંચ
૧૭·૭૬÷૭·૪૬૫૧ = ૨—૪$\frac{૧}{૨}$ ઉંચાઈ જવાબ.

**દાખલો:**—એક ગોળ ટાંકીનો દાયમેતર ૫′–૬″ છે અને જો તેમાં ૨૪૦ ગૅલન તેલ સમાયછે, તો તેની ઉંચાઇ કેટલી હશે?

જવાબ ૧ ફુત, ૭$\frac{૩}{૮}$ ઈંચ.

હાય પ્રેશયર પીસતનનો દાયમેતર ૩૨″ છે, અને સ્ત્રોક ૩૩″ છે. સ્તીમ $\frac{૧}{૩}$ સ્ત્રોક સુધી સીલીંદરમાં આવેછે, માટે હવે જો બાઇલરમાં ૧૨૦૦ કયુબીક ફીત સ્તીમ હોય તો કેટલા સ્ત્રોકમાં તે બધી સ્તીમ ખપી જશે?

૩૨²×·૭૮૫૪=સીલીંદરનો એરીઆ.

$\frac{૩૩}{૩}$=૧૧ ઈંચ સુધી સ્તીમ અંદર આવેછે. માટે ૩૨²×·૭૮૫૪×૧૧ કયુબીક ઈંચ સ્તીમ દર સ્ત્રોકે જોઇશે.

$$\frac{૩૨^{૨}\times ·૭૮૫૪\times ૧૧}{૧૭૨૮}$$=૫·૧૧૯૭ કયુબીક ફીત સ્તીમ દર સ્ત્રોકે જોઇશે.

કયુ. ફીત   કયુ. ફીત   સ્ત્રોક
૫·૧૧૯૭ : ૧૨૦૦ :: ૧ : ૨૩૪·૩ સ્ત્રોક જવાબ.

**દાખલો:**—એક ધાતુની રીંગનો બહારનો દાયમેતર ૨૧″ છે, અને અંદરનો દાયમેતર ૧૯″ છે, તો તે રીંગની સપાતીનો એરીઆ કેટલો?

પહેલાં રીંગના બહારના દાયમેતરનો એરીઆ શોધી કાહડો.

$૨૧^{૨}$×·૭૮૫૪=૩૪૬·૩૬૧૪ સ્કુવેર ઇંચ આવશે.

પછી રીંગના અંદરના દાયમેતરનો એરીઆ શોધી કાહડો.

$૧૯^{૨}$×·૭૮૫૪=૨૮૩·૫૨૯૪ સ્કુવેર ઇંચ આવશે.

હવે એ બેઉની વચ્ચેનો તફાવત તે રીગનો એરીઆ સમજવો.

૩૪૬·૩૬૧૪ -૨૮૩·૫૨૯૪=૬૨·૮૩૨ સ્કુવેર ઈંચિ જવાબ.

એક ગોળ ફરનેસ ત્યુબનો અંદરનો દાયમેતર ૩′ છે, અને પ્લે-તની જાડાઈ $\frac{૩}{૮}$″ છે, તો ત્યુબનાં મહોંડાં પરની પ્લેતની સપાતી કેટલા સ્કુવેર ઇંચ થશે?

હવે અંદરનો દાયમેતર ૩૬ ઈંચિ છે, અને પ્લેત $\frac{૩}{૮}$ ઈંચિ જાડી છે, માટે બહારનો દાયમેતર ૩૬+$\frac{૩}{૮}$+$\frac{૩}{૮}$=૩૬$\frac{૩}{૪}$ ઈંચિ થશે.

હવે ઉપલા દાખલામાં બતાવ્યા પ્રમાણે એ બેઉ દાયમેતરોના એરીઆની વચ્ચેનો તફાવત શોધી કાહડો.

જવાબ ૪૨·૮૫૩૩ સ્કુવેર ઇંચ.

## સરકયુલર ઈંચને લગતા દાખલાઓ.

૧ ઈંચિ દાયમેતરવાલું સરકલ એક સરકયુલર ઈંચિ કહેવાયછે.

**રૂલ**—જો એક સરકલમાં કેટલા સરકયુલર ઇંચ છે તે જાણવું હોય તો તે સરકલના દાયમેતરને ઈંચિમાં લાવીને તેનો સ્કુવેર કરો.

**દાખલો:**—એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૫ ઈંચ છે, તો તેમાં સરકયુલર ઈંચિ કેટલા હશે?

જવાબ ૨૫.

**દાખલો:**—એક પીસતનનો દાયમેતર ૪૫ ઈંચ છે, તો તેમાં સરકયુલર ઇંચ કેટલા હશે?

જવાબ $૪૫^{૨}$ અથવા ૨૦૨૫.

**દાખલો:**—એક કમપાઉંદ ઇનજીન જેના સીલીંદરોના દાયમેતર ૩૧ ઇંચ અને ૬૦ ઈંચ છે તેમાં સરકયુલર ઇંચ કેટલા હશે ?

જવાબ $૩૧^2+૬૦^2$=૪૫૬૧.

જો બે પીસતનોના દાયમેતર ૨૬ ઈંચિ અને ૫૦ ઈંચિ હોય, તો તેના એરીઆ કયા પ્રમાણમાં હશે !

પહેલા સરકયુલર ઈંચિમાં એરીઆ શોધી કાહડો, અને પછી તેઓની વચ્ચેનું પ્રમાણુ કાહડો.

$૨૬^2$=૬૭૬ અને $૫૦^2$=૨૫૦૦.

હવે ૬૭૬ : ૨૫૦૦ : : ૧ :—

$\frac{૨૫૦૦}{૬૭૬}$=૩·૭ ૧ : ૩·૭ એ પ્રમાણમાં જવાબ.

## સાંચાના ભાગોના વજનને લગતા દાખલા.

એક T આકારવાલો પીસતનરૅાદ ૧૧′–૯″ એકંદર લંબાઈમાં છે, અને તેનો દાયમેતર ૮″ છે. પીસતનનું T આવા આકારવાલું માથું ૨૮″ લાંબું, ૧૦″ પહોળું અને ૪″ જાડું છે, તો તેનું વજન કેટલુ થશે ? (આકૃતી નં૦ ૮૮ જોવો.)

હવે માથું ૪″ જાડું છે, માટે ૧૧′–૯″ માંથી ૪″ બાદ કરો એટલે ૧૧′–૫″ અથવા ૧૩૭″ ઈંચિ આવશે.

$૮^2$×·૭૮૫૪×૧૩૭=૬૮૮૬·૩૮૭૨ કયુ. ઈંચિ એ રૅાદનો કયુબીક કનતેન્તસ.

૨૮×૧૦×૪ = ૧૧૨૦· કયુ. ઈંચિ એ માથાનો કયુબીક કનતેન્તસ.

૮૦૦૬·૩૮૭૨ કયુ. ઈંચિ. એકંદર.

હવે જો ૩·૬ કયુબીક ઈંચિ લોહોડાંનું વજન ૧ પાઉંદ છે, તો ૮૦૦૬·૩૮૭૨ કયુબીક ઈંચિનું વજન કેટલું ?

કયુ. ઇચ કયુ. ઈંચિ પાઉંદ
૩·૬ : ૮૦૦૬·૩૮૭૨ : : ૧ : ૨૨૨૩·૯૬૬૬ પાઉંદ જવાબ.

એક પીસતનનો દાયમેતર ૪૩ ઈંચિ છે, અને જાડાઈ ૪૧/૪ ઈંચિ છે, તો તેનું વજન કેટલું હશે ?

નોત—એક પાઉંદ ઓતેલું લોહોડું ૩·૯ કયુબીક ઇંચ થાયછે.

$૪\frac{૧}{૪}$=૪·૨૫

$૪૩^૨$×·૭૮૫૪×૪·૨૫= પીસતનનો કયુબીક કનતેન્તસ.

$\frac{૪૩^૨\times·૭૮૫૪\times૪·૨૫}{૩·૯}$=૧૫૮૨·૫૩૦૬ પાઉંદ પીસતનનું વજન.

૧૫૮૨·૫૩૦૬ પાઉંદ=૧૪ હંદ્રેદવેત, ૦ કુવારતર, ૧૪$\frac{૧}{૨}$ પાઉંદ

૧૪ હંદ્રેદવેત, ૦ કુવારતર, ૧૪$\frac{૧}{૨}$ પાઉંદ. જવાબ.

એક તનલ શૅફ્ત ૨૦′–૯″ એકંદર લંબાઇમાં છે, અને તેનો દાયમેતર ૧૧″ છે. તેની કપ્લીંગની બે ફ્લાંજો ૨૨ ઈંચિ દાયમેતરમાં છે, અને ૪ ઈંચિ જાડાઈમાં છે તો તેનું વજન કેટલું ? (આકૃતી નં૦ ૮૯ જોવો)

હવે સમજો કે પહેલાં બે ફ્લાંજો નહી ગણીએ, તો શૅફ્તની લંબાઈ (૨૦′–૯″)–૮″ અથવા ૨૦′–૧″ થશે.

$૧૧^૨$×·૭૮૫૪×૨૪૧=૨૨૯૦૩·૦૪૯૪ કયુબીક ઈંચિ શૅફ્ત.

$૨૨^૨$×·૭૮૫૪× ૮= ૩૦૪૧·૦૬૮૮ કયુબીક ઇંચિ બે ફ્લાંજો.

૨૫૯૪૪·૧૧૮૨ કયુબીક ઈંચિ એકંદરે.

હવે ૩·૬ કયુબીક ઈંચિ લોહોડાનું વજન ૧ પાઉંદ છે, તો ૨૫૯૪૪·૧૧૮૨ કયુબીક ઈંચિનું વજન કેટલું ?

કયુ. ઈંચિ કયુ. ઈંચિ પાઉંદ
૩·૬ : ૨૫૯૪૪·૧૧૮૨ : : ૧ : ૭૨૦૬·૬૯૯૫ પાઉંદ જવાબ.

એક સેફ્ટી વાલ્વનો દાયમેતર ૬" છે, અને તેની ઉપર ૧$\frac{1}{4}$" જાડા અને ૧૧" દાયમેતરવાલા લોહોડાંના ૬ વજન તથા ૨" જાડા અને ૧૨" દાયમેતરવાલા ૭ વજન મુકેલા છે, તો વાલ્વ પર દર સ્કુ-વેર ઈંચે કેટલું દબાણ પડશે ?

**સહેલી રીત**—ઉપલા દાખલામાં જો દાયમેતરના સ્કુવેરને જાડાઈ (અથવા ઉંચાઈ) એ ગુણીએ, તો વાલ્વ પર મુકેલા વજનમાંના કાણા બાદ કરતાં પાંચ ગણુ વધારે વજન (પાઉંદમાં) આવશે.

$૬^{૨}$×.૭૮૫૪=૨૮.૨૭૪૪ સ્કુવેર ઈંચ વાલ્વનો એરીઆ.

.૭૮૫૪×૩૬=૨૮.૨૭૪૪ સ્કુવેર ઈંચ.

$૧૧^{૨}$×૧$\frac{1}{4}$×૬=૯૦૭.૫૦ એ છ વજનોના દાયમેતરના સ્કુવેર અને ઉંચાઇ (અથવા જાડાઇ) નો ગુણાકાર થયો.

૧૨૧×૧.૨૫×૬=૯૦૭.૫૦.

$૧૨^{૨}$×૨×૭=૨૦૧૬ એ સાત વજનોના દાયમેતરના સ્કુવેર અને ઉંચાઇનો ગુણાકાર થયો.

૧૪૪×૨×૭=૨૦૧૬

૯૦૭.૫૦

૨૯૨૩.૫૦= દાયમેતર$^{૨}$× ઉંચાઇ.

હવે દાયમેતર$^{૨}$× ઉંચાઈ એ (ઉપલી રૂલ પ્રમાણે જોતાં) જેટલા પાઉંદ વજન હોય તે કરતાં પાંચ ગણું વધારે છે.

માટે $\frac{\text{દાયમેતર}^{૨} \times \text{ ઉંચાઇ}}{૫}$ =વજન (પાઉંદમાં)

$\frac{૨૯૨૩.૫}{૫}$ =૫૮૪.૭ પાઉંદ વજન.

| સ્કુ. ઈંચ | | સ્કુ. ઈંચ | | પાઉંદ | |
|---|---|---|---|---|---|
| ૨૮.૨૭૪૪ | : | ૧ | : : | ૫૮૪.૭ | : ૨૦.૬ પાઉંદ દર સ્કુવેર ઇંચે દબાણ થશે. |

**દાખલો:**—વાલ્વનો દાયમેતર ૫$\frac{૧}{૨}$", અને ૫ વજન દરેક ૧$\frac{૩}{૪}$" જાડા અને ૧૦" દાયમેતરવાલા, અને ૮ વજન દરેક ૧$\frac{૧}{૨}$" જાડા અને ૧૧" દાયમેતરવાલા તે વાલ્વની ઉપર મુકેલાછે તો દર સ્કુવેર ઇંચે કેટલું દબાણ થયું ?

જવાબ ૧૯.૫ પાઉંદ.

જો એક સેફ્ટી વાલ્વનો દાયમેતર ૬" છે, અને તેની ઉપર લોહોડાંના વજનો મુકેલા છે, અને વાલ્વની ઉપર દર સ્કુવેર ઇંચે ૧૧ પાઉંદનું દબાણ કરવું છે. વજનોને એક ગોળ પેટીમાં મુકેલાં છે, જે પેટીનો દાયમેતર ૧૪" છે, અને વજન તથા પેટીની વચ્ચે ફરતો $\frac{૭}{૮}$" નો ગાળો રાખવાનો છે; તો તે વજનોની ઉંચાઇ કેટલી થશે ?

$૬^{૨}$=૩૬×.૭૮૫૪×૧૧=૩૧૧.૦૧૮૪ વાલ્વની ઉપર પડતું વજન.

પેટીનો દાયમેતર ૧૪" છે, અને બેઉ બાજુપર $\frac{૭}{૮}$" ઇંચ એટલે એકંદર ૧$\frac{૩}{૪}$ ઇંચ ગાળો છોડવાનોછે.

૧૪" પેટીનો દાયમેતર.
૧$\frac{૩}{૪}$"
———
૧૨$\frac{૧}{૪}$"=૧૨.૨૫ વજનનો દાયમેતર.

૧૨.૨૫×૧૨.૨૫=૧૫૦.૦૬૨૫ સ્કુ. ઇંચ વજનના દાયમેતરનો સ્કુવેર.

(રૂલ પ્રમાણે) દાયમેતર$^{૨}$×ઉંચાઈ=વજન (પાઉંદમાં) ×૫.

$$\text{એટલે કે ઉંચાઈ} = \frac{\text{(પાઉંદમાં) વજન} \times ૫.}{\text{દાયમેતર}^{૨}}$$

$$\text{ઉંચાઇ} = \frac{૩૧૧.૦૧૮૪\times૫}{૧૫૦.૦૬૨૫} = \text{૧૦.૩૬ ઇંચ જવાબ.}$$

**દાખલો:**—વાલ્વનો દાયમેતર ૫$\frac{૧}{૨}$" છે, અને દર સ્કુવેર ઇંચે ૨૦ પાઉંદનું દબાણ કરવું છે, તો વજનોની ઉંચાઇ કેટલી રાખવી જોઇશે ? વજનો એક પેટીમાં મુકેલાછે જેનો દાયમેતર ૧૫" છે, અને જેમાં $\frac{૧}{૨}$" ફરતો ગાળો રાખેલો છે.

જવાબ ૧૨.૧૨ ઇંચ.

એક ફ્લાઇ વ્હીલના પટાનો બહારનો ડાયમેતર ૧૦′–૯″ છે, અંદરનો ડાયમેતર ૮′–૨″ છે, અને જાડાઇ ૮″ છે. જો દર ક્યુબીક ઇંચે ·૨૫૭ પાઉંડનું વજન ગણીયે, તો તે પટાનું વજન કેટલું થશે?

(આકૃતી નં૦ ૯૦ જોવો.)

૧૦′–૯″=૧૨૯″ અને ૮′–૨″=૯૮″ (૧૨૯$^{2}$–૯૮$^{2}$) ×·૭૮૫૪×૮ એ પટાનો ક્યુબીક કનતેન્તસ થયો.

હવે જો ૧ ક્યુબીક ઇંચનું વજન ·૨૫૭ પાઉંડ છે, તો આખા પટાનું વજન કેટલું થશે?

(૧૨૯$^{2}$–૯૮$^{2}$) ×·૭૮૫૪×૮×·૨૫૭=૧૧૩૬૩·૨ પાઉંડ.

૧૧૩૬૩·૨ પાઉંડ =૫ તં.—૧ હં.—૧ ક્વા.—૨૩ પા. જવાબ.

એક શૅફ્તના છેડા ઉપરનું પીતલનું કેસીંગ જેનો અંદરનો ડાયમેતર ૯$\frac{1}{4}$″ છે, જાડાઇ $\frac{5}{8}$″ છે અને લંબાઈ ૩′–૬″ છે, તો તેનું વજન કેટલું થશે? (આકૃતી નં૦ ૯૧ જોવો.)

૯$\frac{1}{4}$″+$\frac{5}{8}$+$\frac{5}{8}$″=૧૦$\frac{1}{2}$″ બહારનો ડાયમેતર.

(૧૦·૫$^{2}$–૯·૨૫$^{2}$) ×·૭૮૫૪=૧૯·૩૮૯૫૬૨૫ સ્કુવેર ઇંચ એ મ્હોડાં પરની પીતલની સપાટીનો એરીઆ થયો. એને જો ૩′–૬″ લંબાઈએ ગુણીએ તો પીતલનો ક્યુબીક કનતેન્તસ મળશે.

૧૯·૩૮૯૫૬૨૫×૪૨″= પીતલનો ક્યુબીક કનતેન્તસ (ક્યુબીક ઇંચમાં).

એને ૧૭૨૮ એ ભાગો તો ક્યુબીક ફીત આવશે.

$$\frac{૧૯·૩૮૯૫૬૨૫×૪૨}{૧૭૨૮}=·૪૭૧ \text{ ક્યુબીક ફીત.}$$

પીતલની સ્પેસીફીક ગ્રૅવીતી ૮·૩૮૪ છે, માટે એક ક્યુબીક ફુત પીતલનું વજન ૮·૩૮૪×૬૨·૫ એટલે કે ૫૨૪ પાઉંડ થશે.

હવે જો એક ક્યુબીક ફુતનું વજન ૫૨૪ પાઉંડ, તો ·૪૭૧ ક્યુબીક ફુતનું વજન કેટલું?

·૪૭૧×૫૨૪=૨૪૬·૮૦૪ પાઉંડ જવાબ.

અથવા જો એમ ગણીએ કે એક ક્યુબીક ઈંચિ પીતલનું વજન ૩ પાઉંદ થાય છે, તો ઉપર આપેલા ક્યુબીક ઈંચિનું વજન કેટલું થશે?

૧૯·૩૮૯૫૬૨૫×૪૨×·૩=૨૪૪·૩ પાઉંદ જવાબ.

એક ઍર પમ્પમાં પીતલનું પડ કીધેલું છે. ઍર પમ્પના પીસતનનો દાયમેતર ૨૩ ઈંચિ છે, પડની લંબાઈ ૧૭ ઈંચિ અને જાડાઇ $\frac{1}{2}$ ઈંચિ છે, તો તે પડનું વજન કેટલું થશે?

જવાબ ૧૯૦·૩ પાઉંદ

એક પોકળ ત્રાંબાંનો ગોળો જેની જાડાઇ $\frac{1}{16}$" છે, અને જેનો બહારનો દાયમેતર ૬" છે તેનું વજન કેટલું હશે?

પહેલા (ગોળાની ક્યુબીક કનતેન્તસ શોધી કાહડવાની રીત પ્રમાણે) ગોળાની અંદરના પોકળ ભાગની ક્યુબીક કનતેન્તસ શોધી કાહડો, અને પછી ગોળાનો બહારનો દાયમેતર લઇને આખા ગોળાની ક્યુબીક કનતેન્તસ શોધી કાહડો. ત્યાર પછી બીજામાંથી પહેલી ક્યુબીક કનતેન્તસ બાદ કરો એટલે ગોળામાં જેટલી ધાતુ છે તેટલીનું ક્યુબીક કનતેન્તસ મલશે.

પછી સ્પેસીફીક ગ્રેવીતીપરથી તેનું વજન શોધી કાહડો.

જવાબ ૨·૧૯૫ પાઉંદ.

## પમ્પથી થતા કામને લગતા દાખલાઓ.

એક સીલીંદરનો દાયમેતર ૫૬" છે, અને તેની ઉંચાઈ ૨૮" છે તો તેની ક્યુબીક કનતેન્તસ કેટલી?

$૫૬^{૨}$×·૭૮૫૪= પમ્પનાં તળીયાંનો એરીઆ.

૫૬×૫૬=૩૧૩૬×·૭૮૫૪=૨૪૬૩·૦૧૪૪ પમ્પનાં તળીયાંનો એરીઆ.

એરીઆને ૨૮" ઉંચાઇએ ગુણો એટલે ક્યુબીક કનતેન્તસ આવશે.

૨૪૬૩·૦૧૪૪×૨૮=૬૮૯૬૪·૪૦૩૨ ક્યુબીક ઈંચિ.

૬૮૯૬૪·૪૦૩૨÷૧૭૨૮=૩૯·૯૦૯૯ ક્યુબીક ફીત (કનતેન્તસ) જવાબ.

જો ઉપલા સીલીંદરમાં સ્તીમ $\frac{૧}{૨}$ સ્ત્રોક સુધી દાખલ કરવામાં આવતી હોય, અને મીનીતમાં રેવોલ્યુશન ૫૦ હોય તો દર મીનીતે કેટલા કયુબીક ફીત સ્તીમ ખપશે ?

ઉપલા દાખલા પ્રમાણે સીલીંદરને એક વખત સ્તીમથી ભરી નાખવાને માટે ૩૯.૯૦૯૯ કયુબીક ફીત સ્તીમ જોઇયેછે.

૫૦ રેવોલ્યુશનના ૧૦૦ સ્ત્રોક થાય છે.

૩૯.૯૦૯૯×૧૦૦×$\frac{૧}{૨}$=૧૯૯૫.૪૯૫૦ કયુબીક ફીત એક મીનીટમાં જોઇતી સ્તીમ જવાબ.

એક પમ્પનો દાયમેતર ૩″ અને સ્ત્રોક ૧૪″ છે, અને મીનીટના સ્ત્રોક ૨૫ થાયછે, અને દરેક સ્ત્રોકે પમ્પ $\frac{૫}{૮}$ ભરાયછે તો એક કલાકમાં તે પમ્પ કેટલા કયુબીક ફીત પાણી બહાર ખેંચી કાહડશે ?

રૂલ (૧) પમ્પના એરીઆને સ્ત્રોકે ગુણો, અને પછી તેને જેટલો પમ્પનો ભાગ દર સ્ત્રોકે ભરાયછે તેને ગુણો એટલે દર સ્ત્રોકે પમ્પમાં જેટલું પાણી આવેછે તેની કયુબીક કનતેન્તસ મળશે.

(૨) પછી તે કયુબીક કનતેન્તસને સ્ત્રોકની સંખ્યાએ અને ૬૦ એ ગુણો એટલે આખા કલાકમાં પમ્પ જેટલું પાણી ખેંચી કાહડેછે તેની કયુબીક કનતેન્તસ મળશે.

$૩^{૨}$×.૭૮૫૪= પમ્પનો એરીઆ.

$૩^{૨}$×.૭૮૫૪×૧૪×$\frac{૫}{૮}$=૬૧.૮૫૦૨૫ દર સ્ત્રોકે આવતાં પાણીનો કયુબીક કનતેન્તસ કયુબીક ઇંચમાં.

૬૧.૮૫૦૨૫×૨૫×૬૦= એક કલાકમાં પમ્પમાં આવતું પાણી (કયુબીક ઇંચમાં).

૬૧.૮૫૦૨૫×૨૫×૬૦=૯૨૭૭૫.૩૭૫ કયુબીક ઇંચ.

૯૨૭૭૫.૩૭૫÷૧૭૨૮=૫૩.૬૮૯ કયુબીક ફીત જવાબ.

એક પમ્પનો દાયમેતર ૬$\frac{૧}{૪}$″ અને સ્ત્રોક ૧૪$\frac{૧}{૨}$″ છે, અને મીનીતના સ્ત્રોક ૩૦ થાયછે, અને દરેક સ્ત્રોકે પમ્પનો $\frac{૧}{૪}$ ભાગ ખાલી

રહેછે, તો એક કલાકમાં તે પમ્પ કેટલા ક્યુબીક ફીત પાણી બહાર ખેંચી કાહડશે ?

જવાબ ૩૪૭·૫૪૩ ક્યુબીક ફીત.

એક એર પમ્પનો દાયમેતર ૧૫" અને સ્ત્રોક ૧૨" છે, અને મીનીતના સ્ત્રોક ૬૦ થાયછે અને દરેક સ્ત્રોકે પમ્પ $\frac{૩}{૪}$ ભરાયછે, તો તે એક કલાકમાં કેટલા તન પાણી ખેંચી કાહડશે ?

$$\frac{૧૫×૧૫×·૭૮૫૪×૧૨×૬૦×૬૦×૩}{૪×૧૭૨૮.}=\text{ક્યુબીક ફીત.}$$

એક ક્યુબીક ફુત પાણીનું વજન ૬૨·૫ પાઉંદ થાયછે.

$$\frac{૧૫×૧૫×·૭૮૫૪×૧૨×૬૦×૬૦×૩}{૪×૧૭૨૮.}×૬૨·૫÷૨૨૪૦=$$

૯૨·૪૫ તન જવાબ.

એક ટાંકી ૩૮' લાંબી અને ૨૨'–૯" પહોળી અને ૪'–૬" ઉંડી છે, અને તેને ખાલી કરવાને માટે એક ટાંકી ઈનજીન કામે લગાડેલુંછે. તે ઇનજીનનો દાયમેતર ૮" અને સ્ત્રોક ૧૨" છે, અને રેવોલ્યુશન મીનીતના ૮૫ છે, અને સેંકડે ૧૨ ટકા જેટલો પમ્પ ખાલી રહી જાયછે, તો તે આખી ટાંકી ખાલી કરતાં કેટલો વખત લાગશે ?

૩૮'×૨૨·૭૫'×૪·૫'=૩૮૯૦·૨૫ ક્યુબીક ફીત પાણી ટાંકીમાં છે.

પમ્પ સેંકડે ૧૨ ટકા જેટલો ખાલી રહી જાયછે એટલે કે ૧૦૦ માં (૧૦૦–૧૨) અથવા ૮૮ ટકા જેટલો ભરાયછે, અથવા દર સ્ત્રોકે $\frac{૮૮}{૧૦૦}$ ભરાયછે.

$૮^૨×·૭૮૫૪×૧૨×૧૭૦×\frac{૮૮}{૧૦૦}÷૧૭૨૮=$૫૨·૨૨ ક્યુબીક ફીત પાણી દર મીનીતે ખાલી થાયછે.

હવે, જો ૫૨·૨૨ ક્યુબીક ફીત પાણી બહાર ખેંચી કાહડવાને સારૂં ૧ મીનીત જોઇયે, તો ૩૮૯૦·૨૫ ક્યુબીક ફીત કેટલા વખતમાં કાહડી શકાશે ?

| ક્યુ. ફીત | | ક્યુ. ફીત | | મીનીત | | |
|---|---|---|---|---|---|---|
| ૫૨·૨૨ | : | ૩૮૯૦·૨૫ | :: | ૧ | : | ૭૪·૪૯ મીનીત જવાબ. |

એક બૅલસ્ત ઢાંકી ૩ કલાકમાં એક ટાંકી ખાલી કરી નાખેછે, અને તેજ ટાંકી એક બૉઇલરની ઢાંકી ૧૦ કલાકમાં ખાલી કરી શકે છે; માટે જો બે ઢાંકી સાથે કામે લગાડી હોય તો કેટલા વખતમાં આખી ટાંકી ખાલી થશે ?

| કલાક | | કલાક | | ટાંકી | | |
|---|---|---|---|---|---|---|
| ૩ | : | ૧ | :: | ૧ | : | $\frac{૧}{૩}$ ટાંકી એક કલાકમાં બૅલસ્ત ઢાંકી ખાલી કરી નાખેછે. |
| ૧૦ | : | ૧ | :: | ૧ | : | $\frac{૧}{૧૦}$ ટાંકી એક કલાકમાં બૉઇલરની ઢાંકી ખાલી કરી નાખેછે. |

($\frac{૧}{૩}+\frac{૧}{૧૦}$) બેઉ ઢાંકી સાથે મળીને એક કલાકમાં ખાલી કરી નાખશે.

$\frac{૧}{૩}+\frac{૧}{૧૦}=\frac{૧૩}{૩૦}$.

હવે જો $\frac{૧૩}{૩૦}$ ટાંકી ખાલી કરતાં બેઉ ઢાંકી સાથે મળીને એક કલાક લેછે તો આખી ટાંકી ખાલી કરતાં કેટલો વખત લેશે ?

| ટાંકી | | ટાંકી | | કલાક | | |
|---|---|---|---|---|---|---|
| $\frac{૧૩}{૩૦}$ | : | ૧ | :: | ૧ | : | ૨ ક.—૧૮ મી.—૨૭$\frac{૬}{૧૩}$ સે. માં આખી ટાંકી ખાલી થશે જવાબ. |

એ બીલ્જ પંપો છે જેમાંના એકનો દાયમેતર ૩" છે અને બીજાનો ૪$\frac{૧}{૨}$" છે, તો એક કલાકમાં કેટલા તન પાણી ખાલી કરી શકાશે ?

**રૂલ**—દરેક દાયમેતરનો સ્કુવેર કરો અને પછી તેને ૨ એ ભાગો.

૩×૩÷૨=૪·૫ ૪·૫×૪·૫÷૨=૧૦·૧૨૫.

૪·૫+૧૦·૧૨૫=૧૪·૬૨૫ તન જવાબ.

એક સ્કુવેર ઇંચ નાકું ઉંડાઇમાં ૧$\frac{૧}{૪}$ ફીતછે, અને દર કલાકે તેમાંથી ૫ ટન પાણી અંદર આવેછે, તો એક ૩ સ્કુવેર ઇંચ નાકું

જેમાંથી દર કલાકે ૩૪ તન પાણી અંદર આવેછે તેની ઉંડાઇ કેટલી હશે ?

**રૂલ:**—ઉંડાઇ×૨૦=(દર સ્કુવેર ઈંચે દર કલાકે અંદર આવતું પાણી—તન)[૨]

એટલે કે દર કલાકે દર સ્કુવેર ઈંચે જેટલા તન પાણી અંદર આવેછે તેનો જો સ્કુવેર કરીએ, તો તે ઉંડાઈ કરતા ૨૦ ગણો વધારે થાય.

૩)૩૪ તન દર કલાકે

૧૧·૩૩ તન દર સ્કુવેર ઈંચે દર કલાકે.

૧૧·૩૩×૧૧·૩૩=૧૨૮·૩૬૮૯ (તન દર સ્કુ. ઈંચે દર કલાકે)[૨]

૧૨૮·૩૬૮૯=ઉંડાઈ×૨૦ (રૂલ પ્રમાણે)

ઉંડાઈ$=\frac{\text{૧૨૮·૩૬૮૯}}{\text{૨૦}}=$૬·૪૧૮૪૪ ફીત ઉંડાઈ.—જવાબ.

**દાખલો:**—એક નાકું ૪ સ્કુવેર ઈંચ છે, અને તેમાંથી દર કલાકે ૩૭ તન પાણી અંદર આવેછે, તો તેની ઉંડાઈ કેટલી હશે !

જવાબ.—૪·૨૭૮ ફીત.

એક શીપના તળીયા આગલનો રીવેત જે ૭/૮" દાયમેતરમાં, અને પાણીની સપાટીથી ૧૬ ફીત હેઠે છે તે બહાર પડી ગયો છે, તો તેનાં નાકાંમાંથી એક કલાકમાં કેટલા તન પાણી અંદર આવશે ?

ઉપલી રૂલ પ્રમાણે:—

૧૬ ફીત×૨૦=૧૭·૮૮૮૫ તન દર સ્કુવેર ઈંચે દર કલાકે અંદર આવતું પાણી.

૭/૮"×૭/૮"×·૭૮૫૪=·૬૦૧૩ સ્કુવેર ઈંચ (રીવેતનું નાકું)

હવે જો એક સ્કુવેર ઈંચે ૧૭·૮૮૮૫ તન પાણી આવે છે, તો ·૬૦૧૩ સ્કુવેર ઈંચે કેટલું આવશે ?

સ્કુવેર ઇંચ સ્કુવેર ઇંચ તન
૧ : ·૬૦૧૩ :: ૧૭·૮૮૮૫ : ૧૦·૭૫ તન.—જવાબ.

એક બીલ્જ પમ્પના પ્લંજરનો દાયમેતર ૫" છે, અને દર મીનીતે ૨૦૦ ફીત ત્રૅવલ છે. દીલીવરી વાલ્વનો દાયમેતર ૩½" છે, અને તે વાલ્વ ઉંચકતી વખતે ·૨૫ ઇંચ ઉપર ઉંચકાય છે, તો પાણી વાલ્વમાંથી બહાર કાહડવાને સારૂ કેટલું વધારે દબાણ જોઇશે ?

$$\text{રૂલ}\ \frac{T^2 \times D^4}{૨૦૦૦૦૦૦\ d^2\ b^2} = \text{પાઉંદ}$$

T=પ્લંજરની દર મીનીતની ત્રૅવલ (ફીતમાં)

D=પ્લંજરનો દાયમેતર (ઇંચિમાં)

d=વાલ્વનો દાયમેતર (ઇંચિમાં)

b=વાલ્વનું ઉઘડતી વખતે થતું ઉંચકાણ (ઇંચિમાં)

$$\frac{૨૦૦\times૨૦૦\times૫\times૫\times૫\times૫}{૨૦૦૦૦૦૦\times૩·૫\times૩·૫\times·૨૫\times·૨૫} = ૧૬·૩૨\ \text{પાઉંદ.—જવાબ}$$

એક પ્લંજરનો દાયમેતર ૧૩" છે, અને દર મીનીતે ૧૮૧ ફીત ત્રૅવલ છે. જો દીસચાર્જ પાઇપનો દાયમેતર ૬" હોય, તો પાણી તેમાંથી કેટલી ઝડપથી પસાર થશે !

પાણીની ઝડપ એરીઆના ઉલટ પ્રમાણમાં હોય છે. એટલે કે જેમ એરીઆ ઓછો તેમ ઝડપ વધારે, અને જેમ એરીઆ વધારે તેમ ઝડપ ઓછી (એરીઆ અને અને દાયમેતરનો સ્કુવેર બેઉ સરખા પ્રમાણમાં હોય છે.)

ફીત
$૬^2$ : $૧૩^2$ :: ૧૮૧ : ૮૪૯·૬૯૪ ફીત દર મીનીતે.—જવાબ

એક ૯૪૦ ઈં. હૉ. પા. ના ઇનજીનમાં દર કલાકે દર હૉસ પાવરે ૨૩ પાઊંદ સ્તીમ ખપે છે, અને તે ઈનજીનના ઍર પમ્પનો દાયમેતર

૨૨", સ્ટ્રોક ૧૮", અને એક મીનીતના સ્ટ્રોક ૬૦ છે, તો દર સ્ટ્રોકે પમ્પ કેટલો પાણીથી ભરાશે?

હવે, દર હૉર્સ પાવરે ૨૩ પાઉંદ સ્તીમ ખપે છે, અને તે સ્તીમ ૨૩ પાઉંદ પાણીની બનેલી છે. તે સ્તીમ જ્યારે પોતાનું કામ સીલીંદરમાં કરી રહ્યા પછી કનદેનસરમાં જાય છે, ત્યાં પાછું તેનું ૨૩ પાઉંદ પાણી થઈ જાય છે.

૯૪૦ ઇનજીનનો હૉર્સ પાવર છે માટે

૯૪૦×૨૩=૨૧૬૨૦ પાઉંદ સ્તીમ દર કલાકે ખપશે, માટે ૨૧૬૨૦ પાઉંદ પાણી પમ્પને દર કલાકે બહાર કાહડી નાખવું પડશે.

$$\frac{૨૨×૨૨×\cdot૭૮૫૪×૧૮×૬૦×૬૦}{૧૭૨૮}×૬૨\cdot૫ \text{ પાઉંદ}=૮૯૦૯૩૮\cdot૧૨૫ \text{ પાઉંદ}$$

હવે જો પમ્પ આખો સ્ટ્રોક એટલે કે ૧૮ ઇંચ હમેશાં પાણીથી ભરાતો રહે, તો એક કલાકમાં ૮૯૦૯૩૮·૧૨૫ પાઉંદ પાણી બહાર ખેંચી કાહડશે; પણ કનદેનસરમાં દર કલાકે ૨૧૬૨૦ પાઉંદ પાણી ભેગું થાયછે, તો તે બહાર ખેંચી કાહડવાને માટે પમ્પ દર સ્ટ્રોકે કેટલા ઇંચ ભરાવો જોઇએ?

| પાઉંદ | | પાઉંદ | | ઇંચિ | | |
|---|---|---|---|---|---|---|
| ૮૯૦૯૩૮·૧૨૫ | : | ૨૧૬૨૦ | :: | ૧૮ | : | ·૪૩૬ ઇંચિ.—જવાબ. |

## હૉર્સ પાવરને લગતા દાખલાઓ.

એક પાઉંદનું વજન એક ફુત ઉપર ઉંચકતી વખતે જે કામ થાએછે તેને એક ફુત પાઉંદ કહેછે. ફુત પાઉંદ કાહડવાને સારૂ ફુતનો અને પાઉંદનો ગુણાકાર કરવો જોઈએ. જેમકે ૧૦ પાઉંદનું વજન ૩ ફુત ઉંચકીએ તો કેટલા ફુત પાઉંદ કામ થયું કહેવાએ?

જવાબ ૧૦ પાઉંદ×૩ ફીત=૩૦ ફુત પાંઉંદ.

૩૩૦૦૦ ફુત પાઉંદ એક મીનીતમાં કામ કરવાને જેટલું જોર જોઈએ તેને એક હૉર્સ પાવર કહે છે.

એક ઈનજીન જેનાં સીલીંદરનો દાયમેતર ૫′-૪″ છે, સ્ત્રોકની લંબાઈ ૩′-૬″ છે, રેવોલ્યુશન મીનીતના ૬૫ થાએછે, અને પીસતન પર દર સ્કુવેર ઇંચે સ્તીમનું દબાણ ૧૮ પાઉંદ પડેછે, તો તે ઈનજીનનો હૅાર્સ પાવર શોધી કાહડો.

રૂલઃ—

(૧) પીસતનનો એરીઆ શોધી કાહડો.

(૨) પછી, પીસતનપર દર સ્કુવેર ઇંચે જે દબાણ પડેછે તેનો અને એરીઆનો ગુણાકાર કરીને આખા પીસતનપર પડતું દબાણ શોધી કાહડો.

(૩) પછી, સ્ત્રોકની (ફીતમાં) લંબાઇને દર મીનીતે ફરતા રેવોલ્યુશનના બેવડાએ ગુણીને પીસતનની ત્રૅવલ (ફીતમાં) શોધી કાહડો.

(૪) પછી પ્રેશયરને (૨) ત્રૅવલે (૩) ગુણો એટલે દર મીનીતે કેટલા ફુત પાઉંદ કામ થાયછે તે માલમ પડશે.

(૫) પછી તે ફુત પાઉંદને ૩૩૦૦૦ એ ભાગો એટલે હૅાર્સ પાવર આવશે.

૫′-૪″=૬૪″ દાયમેતર

૬૪×૬૪=૪૦૯૬ દાયમેતરનો સ્કુવેર

૪૦૯૬×.૭૮૫૪=૩૨૧૬.૯૯૮૪ એરીઆ

૩૨૧૬.૯૯૮૪ એરીઆ

૧૮ પાઉંદ

———————

૫૭૯૦૫.૯૭૧૨ પાઉંદ પીસતન પર પડતું દબાણ.

૩.૫′ સ્ત્રોક છે. રેવોલ્યુશન ૬૫ છે, માટે સ્ત્રોક ૧૩૦ થશે.

૩.૫×૧૩૦=૪૫૫.૫ પીસતનની ત્રૅવલ (ફીતમાં)

૫૭૯૦૫.૯૭૧૨ પાઉંદ×૪૫૫=૨૬૩૪૭૨૧૬.૮૯૬૦ ફુત પાઉંદ

૨૬૩૪૭૨૧૬.૮૯૬૦÷૩૩૦૦૦=૭૯૮.૪૦૦ હૅાર્સ પાવર.

બીજી રીત—પીસતનના દાયમેતરનો સ્કુવેર કરો, તેને સ્ત્રોકની (ફીતમાં) લંબાઇએ ગુણો, પછી રેવોલ્યુશનના બેવડા કરીને તેને ગુણો,

પછી દર સ્કુવેર ઇંચે થતા સ્તીમના દબાણે ગુણો, અને જે આવે તેને ·૦૦૦૦૨૩૮ એ ગુણો એટલે હૉર્સ પાવર આવશે.

એક ઇનજીનના સીલીંદરનો દાયમેતર ૫′–૧૦″ અને સ્ત્રોકની લંબાઇ ૬′ છે, રેવોલ્યુશન દર મીનીતે ૧૫ થાયછે, અને પીસતન પર દર સ્કુવેર ઈંચે ૨૫ પાઉંદનું દબાણછે, તો તે ઇનજીનનો હૉર્સ પાવર શોધી કાહડો.

૭૦ ઇંચ દાયમેતર
૭૦
———
૪૯૦૦
૬ ફીત સ્ત્રોકની લબાઇ
———
૨૯૪૦૦
૩૦ સ્ત્રોક (રેવોલ્યુશનના બેવડા)
———
૮૮૨૦૦૦
૨૫ પાઉંદ સ્કુવેર ઈંચે થતું દબાણ
———
૨૨૦૫૦૦૦૦
·૦૦૦૦૨૩૮
———
૫૨૪·૭૯૦૦૦૦૦ હૉર્સ પાવર

**દાખલો:**—એક ઈનજીનના સીલીંદરનો દાયમેતર ૫′ અને સ્ત્રોકની લંબાઇ ૫′ છે, રેવોલ્યુશન દર મીનીતે ૩૦ થાયછે, અને પીસતનપર દર સ્કુવેર ઇંચે ૨૦ પાઉંદનું દબાણ છે, તો તે ઈનજીનનો હૉર્સ પાવર શોધી કાહડો.

જવાબ. ૫૧૪·૦૮ હૉર્સ પાવર.

એક કમપાઉંદ ઇનજીનના હાય પ્રેશયર સીલીંદરનો દાયમેતર ૨૭½ ઈંચછે, અને મીન પ્રેશયર દર સ્કુવેર ઈંચે ૩૬·૯૫ પાઉંદ છે· તથા લો પ્રેશયર સીલીંદરનો દાયમેતર ૪૮ ઈંચ છે, અને મીન પ્રેશયર

દર સ્કુવેર ઈંચે ૭·૩૫ પાઉંદછે. સ્ત્રોકની લંબાઇ ૨′–૬″ છે, અને રેવોલ્યુશન દર મીનીતે ૭૫ થાયછે, તો તે ઈનજીનનો હૉર્સ પાવર શોધી કાહડો.

પહેલા હાય પ્રેશયર સીલીંદરનો હૅાર્સ પાવર કાહડો, પછી લો પ્રેશયરનો કાહડો, અને બેઉનો સરવાલો કરો એટલે જવાબ આવશે.

હાય પ્રેશયરનો હૅાર્સ પાવર=૨૪૯·૩૯૫
લો પ્રેશયરનો „ =૧૫૧·૧૩૯

૪૦૦·૫૩૪ હૅાર્સ પાવર જવાબ

ઈંદીકેતેદ હૅાર્સ પાવર કેવી રીતે શોધી કાહડવો—

$$\frac{d^2\times\cdot૭૮૫૪\times P\times\text{સ્ત્રોક (ફીતમાં)}\times\text{એવડા રેવોલ્યુશન}}{33000}=\text{ઈ. હૅા. પા.}$$

d=પીસતનનો દાયમેતર P=દર સ્કુવેર ઈંચે સ્તીમનો પ્રેશયર.

તેટલા માટે

$d^2\times\cdot૭૮૫૪\times P\times$સ્ત્રોક (ફીતમાં)×એવડા રેવોલ્યુશન=૩૩૦૦૦×ઈ. હૅા. પા.

હવે, જો દાખલામાં હાર્સ પાવર આપેલો હોય, અને બીજી કોઇ રકમ શોધી કાહડવી હોય, તો ઉપલી ફૅારમ્યુલા ઉપરથી શોધી કાહડી શકાશે.

એક ઈનજીનના સીલીંદરનો દાયમેતર ૩૦″ છે, પ્રેશયર દર સ્કુવેર ઈંચે ૨૩·૨ પાઉંદ છે, રેવોલ્યુશન દર મીનીતે ૫૮ થાયછે, અને હૅાર્સ પાવર ૧૨૫ છે, તો તેના સ્ત્રોકની લંબાઇ કેટલી હશે?

$d^2\times\cdot૭૮૫૪\times P\times$સ્ત્રોક (ફીતમાં)×એવડા રેવોલ્યુશન=૩૩૦૦૦×ઈ. હૅા. પા.

તેટલા માટે,

$$\text{સ્ત્રોક}=\frac{૩૩૦૦૦\times\text{ઈ. હૅા. પા.}}{d^2\times\cdot૭૮૫૪\times P\times\text{એવડા રેવોલ્યુશન.}}$$

ઉપલા દાખલામાં—

$$\text{સ્ત્રોક}=\frac{33000\times૧૨૫}{૩૦^{2}\times{\cdot}૭૮૫૪\times૨૩{\cdot}૨\times૧૧૬}=\frac{૪૧૨૫૦૦૦}{૧૯૦૨૩૦૧{\cdot}૬૩૨}=$$

૨ ફીત ૨ ઈંચ. સ્ત્રોકની લંબાઇ.—જવાબ.

**દાખલો:**—એક ઇનજીનનો હૉર્સ પાવર ૧૨૦ છે, સીલીંદરનો દાયમેતર ૩૬″, સ્ત્રોકની લંબાઇ ૨૪′, અને પ્રેશયર દર સ્કુવેર ઈંચે ૧૬·૧૯ પાઉંદછે, તો રેવોલ્યુશન મીનીતના કેટલા થશે?

જવાબ. ૧૨૦ સ્ત્રોક અથવા ૬૦ રેવોલ્યુશન.

એક ઈનજીનના સીલીંદરનો દાયમેતર ૫૪″ અને સ્ત્રોકની લંબાઇ ૩૬″ છે, અને રેવોલ્યુશન દર મીનીતે ૩૦ થાયછે, તો તેનો નૉમીનલ હૉર્સ પાવર શોધી કાહડો.

ઇનજીનનો નૉમીનલ હૉર્સ પાવર કાહડવાની ફૉરમ્યુલા—

$$\frac{D^{2}\times V}{૬૦૦૦}$$

D=સીલીંદરનો દાયમેતર.

V=દર મીનીતે થતી પીસતનની ટ્રૅવલ (ફીતમાં.)

હવે, સ્ત્રોક ૩૬″ એટલે ૩′ છે, અને રેવોલ્યુશન ૩૦ થાય છે, એટલે સ્ત્રોક ૬૦ થશે, માટે પીસતનની દર મીનીતે થતી ટ્રૅવલ (૬૦×૩)=૧૮૦ ફીત થશે.

$$\frac{D^{2}\times V}{૬૦૦૦}=\frac{૫૪^{2}\times૧૮૦}{૬૦૦૦}=૮૭{\cdot}૪૮ \text{ નૉમીનલ હૉર્સ પાવર.}$$

જવાબ.

એક કમપાઉંદ ઇનજીનના સીલીંદરોનો દાયમેતર ૨૬″ અને ૫૧″ છે તો તેનો નૉમીનલ હૉર્સ પાવર કેટલો હશે? (જો ૩૦ સરકયુલર ઈંચનો ૧ નૉમીનલ હૉર્સ પાવર ગણીએ તો.)

$૨૬^{૨}+૫૧^{૨}$=એકંદર સરક્યુલર ઈંચિ.

હવે જો ૩૦ સરક્યુલર ઇંચે ૧ હૉર્સ પાવર તો, ($૨૬^{૨}+૫૧^{૨}$) ઇંચે કેટલા?

ઇંચ ઈંચિ હૉ.પા.
૩૦ : ($૨૬^{૨}+૫૧^{૨}$) :: ૧ : ૧૦૯·૨ નૉમીનલ હૉર્સ પાવર. જવાબ.

એક ઈનજીનનો પીસતન દર નૉમીનલ હૉર્સ પાવરે ૨૮ સરક્યુલર ઇંચ છે, અને ત્રૅવલ દર મીનીતે ૩૦૦ ફીતછે. હવે જો એ ઈનજીનનો ઈંદીકેતેદ હૉર્સ પાવર નૉમીનલ કરતા ૪ ગણો વધારે રાખવો હોય, તો પીસતન પર દર સ્કુવેર ઈંચે કેટલું દબાણ પડવું જોઇએ?

એક ઇંદીકેતેદ હૉર્સ પાવર =૩૩૦૦૦ ફુત પાઉંદ દર મીનીતે

૪ ઇંદીકેતેદ હૉર્સ પાવર =૩૩૦૦૦×૪=૧૩૨૦૦૦ ફુત પાઉંદ

૧૩૨૦૦૦ ÷ ૩૦૦ ફીત=૪૪૦ પાઉંદ (૪ ઈ. હૉ. પાવરે થતું દબાણ.)

દર નૉમીનલ હૉર્સ પાવરે પીસતન ૨૮ સરક્યુલર ઇંચ છે.

૨૮×·૭૮૫૪=૨૧·૯૯૧૨ સ્કુવેર ઈંચ

હવે જો ૨૧·૯૯૧૨ સ્કુવેર ઈંચે ૪૪૦ પાઉંદનું દબાણ પડે છે, તો ૧ સ્કુવેર ઇંચે કેટલું થશે?

સ્કુ:ઇંચ સ્કુ:ઇંચ પાઉંદ.
૨૧·૯૯૧૨ : ૧ :: ૪૪૦ : ૨૦·૦૦૮ પાઉંદ. જવાબ.

અથવા બીજી રીતે

જો દબાણ ૧ સ્કુવેર ઇંચે ૧ પાઉંદનું ગણીએ, તો તેટલા દબાણથી એક મીનીતમાં કેટલા ફુત પાઉંદ કામ થશે?

૨૮×·૭૮૫૪×૧ પાઉંદ×૩૦૦ ફીત=૬૫૯૭·૩૬ ફુત પાઉંદ દર મીનીતે થતું કામ.

૩૩૦૦૦×૪ ઇંદીકેતેદ હૉર્સ પાવર=૧૩૨૦૦૦ ફુત પાઉંદ કામ થવું જોઈએ.

હવે જો ૧ પાઉંદનું દબાણ હોય છે ત્યારે ૬૫૯૭.૩૬ ફુત પાઉંદ કામ દર મીનીતે થાય છે, તો ૧૩૨૦૦૦ ફુત પાઉંદને માટે કેટલા પાઉંદનું દબાણ જોઈશે ?

ફુત પાઉંદ ફુત પાઉંદ પાઉંદ
૬૫૯૭.૩૬ : ૧૩૨૦૦૦ :: ૧ : ૨૦.૦૦૮ પાઉંદ.—જવાબ.

જો ૩૦ સરક્યુલર ઇંચે ૧ નૉમીનલ હૉર્સ પાવર ગણીએ તો એક ઈનજીન જેનો પ્રેશયર દર સ્કુવેર ઈંચે ૨૪ પાઉંદ છે, સ્ત્રોકની લંબાઈ ૩૬" છે, અને ઇંદીકેતેદ હૉર્સ પાવર નૉમીનલ કરતા ૪$\frac{1}{2}$ ગણો વધારે છે, તો રેવોલ્યુશન મીનીતના કેટલા હશે ?

૩૩૦૦૦×૪$\frac{1}{2}$=૧૪૮૫૦૦ ફુત પાઉંદ (દર મીનીતે) ; ૩૬ ઈંચ એટલે કે ૩ ફીતનો સ્ત્રોક છે, માટે એક રેવોલ્યુશનમાં ત્રૅવલ ૩×૨=૬ ફીત થશે.

૩૦×.૭૮૫૪×૨૪ પાઉંદ×૬ ફીત=૩૩૯૨.૯૨૮ ફુત પાઉંદ (એક રેવોલ્યુશને)

હવે જો ૩૩૯૨.૯૨૮ ફુત પાઉંદ કામ એક રેવોલ્યુશમાં થાય છે, તો ૧૪૮૫૦૦ ફુત પાઉંદ કેટલા રેવોલ્યુશનમાં થશે ?

ફુત પાઉંદ ફુત પાઉંદ રેવોલ્યુશન
૩૩૯૨.૨૯૮ : ૧૪૮૫૦૦ :: ૧ : ૪૩.૭ રેવોલ્યુશન.—જવાબ.

જો ૩૦ સરક્યુલર ઈંચે ૧ નૉમીનલ હૉર્સ પાવર ગણીયે તો એક ઇનજીન જેનો પ્રેશયર દર સ્કુવેર ઈંચે ૨૧ પાઉંદ છે, સ્ત્રોકની લંબાઈ ૩૩" છે, અને રેવોલ્યુશન મીનીતના ૪૫ છે, તો તેનો ઈંદીકેતેદ હૉર્સ પાવર નૉમીનલ કરતાં કેટલા ઘણો વધારે હશે ?

(૩૦×.૭૮૫૪×૨૧ પાઉંદ×૯૦ સ્ત્રોક×૨.૭૫ ફીત)=ઇનજીનથી થતું કામ (ફુત પાઉંદમાં)

હવે જો ૩૩૦૦૦ ફુત પાઉંદ એટલે કે ૧ ઈંદીકેતેદ હૉર્સ પાવર, તો ઉપલા ફુત પાઉંદના કેટલા હૉર્સ પાવર થશે ?

$\frac{૩૦×.૭૮૫૪×૨૧×૯૦×૨.૭૫}{૩૩૦૦૦}$=૩.૭૧૧ ગણો વધારે.—જવાબ.

## સ્કુવેરને રૂતને લગતા દાખલાઓ.

એક પીસતનનો એરીઆ ૩૮૦·૧૩૩૬ સ્કુવેર ઈંચ છે, તો તેનો દાયમેતર કેટલો હશે ?

·૭૮૫૪)૩૮૦·૧૩૩૬

૪૮૪

૨૨ ઈંચ.—જવાબ.

૪૮૪(૨૨
૪
૪૨|૮૪
|૮૪
··

**દાખલો:**—એક પીસતનનો એરીઆ ૭૦૬·૮૬ સ્કુવેર ઈંચ છે, તો તેનો દાયમેતર કેટલો હશે ? જવાબ.—૩૦ ઈંચ.

**દાખલો:**—એક પીસતનનો એરીઆ ૧૦૪૬·૩૪૯૧૫ સ્કુવેર ઈંચ છે, તો તેનો દાયમેતર કેટલો હશે ? જવાબ.—૩૬$\frac{1}{2}$ ઈંચ

જો એક સરકલનો એરીઆ ૧૫૯૦·૪૩૫ સ્કુવેર ઈંચ છે, તો તેનો સરકમફરંસ કેટલો હશે ?

ઊપલા દાખલામાં બતાવ્યા પ્રમાણે પહેલા દાયમેતર શોધી કાહડો.

દાયમેતર ૪૫ ઇંચ આવશે.

૪૫×૩·૧૪૧૬=૧૪૧·૩૭૨ ઈંચ સરકમફરંસ—જવાબ

એક ઍર પમ્પના પીસતનનો એરીઆ ૨૦૧·૦૬૨૪ સ્કુવેર ઈંચ છે અને તેની જાડાઇ ૩ ઇંચ છે, તો તેના ઘસાતા ભાગની સપાટી કેટલી હશે ?

ઉપલા દાખલામાં બતાવ્યા પ્રમાણે પહેલાં સરકમફરંસ શોધી કાહડો.

સરકમફરંસ ૫૦·૨૬૫૬ ઈંચ આવશે.

ઘસાતી સપાતી=૫૦·૨૬૫૬×૩=૧૫૦·૭૯૬૮ સ્કુવેર ઇચ.—જવાબ.

૧ સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટી હોય, તો $\frac{1}{2}$ સ્કુવેર ઈંચ સેફ્તી વાલ્વની સપાટી રાખવામાં આવે છે. માટે જો એક બાઇલર જેમાં ૩ ભઠ્ઠી છે, જેમાની દરેક ૩′ પહોલી અને ૬′ લાંબી છે, તેના સેફ્તી વાલ્વનો દાયમેતર કેટલો હશે ?

૩′×૬′=૧૮ સ્કુવેર ફીત એક ભઠ્ઠીનો એરીઆ.

૧૮×૩=૫૪ સ્કુવેર ફીત ત્રણ ભઠ્ઠીનો અરીઆ.

ભઠ્ઠીની સપાટી ભઠ્ઠીની સપાટી વાલ્વની સપાટી
૧ ફીત : ૫૪ ફીત :: $\frac{1}{2}$ ઈંચ : ૨૭ સ્કુ. ઈંચ
વાલ્વની સપાટી.—જવાબ.

૨૭÷.૭૮૫૪=૩૪.૩૭ સ્કુવેર ઈંચ (દાયમેતરનો સ્કુવેર)

√૩૪.૩૭=૫.૮૬ ઇંચ વાલ્વનો દાયમેતર.—જવાબ.

એક ત્રંક ઇનજીનનો દાયમેતર ૪૫ ઈંચ છે, અને ત્રંકનો દાયમેતર ૨૦ ઈંચ છે. એ ઈનજીનને બદલે બે સીલીંદરવાલું એક સાધારણ ઈનજીન બેસાડવું છે, તો તે દરેક સીલીંદરનો દાયમેતર કેટલો રાખવો જોઇયે કે જેથી કરીને તે સીલીંદરોનો એરીઆ ત્રંકના એરીઆની બરાબર થાય ?

(૪૫$^2$—૨૦$^2$)×.૭૮૫૪=૧૨૭૬.૨૭૫ સ્કુવેર ઈંચ ત્રંકના પીસતનનો એરીઆ.

માટે દરેક પીસતનનો એરીઆ

૧૨૭૬.૨૭૫÷૨=૬૩૮.૧૩૭૫ સ્કુવેર ઇંચ થશે.

માટે દાયમેતર= ૨૮.૫ ઇંચ.—જવાબ.

બે સીલીંદરવાલું એક સાધારણ ઈનજીન જેનો દાયમેતર ૩૦ ઈંચ છે તેને કાહડી નાખીને એક ત્રક ઈનજીન બેસાડવું છે જેના ત્રંકનો દાયમેતર ૨૫ ઈંચ છે તો બેઉ એરીઆ સરખા રાખવાને માટે ત્રંક ઈનજીનના પીસતનનો બહારનો દાયમેતર કેટલા ઇંચ હોવો જોઈયે ?

જવાબ.—૪૯.૨૪ ઈંચ.

જો પીસતન પર દર સ્કુવેર ઇંચે ૩૩·૫ પાઉંદનુ દબાણુ પડે છે અને એકંદર દબાણુ ૧૦·૫૭ તન છે તો પીસતનનો દાયમેતર કેટલો હશે ?

૧૦·૫૭×૨૨૪૦ પાઉંદ=૨૩૬૭૬·૮ પાઉંદ એકંદર દબાણુ.

હવે જો ૩૩·૫ પાઉંદનું દબાણુ ૧ સ્કુવેર ઈંચિ પર પડે છે તો ૨૩૬૭૬·૮ પાઉંદનું દબાણુ કેટલા સ્કુવેર ઈંચિ પર પડશે ?

પાઉંદ પાઉંદ સ્કુવેર ઈંચિ
૩૩·૫ : ૨૩૬૭૬·૮ :: ૧ : ૭૦૬·૭૭ સ્કુવેર ઈંચિ પીસતનનો એરીઆ.

માટે દાયમેતર=૨૯·૯૯ ઇંચ.—જવાબ

એક ઓતેલા લોહોડાના ગોળ સેફ્તી વાલ્વનુ વજન ૮૦ પાઉંદ છે, અને તેની જાદાઇ ૧$\frac{1}{2}$ ઇંચ છે. હવે જો એક કયુબીક ઈંચિ લો-હોડાનું વજન ·૨૫૭ પાઉંદ છે તો તે વાલ્વનો દાયમેતર કેટલો હશે ?

પાઉંદ પાઉંદ કયુબીક ઇંચ
·૨૫૭ : ૮૦ :: ૧ : ૩૧૧·૨૮ કયુ. ઈંચિ (વાલવ)

૩૧૧·૨૮÷૧$\frac{1}{2}$ ઈંચિ=૨૦૭·૫૨ સ્કુવેર ઈંચિ (વાલ્વની સપાટીનો એરીઆ)

$\sqrt[2]{\text{૨૦૭·૫૨÷·૭૮૫૪}}$=૧૬$\frac{1}{4}$ ઈંચિ દાયમેતર.—જવાબ.

એક બૅાઇલિરનો ગેજ ૫૦ પાઉંદ પ્રેશયર દેખાડે છે અને બૅાઇ-લરમાં પાણીની સપાટી ૧૨૦ સ્કુવેર ફીત છે. અૅશપીતમાંનો એક રીવેત જેનો દાયમેતર $\frac{1}{2}$" છે તે બહાર નીકલી ગયો છે તો તેમાંથી પાણી ગળીને બૅાઇલરને ૬" ખાંલી થતાં કેટલો વખત લાગશે ?

રૂલ:—

૨$\frac{1}{2}$ d ² √ P=દર મીનીટે નાકાંમાથી બહાર નીકલતું પાણી (કયુબીક ફીતમાં)

એમાં
b=નાકાંનો દાયમેતર

P=બૉઈલરમાંનો પ્રેશયર

૨·૫×$(\frac{૭}{૮})^{૨}$×$\sqrt{૫૦}$=રીવેતના નાકાંમાંથી દર મીનીતે નીકળતું પાણી (કયુબીક ફીતમાં)

૨·૫×$(\frac{૭}{૮})^{૨}$×$\sqrt{૫૦}$=૨·૫×·૭૬૫૬૨૫×૭·૦૭=૧૩·૫૩૨૪ કયુબીક ફીત.

૧૨૦ સ્કુ. ફીત×$\frac{૬'}{૧૨}$=૬૦ કયુબીક ફીત બૉઇલરમાંનું પાણી ખાલી થવું જોઇયે.

હવે જો ૧૩·૫૩૨૪ કયુબીક ફીત પાણી બહાર નીકળતા ૧ મીનીટ લાગે છે, તો ૬૦ કયુબીક ફીત પાણી નીકળી જતા કેટલો વખત લાગશે ?

કયુ. ફીત  કયુ. ફીત  મીનીત
૧૩·૫૩૨૪ : ૬૦ :: ૧ : ૪ મી—૨૬ સે.—જવાબ.

**દાખલો:**—એક ઈનજીનના ફીદ પાઇપનો દાયમેતર વેસ્ત પાઇપના દાયમેતરનો $\frac{૧}{૪}$ છે, અને વેસ્ત પાઇપનો એરીઆ ૧૫૭ સ્કુવેર ઇંચ છે, તો ફીદ પાઇપનો દાયમેતર કેટલા ઇંચ હશે ?

જવાબ.—૨·૩૫ ઇંચ.

## પ્રેશયરને લગતા દાખલાઓ.

પીસતનપર સ્તીમનો પ્રેશયર દર સ્કુવેર ઇંચે ઍતમસ્ફીઅરના પ્રેશયર ઉપરાંત ૬૦ પાઉંદનો છે, અને કનદેન્સરનો બૅરોમીતર ૨૬ ઇંચ પર છે, તો પીસતન પર ઇફ્‌કતીવ (અસરકારક) પ્રેશયર કેટલો થશે ?

બૅરોમીતરમાં ૨ ઇંચ=૧ પાઉંદ વેકયુમ.

૨૬ ઇંચ=૨૬÷૨=૧૩ પાઉંદ

૧૩ પાઉંદ વેકયુમ+૬૦ પાઉંદ સ્તીમ=૭૩ પાઉંદ.—જવાબ.

બૉઇલરના પાણીની સપાટી દરીઆના પાણીની સપાટીથી ૧૯$\frac{૩}{૪}$ ફીત હેઠે છે, તો તે બૉઈલરમાંનું પાણી ખાલી કરવાને માટે બૉઈલરમાં

સ્તીમનું કેટલા પાઉંદનું દબાણ જોઇશે ? (જો ૨·૩૦૫ ફીત ઉંચાઈ-વાલા પાણીના જથ્થાનું દબાણ ૧ પાઉંદ ગણીયે તો.)

હવે જો ૨·૩૦૫ ફીત ઉંચાઇવાલા પાણીનું દબાણ ૧ પાઉંદ છે, તો ૧૯$\frac{3}{4}$ ફીતનું દબાણ કેટલું થશે ?

ફીત ફીત પાઉંદ
૨·૩૦૫ : ૧૯·૭૫ :: ૧ : ૮$\frac{1}{2}$ પાઉંદ (સ્તીમનું દબાણ).—જવાબ

એક સ્પ્રીંગ સેફ્તી વાલ્વની ઉપર લગાડેલો વેસ્ત પાઉપ ૨૨$\frac{3}{4}$ ફીત ઉંચાઇમાં છે. તે જો પાણીથી તદન ભરાઇ જાય તો વાલ્વ પર દર સ્કુવેર ઈંચે કેટલા પાઉંદનું વધારે દબાણ પડશે ?

ફીત ફીત પાઉંદ
૨·૩૦૫ : ૨૨·૭૫ :: ૧ : ૯·૮૭ પાઉંદ.—જવાબ.

એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૪$\frac{1}{2}$ ઈંચ છે, અને તેની ઉપર ૭૦ પાઉંદના ૬ વજન અને ૬૦ પાઉંદના ૯ વજન મુકેલા છે. વાલ્વનુ વજન ૯ પાઉંદ અને સ્પીંદલનું વજન ૧૬ પાઉંદ છે, તો દર સ્કુવેર ઈંચે સ્તીમનું દબાણ કેટલું હશે ?

૪·૫×૪·૫×·૭૮૫૪=૧૫·૯૦૪૩૫૦ સ્કુવેર ઈંચ (વાલ્વનો એરીઆ.)

૬×૭૦=૪૨૦ પાઉંદ
૯×૬૦=૫૪૦ „
વાલ્વ = ૯ „
સ્પીંદલ= ૧૬ „

૯૮૫ પાઉંદ એકંદર વજન

હવે જો ૧૫·૯૦૪૩૫૦ સ્કુવેર ઇંચ પર ૯૮૫ પાઉંદનું દબાણ છે, તો ૧ સ્કુવેર ઈંચ પર કેટલા પાઉંદનું હશે ?

સ્કુ. ઇંચ સ્કુ. ઈંચ પાઉંદ
૧૫·૯૦૪૩૫૦ : ૧ :: ૯૮૫ : ૬૧·૯૩ પાઉંદ.—જવાબ.

એક સ્તીમરની ડોલ કાઢી જ્યારે સ્તીમર સરખી ઉભી હોય છે ત્યારે પાણીની સપાટીથી ૮૦ ફીત ઉંચાઈએ છે, પણ જ્યારે સ્તીમર પવનના જોરથી વાંકી થઇને દોડે છે ત્યારે તે પાણીની સપાટીથી ૭૨ ફીત ઉંચાઇએ હોય છે. તો એક વાલ્વ જેનો દાયમેતર ૫″ છે અને જેની ઉપર ૬૦૦ પાઉંદનુ વજન મુકેલું છે તે જ્યારે સ્તીમર પવનના જોરથી વાંકી થાય છે ત્યારે કેટલા પાઉંદના દબાણુથી ઉંઘડી શકશે ?

૫²×·૭૮૫૪=વાલ્વનો એરીઆ

સ્કુ. ઇંચ સ્કુ. ઇંચ પાઉંદ
(૫²×·૭૮૫૪) : ૧ :: ૬૦૦ : ૩૦·૫૫ પાઉંદના દબાણે વાલ્વ ઉંઘડે છે (જ્યારે સ્તીમર સરખી ઉભી હોય ત્યારે)

ફીત ફીત પાઉંદ
૮૦ : ૭૨ :: ૩૦·૫૫ : ૨૭·૪૯૫ પાઉંદના દબાણુથી વાલ્વ ઉંઘડશે (જ્યારે વાંકી ઉભી હશે ત્યારે),—જવાબ.

એક સેફ્તી વાલ્વ ઉપર દર સ્કુવેર ઇંચે ૬૫ પાઉંદનું દબાણુ છે અને તેની ઉપર ૯૯૦ પાઉંદનું વજન મુકેલું છે. હવે જો સ્તીમનું દબાણુ ૫૦ પાઉંદ હોય તે વખતે વાલ્વ ઉંઘડે એવું કરવું હોય તો ઉપર મુકેલું વજન કેટલું ઓછું કરવું જોઈશે ?

૬૫ પાંઉંદ અસલ દબાણુ—૫૦ પાંઉંદ જોઈતું દબાણુ=૧૫ પાઉંદ તફાવત.

હવે જો ૯૦૦ પાંઉંદનું વજન ૬૫ પાઉંદનાં દબાણુને માટે જોઇએ છે, તો ૧૫ પાઉંદના દબાણુને માટે કેટલું વજન ઓછું કરવું જોઇશે ?

પાઉંદ પાઉંદ પાઉંદ
૬૫ : ૧૫ :: ૯૯૦ : ૨૨૮·૫ પાઉંદનુ વજન. જવાબ.

એક સેફ્તી વાલ્વપર સ્તીમનું દબાણુ દર સ્કુવેર ઇંચે ૨૦ પાઉંદ છે, અને તેનો દાયમેતર ૫ ઇંચછે. ફ્લક્રમ વાલ્વથી ૬ ઇંચ દુરછે અને

વાલ્વ વજનથી ૧૦ ઇંચિ દુરછે, તો તેની ઉપર વજન કેટલા પાઉંદનું મુકવું જોઇશે ? વાલ્વનું વજન ૧૨ પાઉંદછે, અને લીવરનું વજન ૮૦ પાઉંદછે.

પહેલા, વાલ્વનો એરીઆ શોધી કાહડવો, અને તેને દર સ્કુવેર ઇંચે થતાં દબાણે ગુણવા એટલે સ્તીમનું એકંદર વાલ્વપર થતું દબાણ મલશે. પણ વાલ્વ પોતાના વજનથી હેઠે દબાએલો રહેછે, અને તેથી જેટલા પાઉંદનું તેનું વજન છે તેટલા પાઉંદ સ્તીમનું દબાણ નાબુદ થાયછે, અને બાકી જે સ્તીમનું દબાણ રહેછે તે દબાણથી વાલ્વનું લીવર અને વજન ઉપર ઉંચકાએછે. આકૃતી નં૦ ૯૨માં જોવાથી એ વધારે ખુલ્લી રીતે સમજ પડશે ?

F એ ફ્લક્રમ છે, V ઉપર સ્તીમનું દબાણ પડેછે, W એ વજન છે, FV ની લંબાઇ ૬ ઇંચછે, અને VW ની લંબાઈ ૧૦ ઇંચિ છે; માટે FW એકંદર ૧૬ ઇંચિ છે.

લીવરના દાખલામાં પાવરને જો પાવર આર્મે ગુણીએ અને વેતને વેત આર્મે ગુણીએ, તો બેઉ ગુણાકાર હમેશા સરખા થાએછે. FV એ પાવર આર્મ છે અને FW એ વેત આર્મ છે માટે,

$$W \times FW = V \times FV$$

વાલ્વની ઉપર ફકત W નુંજ વજન પડતું નથી, પણ લીવરનું વજન બી પડેછે. લીવરનું અસર કારક દબાણ શોધી કાહડવાને માટે પેહલા લીવરને બહાર કાહડીને તોલવું, પછી જે બીંદુ પર તે સમતોલ રહી શકતું હોય તે બીંદુ અને ફ્લક્રમની વચ્ચેનો તફાવત શોધી કાહડવો, પછી તે તફાવત અને તોલનો ગુણાકાર કરવો. જે આવશે તે લીવરનાં વજનથી વાલ્વપર પડતું દબાણ. આપણે તેને w નું નામ આપીએ. માટે હવે,

$$W \times FW + w = V \times FV.$$

રૂલ:—

(૧) વાલ્વનો એરીઆ શોધી કાહડો અને તેને દર સ્કુવેર ઇંચે થતાં દબાણે ગુણો.

(૨) તેમાંથી પછી વાલ્વનું વજન બાદ કરો, જે બાકી રહેશે તે V.

(૩) પછી V ને ફુલક્રમ અને વાલ્વની વચ્ચેના તફાવત (F V) એ ગુણો, પછી તેમાંથી લીવરનું વાલ્વપર પડતું અસરકારક દબાણ બાદ કરો, અને પછી તેને ફુલક્રમ અને વેતની વચ્ચેના તફાવત (F W) એ ભાગો એટલે જે આવશે તે W.

| | |
|---|---|
| ·૭૮૫૪ | |
| ૨૫ | વાલ્વના ડાયમેતરનો સ્કુવેર. |
| ૧૯·૬૩૫૦ | વાલ્વનો એરીઆ |
| ૨૦ | પાઉંડ |
| ૩૯૨·૭૦૦૦ | વાલ્વ પર પડતું સ્તીમનું દબાણ |
| ૧૨· | વાલ્વનું વજન |
| ૩૮૦·૭ | |
| ૬ | F V |
| ૨૨૮૪·૨ | |
| – ૮૦· | લીવરનું અસરકારક દબાણ (વજન) |
| ૨૨૦૪·૨ | |

F W=૧૬

૧૬) ૨૨૦૪·૨

જવાબ. ૧૩૭·૭૬૨૫ પાઉંદ=W

27

**દાખલો:**—એક સેફ્તી વાલ્વ ઉપર સ્તીમનું દબાણ દર સ્કુવેર ઈંચે ૧૬ પાઉંદ છે, અને તેનો દાયમેતર ૪·૫ ઈંચ છે. ફલક્રમ વાલ્વથી ૩ ઈંચ દુર છે અને વાલ્વ વજનથી ૧૦ ઈંચ દુર છે, તો તેની ઉપર વજન કેટલા પાઉંદનું મુકવું જોઈશે? વાલ્વનું વજન ૧૦ પાઉંદ છે, અને લીવરનું વજન ૩૬ પાઉંદ છે.

જવાબ. ૫૩·૬૪ પાઉંદ.

## સેફ્તી વાલ્વના લીવરની ગોઠવણ વીષે.

એક વાલ્વનો દાયમેતર ૪″ છે, અને લીવરના ફલક્રમથી તે ૨″ દુર છે. હવે જો ૬૦ પાઉંદ સ્તીમનું દબાણ છે, તો તે અટકાવવાને સારૂ ૧૨૧ પાઉંદનું એક વજન ફલક્રમથી કેટલે દુર મુકવું જોઇએ? વાલ્વનું વજન ૮ પાઉંદ છે, અને લીવરનું વજન ૪૦ પાઉંદ છે.

| | | |
|---|---|---|
| ·૭૮૫૪ | | |
| ૧૬ | | દાયમેતરનો સ્કુવેર. |
| ૧૨·૫૬૬૪ | | વાલ્વનો એરીઆ |
| ૬૦ | | પાઉંદ (સ્તીમનું દબાણ) |
| ૭૫૩·૯૮૪૦ | | |
| − ૮ | | વાલ્વનું વજન (પાઉંદ) |
| ૭૪૫·૯૮૪ | = | V |
| ૨ | = | F V |
| ૧૪૯૧·૯૬૮ | | |
| − ૪૦ | = | w |
| ૧૪૫૧·૯૬૮ | | |

W=૧૨૧) ૧૪૫૧·૯૬૮

૧૨ ઈંચ=W F ફલક્રમથી ૧૨ ઈંચ લગભગ દુર. જવાબ.

જો વાલ્વ ૫૦ પાઉંદ સ્તીમના દબાણથી ઉંચકાએ એવી રીતે રાખવું હોય, તો ઉપલા દાખલામાંનું વજન ફ્લક્રમથી કેટલું દુર રાખવું જોઈએ?

૧૨·૫૬૬૪ વાલ્વનો એરીઆ
૫૦ પાઉંદ (સ્તીમનું દબાણ.)

૬૨૮·૩૨૦૦
– ૮ વાલ્વનું વજન (પાઉંદ.)

૬૨૦·૩૨ =V
૨ =F V

૧૨૪૦·૬૪
– ૪૦

W=૧૨૧) ૧૨૦૦·૬૪

૯·૯૨=W F ફ્લક્રમથી ૯·૯૨ ઇંચ લગભગ દુર. જવાબ.

એક એર પમ્પ લીવર ૬૦″ લાંબું છે, અને પમ્પની તરફનો છેડો જે સેંતર (મધ્ય બીંદુ)થી ૧૫″ દુર છે તેની ઉપર ૬ તનનું વજન પડેછે, તો પીસતન રૅાંદની તરફનો છેડો જે સેંતરથી ૪૫″ દુર છે તેની ઉપર કેટલું વજન પડશે?

W=માંગેલું વજન.

W×૪૫=૬×૧૫.

$$W=\frac{૬×૧૫}{૪૫}=૨ \text{ તન. જવાબ}$$

એક એર પમ્પ લીવરના પમ્પની તરફના છેડા ઉપર ૪½ તનનું વજન પડેછે અને તે છેડો સેંતરથી ૧′–૨″ દુર છે. અને બીજો છેડો સેંતરથી ૨′–૧૦″ દુર છે, તો સેંતર પર કેટલું વજન પડશે?

W=બીજા છેડા ઉપર પડતું વજન.

$W \times 2'-10'' = 4\frac{1}{2} \times 1'-2''$

$W \times 34 = 4.5 \times 14$

$W = \frac{4.5 \times 14}{34} = 1.85$ તન

પમ્પના છેડા ઉપર પડતું વજન=૪·૫ તન

બીજા છેડા ઉપર પડતું વજન=૧.૮૫ તન

સેંતર પર પડતું વજન=૬·૩૫ તન જવાબ.

એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૮ ઇંચ છે, અને જો વાલ્વના એરીઆ જેટલી જગા સ્તીમને બહાર નીકળવાને સારૂં આપવી હોય તો તે વાલ્વ કેટલી ઉંચાઇ સુધી ઉંચકાવો જોઈએ?

હવે સમજો કે વાલ્વ જોઇએ તેટલી ઉંચાઇ સુધી ઉંચકાએલો છે, તો તેટલીજ ઉંચાઇના વાલ્વમાં બરાબર બંધ બેસતાં સીલીંદરનો એરીઆ અને તે વાલ્વનો એરીઆ બેઉ સરખા થશે.

પણ સીલીંદરનો એરીઆ એટલે કે તેની ઉંચાઇ અને તેના સરકમફ્રંસનો ગુણાકાર

અને વાલ્વનો એરીઆ=સીલીંદરનો એરીઆ માટે,

ઉંચાઇ×સરકમફ્રંસ=વાલ્વનો એરીઆ

$$\text{ઉંચાઇ} = \frac{\text{વાલ્વનો એરીઆ}}{\text{સરકમફ્રંસ}}$$

પણ વાલ્વનો એરીઆ=દાયમેતર$^2$×·૭૮૫૪

સરકમફ્રંસ=દાયમેતર×૩·૧૪૧૬

$$\text{માટે ઉંચાઈ} = \frac{\text{દાયમેતર}^2 \times \cdot 7854}{\text{દાયમેતર} \times 3 \cdot 1416} = \frac{\text{દાયમેતર}}{4}$$

**રૂલ**:—એ ઉપરથી એવું ઠરે છે કે જોઈતી ઉંચાઇ વાલ્વના દાયમેતરના ચોથા ભાગ જેટલી થશે.

$$\frac{૮ \text{ ઇંચ}}{૪} = ૨ \text{ ઇંચ}$$

૨ ઇંચ વાલ્વ ઉંચકાવો જોઈએ.

એક દબ્લ બીત વાલ્વ જેના દાયમેતરો $૬\frac{૧}{૨}$" અને $૫\frac{૩}{૪}$" છે અને દબાણ દર સ્કુવેર ઇંચે ૨૦ પાઉદનું છે. તો તેની ઉપર વજન મુકવું જોઇશે.

**રૂલ**:—વાલ્વના એરીઆઓની વચ્ચેનો તફાવત કહાડો અને તેને દબાણે ગુણો.

$૬\frac{૧}{૨}×૬\frac{૧}{૨}×$·૭૮૫૪=૩૩·૧૮૩૧૫ મોટા વાલ્વનો એરીઆ

$૫\frac{૩}{૪}×૫\frac{૩}{૪}×$·૭૮૫૪=૨૫·૯૬૭૨૮૭૫ નાના „ „

૭·૨૧૫૮૬૨૫ એરીઆની વચ્ચેનો તફાવત

૨૦ પાઉંદ (દબાણ)

૧૪૪·૩૧૭૨૫૦૦ પાઉંદ જવાબ.

એક સેફતી વાલ્વની સ્પ્રીંગ જ્યારે ૨ ઈંચ દબાએલી હોય છે, ત્યારે તે વાલ્વ દર સ્કુવેર ઈંચે ૬૫ પાઉંદના સ્તીમના દબાણથી ઉંઘડી શકે છે. તો જ્યારે તે વાલ્વ ઉંચકાઇને સ્તીમને વાલ્વના એરીઆના છઠ્ઠા ભાગ જેટલી જગા આપશે, ત્યારે વાલ્વ ઉંઘડવાને માટે સ્કુવેર ઇંચે કેટલું વધારે દબાણ જોઈશે?

તે વાલ્વ સપાટ છે, અને તેનો દાયમેતર $૬\frac{૩}{૪}$ ઇંચ છે.

૪) ૬·૭૫

૧·૬૮૭૫ ઈંચ (વાલ્વના એરીઆ જેટલી સ્તીમને જગા આપવાને સારૂં વાલ્વ ઉંચકાએ છે).

$$\frac{૧·૬૮૭૫}{૬} = ·૨૮૧૨૫$$ ઇંચ (એરીઆના છઠ્ઠા ભાગ જેટલી સ્તીમને જગા આપવાને સારૂં વાલ્વ ઉંચકાએ છે).

હવે જો ૨ ઈંચ સ્પ્રીંગ દબાય છે ત્યારે ૬૫ પાઉંદના જેટલું દબાણ થાય છે, તો ·૨૮૧૨૫ ઇંચે કેટલા પાઉંદનું દબાણ થશે?

ઇંચ ઇંચ પાઉંદ
·૨ : ·૨૮૧૨૫ :: ૬૫ : ૯·૧૪ પાઉંદ વધારે દબાણ.

૬૫ પાઉંદ
+૯·૧૪ પાઉંદ વધારે દબાણ

૭૪·૧૪ પાઉંદ જવાબ.

એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૫ ઇંચ છે, અને તેની સ્પ્રીંગનો બહારનો દાયમેતર ૪ ઇંચ છે, અને સ્પ્રીંગની જાડાઈ $\frac{3}{4}$ ઇંચ છે, તો દર સ્કુવેર ઇંચે કેટલું દબાણ થશે? (આકૃતી નં° ૯૩ જુવો).

રૂલઃ—

$$\frac{8000 \times S^3}{d} = \text{વાલ્વ પરનું દબાણ}$$

S=સ્તીલની જાડાઇ.

d=સ્તીલના મધ્ય ભાગમાં માપેલો સ્પ્રીંગનો દાયમેતર.

$$\frac{૮૦૦૦ \times ·૭૫^3}{૩·૨૫} = \text{૧૦૩૮·૪૬ પાઉંદ એકંદર દબાણ.}$$

$૫^2$×·૭૮૫૪=૧૯·૬૩૫ સ્કુવેર ઇંચ (વાલ્વનો એરીઆ).

હવે જો ૧૯·૬૩૫ સ્કુવેર ઈંચે ૧૦૩૮·૪૬ પાઉંદનું દબાણ પડે છે, તો દર સ્કુવેર ઈંચે કેટલા પાઉંદનું દબાણ પડશે?

સ્કુ: ઈંચ સ્કુ: ઇંચ પાઉંદ
૧૯·૬૩૫ : ૧ :: ૧૦૩૮·૪૬ : ૫૨·૮૮ પાઉંદ જવાબ.

**નોતઃ**—ગોળ સ્તીલની સ્પ્રીંગને માટે ફોરમ્યુલામાં ૮૦૦૦ વપરાએ છે, અને ચોરસ સ્તીલની સ્પ્રીંગને માટે ૧૧૦૦૦ વપરાએ છે. એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૪$\frac{1}{2}$ ઇંચ છે, અને સ્તીમનું દબાણ ૭૦

પાઉંદ રાખવું છે. સ્તીલનો દાયમેતર $\frac{૭}{૮}$ ઇંચ છે તો સ્પ્રીંગનો બહારનો દાયમેતર કેટલો હશે?

રૂલઃ—

$$d = \frac{૮૦૦૦ \times S^3}{W}$$

d=સ્તીલના મધ્ય ભાગમાં માપેલો સ્પ્રીંગનો દાયમેતર.

s=સ્તીલની જાડાઈ.

w=વાલ્વપર પડતું એકંદર દબાણ.

$$d = \frac{૮૦૦૦ \times \frac{૭}{૮}'' \times \frac{૭}{૮}'' \times \frac{૭}{૮}''}{\cdot૭૮૫૪ \times ૪\frac{૧}{૨}'' \times ૪\frac{૧}{૨}'' \times ૭૦} = ૪\cdot૮૧૪ \text{ ઈંચ}$$

એ ફકત સ્તીલના એક સેંતરથી બીજા સેંતર સુધીનો સ્પ્રીંગનો દાયમેતર થયો. સ્પ્રીંગનો બહારનો દાયમેતર શોધી કાહડવાને માટે બેઉ બાજુપરનો સ્તીલનો અરધો દાયમેતર (એટલે કે સ્તીલની જાડાઇ) તેમાં ઉમેરવી.

$૪\cdot૮૧૪ \times \cdot૮૭૫ = ૫\cdot૬૮૯$ ઈંચિ (બહારનો દાયમેતર). જવાબ.

એક સ્પ્રીંગના સેફ્તી વાલ્વનો દાયમેતર ૫ ઈંચ છે, સ્તીમનું દબાણ ગેજમાં ૬૦ પાઉંદનું છે, અને સ્પ્રીંગના સ્તીલના મધ્ય ભાગમાં માપેલો સ્પ્રીંગનો દાયમેતર ૫ ઈંચ છે, તો સ્તીલનો દાયમેતર કેટલો હશે; તેમજ સ્પ્રીંગનો અંદરનો અને બહારનો દાયમેતર કેટલો હશે?

રૂલઃ—

$$s = \left\{ \frac{w\,d}{૮૦૦૦} \right\}^{\frac{૧}{૩}} =$$

$$\left\{ \frac{\cdot૭૮૫૪ \times ૫^2 \times ૬૦ \times ૫}{૮૦૦૦} \right\}^{\frac{૧}{૩}} = \cdot૯ \text{ ઈંચિ} \quad \text{જવાબ.}$$

·૯ ઇંચ સ્તીલની જાડાઇ થશે, માટે

સ્પ્રીંગનો બહારનો દાયમેતર = $૫+\frac{૯}{૧૦}=૫\frac{૯}{૧૦}$ ઇંચ.

સ્પ્રીંગનો અંદરનો દાયમેતર = $૫-\frac{૯}{૧૦}=૪\frac{૧}{૧૦}$ ઇંચિ.

એક સેફ્તી વાલ્વનો દાયમેતર ૫ ઇંચિ છે, સ્તીમનું દબાણુ ગેજમાં ૬૦પાઉંદનું છે, સ્પ્રીંગનો બહારનો દાયમેતર ૫ ઇંચ છે, સ્તીલ ચોરસ છે અને તેની જાડાઈ $\frac{૭}{૮}$ ઇંચ છે. તે સ્પ્રીંગને ૧૫ વીંટો છે, તો જોઇતું દબાણુ સ્તીમનું રાખવાને માટે સ્પ્રીંગને કેટલા ઇંચિ દાબવી પડશે ?

રૂલ:–

$$\frac{w \times d^3}{S^૪ \times G} \times n = \text{સ્પ્રીંગનું દબાણુ}$$

W = વાલ્વની ઉપર પડતું એકદર વજન (પાઉંદમાં)

d = સ્તીલના મધ્ય ભાગમાં માપેલો સ્પ્રીંગનો દાયમેતર.

S = સ્તીલની જાડાઇ (ઇંચિનાં સોળમાં ભાગમાં).

G = એક ચોક્કસ રકમ છે જે ચોરસ સ્તીલને માટે ૩૦ અને ગોળ સ્તીલને માટે ૨૨·૮ માંડવામાં આવેછે.

n = વીંટોની સંખ્યા.

$$\frac{W \times d^3}{S^૪ \times G} \times n = \text{સ્પ્રીંગનું દબાણુ}$$

$$d=૫'' - \frac{૫}{૮}'' = ૪\frac{૩}{૮}''$$

$$\frac{·૭૮૫૪ \times ૫^૨ \times ૬૦ \times ૪\frac{૩}{૮} \times ૪\frac{૩}{૮} \times ૪\frac{૩}{૮}}{૧૦ \times ૧૦ \times ૧૦ \times ૧૦ \times ૩૦} \times ૧૫=$$

·૩૨૮૮×૧૫=૪·૯૩૨ ઇંચ. જવાબ.

જો ૧ પાઉંદ સ્તીમ થંડી પડીને પાણી થઇ જતી વખતે ૧૦૦૦ પાઉંદ પાણીને ૧ દીગરી ફ્હેરેનહીત ગરમ કરે છે, અને જો

કનદેન્સરમાં આવતું પાણી ૫૮°પર છે, અને કનદેન્સરમાંથી બહાર નીકલતું પાણી ૧૦૭°પર છે, તો ૧૯.૨૮૫ તન સ્તીમને થંડી પાડવાને માટે કેટલું પાણી જોઈશે ?

૧૦૭°
−૫૮°

૪૯° સ્તીમની ગરમી પાણી પોતામાં સમાવી લે છે.

પાઉંદ
૪૯° : ૧૦૦૦°: : ૧ : ૨૦.૪૦૮ પાઉંદ પાણી ૧ પાઉંદ સ્તીમ થંડી પાડવાને માટે જોઈશે.

૧૦૦૦÷૪૯=૨૦.૪૦૮ પાઉંદ.

હવે જો ૧ પાઉંદ સ્તીમને થંડી પાડવાને માટે ૨૦.૪૦૮ પાઉંદ પાણી ખપેછે, તો ૧૯.૨૮૫ તન સ્તીમને માટે કેટલું પાણી જોઇશે ?

૨૦.૪૦૮×૧૯.૨૮૫=૩૯૩.૫૬૮૨૮ તન. જવાબ.

## સ્તીમનો મીન પ્રેશયર કાહડવા વીષે.

ગ્રોસ પ્રેશયર એટલે ઍતમસ્ફીઅરનો પ્રેશયર સાથે મલીને ગણાતો પ્રેશયર.

ગેજ પ્રેશયર એટલે ઍતમસ્ફીઅરના પ્રેશયર ઉપરાંત ગણાતો પ્રેશયર.

સ્તીમનો ગ્રોસ પ્રેશયર ૩૦ પાઉંદ છે, હવે જો તે કદમાં ત્રણગણી વધે તો તેનો પ્રેશયર કેટલો થશે ?

૩૦÷૩=૧૦ પાઉંદ જવાબ.

જો સ્તીમનો ગેજ પ્રેશયર ૩૦ પાઉંદ હોએ, તો તે કદમાં ત્રણ ગણી વધે ત્યારે તેનો પ્રેશયર કેટલો થશે ?

૩૦ પાઉંદ ગેજ+૧૫ પાઉંદ ઍતમસ્ફીઅર=૪૫ પાઉંદ ગ્રોસ પ્રેશયર.

૪૫÷૩=૧૫ પાઉંદ. જવાબ.

28

ઉપલા દાખલામાં ગેજ ૩૦ પાઉંદ પર છે, તો જ્યારે સ્તીમ કદમાં ત્રણ ગણી વધશે ત્યારે ગેજ શું દેખાડશે ?

સ્તીમનો ગ્રોસ પ્રેશયર ૧૫ પાઉંદ થશે, માટે ગેજ ૦ પાઉંદ દેખાડશે.

એક સીલીંદરમાં આવતી સ્તીમનું દબાણ ઍતમસ્ફીઅરના દબાણ ઉપરાંત દર સ્કુવેર ઇંચે ૬૫ પાઉંદ છે, અને સ્ત્રોકના $\frac{2}{5}$ પર કત ઑાફ કરવામાં આવેછે. હવે જો વેક્યુમ પુરેપુરૂં એટલે ૧૫ પાઉંદનું હોય, તો મીન પ્રેશયર કેટલો થશે ?

એતમસ્ફીઅરનું દબાણ દર સ્કુવેર ઇંચે ૧૫ પાઉંદ છે, અને જે સ્તીમ સીલીંદરમાં દાખલ થાય છે તેનું દબાણ એતમસ્ફીઅરના દબાણ ઉપરાંત ૬૫ પાઉંદ છે, માટે ગ્રોસ પ્રેશયર ૮૦ પાઉંદ થશે. એ શરૂઆતમાં થતા દબાણને 'ઈનીશીઅલ પ્રેશયર' કહેછે. સ્ત્રોક $\frac{2}{5}$ થયા પછી સ્તીમ અંદર આવતી બંધ થાય છે, અને જે સ્તીમ સીલીંદરમાં આવેલી હોયછે તે કદમાં ફુલે છે, અને તેથી બાકી રહેલો $\frac{3}{5}$ સ્ત્રોક પુરો થાય છે. જેમ જેમ સ્તીમનું કદ વધતું જાયછે તેમ તેમ તેની દબાણ કરવાની શકતી ઘટતી જાયછે, તેથી કરીને જ્યારે સ્ત્રોક તદ્દન પુરો થાયછે એટલે કે પીસતન છેડા ઉપર આવેછે ત્યારે જે ૮૦ પાઉંદનું દબાણ શરૂવાતમાં હતું તે ઘણુંજ ઓછું થઇ જાયછે. એ છેડા પરના દબાણને 'ફાઇનલ પ્રેશયર' કહેછે. એવી રીતે દબાણ પેહલેથી છેલ્લે સુધી ઓછું થતું જાયછે. હવે મીન પ્રેશયર શોધી કાહડવાને માટે નીચે પ્રમાણે કરો.

આકૃતી નં૦ ૯૪ માં c d આગળ સ્તીમ કત આફ થાયછે.

સીલીંદરને એક ચોક્કસ ભાગમાં વહેંચી નાખો. તે કેટલા ભાગમાં એ જાણવાને માટે કત ઑાફના ફ્રૅકશનના દીનોમીનેતરમાંથી ન્યુમરેતર બાદ કરો. પછી જે આંકડો આવે તે જો ૬ અથવા ૬ના

કરતાં વધારે હોય, અને જો તેને ૨ એ ભાગતા બાકી કંઇ ન રહે, તો તે ફ્રૅકશનના દીનોમીનેતરના આંકડા જેટલા સીલીંદરના ભાગ કરવા.

જેમકે સ્ત્રોક $\frac{૧}{૭}$ છે, તો ૭માંથી ૧ બાદ કરો એટલે ૬ આવશે. ૬ને જો ૨ એ ભાગીએ તો બાકી કંઈ રહેતું નથી, માટે સીલીંદરના સાત ભાગ કરો.

તેમજ જો કત ઑફ $\frac{૭}{૧૫}$ હોય, તો ૧૫ માંથી ૭ બાદ કરો એટલે ૮ આવશે. એ આંકડો ૬ ના કરતા વધારે છે અને એને ૨ એ ભાંગીએ તો કશું બાકી રહેતું નથી, માટે સીલીદરના ૧૫ ભાગ કરો.

સમજો કે કત ઑફ $\frac{૩}{૮}$ છે, તો ૮ માંથી ૩ બાદ કરો એટલે ૫ આવશે. એ ૬ ના કરતાં ઓછી રકમ છે માટે નહીં ચાલે તેથી ફ્રૅકશનના બેવડા કરો એટલે $\frac{૬}{૧૬}$ થશે. પછી ૧૬ માંથી ૬ બાદ કરો એટલે ૧૦ આવશે એ રકમ ૬ના કરતા મોટી છે અને એને ૨ એ ભાગીએ તો કશું બાકી રહેતું નથી, માટે સીલીંદરના ૧૬ ભાગ કરો.

એ પ્રમાણે જ્યાં સુધી ૬ના કરતા મોટો એવો આંકડો મળે નહીં કે જેને ૨ એ ભાંગીએ તો કશુ બાકી નહીં રહે, ત્યાં સુધી ફ્રૅકશનને બેવડો, ત્રેવડો વગેરે કરતા રેહવું.

જેમકે કત ઑફ $\frac{૧}{૩}$ છે તો ૩ માંથી ૧ બાદ કરો એટલે ૨ આવશે. એ ૬ ના કરતા ઓછી રકમ છે, માટે નહીં ચાલે. ફ્રૅકશનને બેવડો કરો એટલે $\frac{૨}{૬}$ થશે. ૬ માંથી ૨ બાદ કરો એટલે ૪ આવશે. એ પણ ૬ના કરતા ઓછી રકમ છે, માટે નહીં ચાલે. ફ્રૅકશનને ત્રેવડો કરો એટલે $\frac{૩}{૯}$ થશે ૯ માંથી ૩ બાદ કરો એટલે ૬ આવશે. એ રકમ ચાલશે, માટે સીલીંદરના ૯ ભાગ કરો.

ઉપલા દાખલામાં કત ઑફ $\frac{૨}{૫}$ છે. ફ્રૅકશનને બેવડો કરો એટલે $\frac{૪}{૧૦}$ આવશે. ૧૦ માંથી ૪ બાદ કરો એટલે ૬ આવશે. એ રકમ ચાલશે, માટે સીલીંદરના ૧૦ ભાગ કરો.

ઉપલી આકૃતીમાં સીલીંદરના ૧૦ સરખા ભાગ કીધેલા છે. $\frac{૨}{૫}$ અથવા ૪ ભાગ સુધી સ્તીમનું દબાણ ૮૦ પાઉંદનું છે, માટે ચાર ભાગનુ એકંદર દબાણ ૮૦×૪=૩૨૦ પાઉંદ થશે. ત્યાર પછી એટલે કે c d લીટી આગળ કત ઑફ થાયછે, અને r a લીટી આગળ એકઝૉસ્ત ઉઘડેછે, માટે c d એ સ્તીમનો ઇનીશીઅલ પ્રેશયર દેખાડેછે અને r a એ ફાઈનલ પ્રેશયર દેખાડેછે. એ બે લીટીની વચ્ચેની બીજી લીટીઓ સ્તીમનું ઓછું થતું દબાણ દેખાડે છે.

કત ઑફ થયા પછી સ્તીમનું એકંદર દબાણ સ્ત્રોક પુરો થતાં સુધી કેટલું થયું તે c d a r આકૃતીનો એરીઆ કાહડવાથી માલમ પડશે.

એક બાજુ વાંકી લીટી વાલી ચાર બાજુની આકૃતીનો એરીઆ શોધી કાહડવાની જે રીત આગળ આપેલી છે તે રીત પ્રમાણે e f, g h, k l, m n, વગેરે લીટીઓની કીમત શોધી કાહડવી.

e f ની કીમત ૩૨૦ પાઉંદને પાંચે ભાગવાથી મળશે કારણ e f એ પાંચમો ભાગ છે ત્યારે e f = $\frac{૩૨૦}{૫}$ = ૬૪.

| | | | |
|---|---|---|---|
| g h | (તેજ રીત પ્રમાણે) | = $\frac{૩૨૦}{૬}$ | = ૫૩·૩૩ |
| k l | „ | = $\frac{૩૨૦}{૭}$ | = ૪૫·૭૧ |
| m n | „ | = $\frac{૩૨૦}{૮}$ | = ૪૦· |
| p q | „ | = $\frac{૩૨૦}{૯}$ | = ૩૫·૫૫ |
| r s | „ | = $\frac{૩૨૦}{૧૦}$ | = ૩૨· |

હવે, સીમ્પસનની રૂલ પ્રમાણે

| | | | |
|---|---|---|---|
| પહેલી અથવા | c d | ૮૦ | પાઉંદ |
| બીજી અથવા | e f × ૪ | ૨૫૬ | „ |
| ત્રીજી અથવા | g h × ૨ | ૧૦૬·૬૬ | „ |
| ચોથી અથવા | k l × ૪ | ૧૮૨·૮૪ | „ |
| પાંચમી અથવા | m n × ૨ | ૮૦· | „ |
| છઠી અથવા | p q × ૪ | ૧૪૨·૨૦ | „ |
| છેલ્લી અથવા | r s | ૩૨· | „ |
| | ૩) | ૮૭૯·૭૦ | પાઉંદ. |

કત ઑફ થયા પછીનું એકંદર દબાણ ૨૯૩·૨૩

હવે આખા સીલીંદરનું—

કત ઑાફ થવા અગાઉ ૩૨૦ પાઉંદ
„ થયા પછી ૨૯૩·૨૩ „
————
૬૧૩·૨૩ પાઉંદ

સીલીંદરના ૧૦ સરખા ભાગ કરેલા છે, માટે એને દસે ભાગો એટલે મીન પ્રેશયર આવશે.

૧૦ ) ૬૧૩·૨૩
————
૬૧·૩૨ પાઉંદ મીન પ્રેશયર

મી૦ ગ્રેની રીત

કત ઑાફના ફ્રૅકશનના દેસીમલ કરો; જેમકે $\frac{2}{5}$ =·૪

પછી, ૦, ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ અને ૧૦ એ આંકડાઓ એક બીજાની હેઠે માંડો.

પછી આપણા કત ઑાફના દેસીમલનો જે આંકડો હોય, ત્યાંથી કત ઑાફની લીટી શરૂ થઈ એમ સમજવું. આપણા દાખલામાં તે આંકડો ૪ છે.

૪ ની ઉપરના આંકડાઓ આગલ ·૧ માંડવો, પણ પહેલા આંકડા આગલ ·૧ નહી માંડતાં $\frac{1}{2}$ અથવા ·૦૫ માંડવા.

કત ઑાફની લીટીની હેઠેના આંકડાઓ આગલ, દેસીમલને લીટીના આંકડાએ ભાગીને જે આવે તે માંડવું. જેમકે દાખલામાં ૪ ના આંકડા આગલ કત ઑાફ થયો, ત્યારે ૫ ના આંકડા આગલ શું માંડવું જોઇયે? ·૪÷૫=·૦૮;

તેમજ ૬ ના આંકડા આગળ ·૪÷ ૬=·૦૬૬૬૬૬

૭ ના આંકડા આગળ ·૪÷ ૭=·૦૫૭૧૪૩

૮ ના આંકડા આગળ ·૪÷ ૮=·૦૫

૯ ના આંકડા આગળ ·૪÷ ૯=·૦૪૪૪૪

પણ ૧૦ ના આંકડા આગળ ·૪÷૧૦=·૦૪ નહી માંડતાં ·૦૪÷૨=·૦૨ માંડવા.

હવે એ બધા આંકડાઓ એક હારમાં માંડો.

$\frac{1}{2}$ × ૦—·૦૫
૧—·૧
૨—·૧
૩—·૧
૪—·૧
કતઑફ
૫—·૦૮
૬—·૦૬૬૬૬૬૬
૭—·૦૫૭૧૪૩
૮—·૦૫
૯—·૦૪૪૪૪૪
$\frac{1}{2}$×૧૦—·૦૪

·૭૬૮૨૫૩
૮૦

૬૧·૪૬૦૨૪૦ પાઉંદ મીન પ્રેશયર

એ સઘળાનો સરવાળો કરો, અને તેને સ્તીમના ગ્રોસ પ્રેશયરે ગુણો.

સ્તીમ ૬૫ પાઉંદ
વેકયુમ ૧૫ „

૮૦ પાઉંદ ગ્રોસ પ્રેશયર

ઉપલી રીતની ગણત્રીમાં અને આ ગણત્રીમાં ફકત ·૧૪ પાઉંદનો ફેર આવે છે.

સ્તીમ આખા સ્ટ્રોક સુધી દાખલ નહી કરવાને બદલે અધ વચ્ચે, કત ઑફ કીધાથી મીકૅનીકલ ઇફીશીઅંસી કેટલી વધારે મળી તે કહો.

રૂલ:—મીન પ્રેશયરને ફાઇનલ પ્રેશયરે ભાગો એટલે મીકૅનીકલ ઈફીશીઅંસી મળશે.

ઉપલા દાખલામાં મીન પ્રેશયર ૬૧·૩૨ છે, અને ફાઇનલ પ્રેશયર ૩૨ છે. માટે,

૬૧·૩૨÷૩૨=૧·૯૧૬ મીકૅનીકલ ઈફીશીઅંસી

એક સીલીંદરમાં સ્તીમ ઍતમસ્ફીઅરના દબાણ ઉપરાંત ૪૮ પાઉંદના દબાણથી દાખલ કરવામાં આવે છે, અને સ્ટ્રોકના $\frac{1}{8}$ પર

ક્ત ઑફ કરવામાં આવે છે. હવે જો વેકયુમ બરાબર ૧૫ પાઉંદનું ગણીએ, તો મીન પ્રેશયર કેટલો થશે?

દર સ્કુવેર ઈંચે એકંદર દબાણ=૪૮+૧૫=૬૩ પાઉંદ.

કત ઑફનો ફ્રૅકશન $\frac{૫}{૮}$ છે, અને ૮ માંથી ૫ બાદ કરીએ તો ૩ આવે છે; માટે ફ્રૅકશનને બેવડો કરવો જોઇએ: ત્યારે $\frac{૧૦}{૧૬}$ થશે. ૧૬ માંથી ૧૦ બાદ કરચે તો ૬ આવશે. એ રકમ પુરતી છે, માટે સીલીંદરના ૧૬ સરખા ભાગ કરો. એમાંથી ૧૦ ભાગ સુધી સ્તીમ સીલીંદરમાં દાખલ થશે, અને બાકીના ભાગોમાં કત ઑફ થયલી સ્તીમ પોતાની કદમાં વધવાની શકતી વડે કામ કરશે.

કત ઑફ થવા અગાઉ દબાણ=૬૩×૧૦=૬૩૦ પાઉંદ.

પહેલી=૬૩; બીજી=$\frac{૬૩૦}{૧૧}$=૫૭·૨૭; ત્રીજી=$\frac{૬૩૦}{૧૨}$=૫૨·૫; ચોથી =$\frac{૬૩૦}{૧૩}$=૪૮·૪૬; પાંચમી=$\frac{૬૩૦}{૧૪}$=૪૫; છઠ્ઠી $\frac{૬૩૦}{૧૫}$=૪૨; સાતમી=$\frac{૬૩૦}{૧૬}$ =૩૯·૩૭

હવે આગલ દાખલામાં જે રીત બતાવી છે તે રીત (સીમ્પસનની રૂલ) પ્રમાણે ઉપલી રકમો માંડો.

પેહેલી .............................. ૬૩ પાઉંદ
બીજી × ૪.............................૨૨૯·૦૮
ત્રીજી × ૨.............................૧૦૫
ચોથી × ૪.............................૧૯૩·૮૪
પાંચમી×૨............................ ૯૦
છઠ્ઠી × ૪.............................૧૬૮
છેલ્લી .............................. ૩૯·૩૭

૩)૮૮૮·૨૯

કત ઑફ થયા થયા પછીનું એકંદર દબાણ ૨૯૬·૦૯

હવે આખા સીલીંદરનું—

કતઑફ થવા અગાઉ ૬૩૦ પાઉંદ
,, થયા પછી ૨૯૬.૦૯ ,,

૯૨૬.૦૯

સીલીંદરના ૧૬ સરખા ભાગ કીધેલા છે માટે એને સોળે ભાગો એટલે મીન પ્રેશયર આવશે.

૯૨૬.૦૯÷૧૬=૫૭.૮૮ પાઉંદ મીન પ્રેશયર

એજ દાખલો બીજી રીત પ્રમાણે.

$\frac{૫}{૮}$=.૬૨૫

$\frac{૧}{૨}$×૦—.૦૫
૧—.૧
૨—.૧
૩—.૧
૪—.૧
૫—.૧
૬—.૧

કત ઑફ
૭—.૦૮૯૨૮૫
૮—.૦૭૮૧૨૫
૯—.૦૬૯૪૪૪
$\frac{૧}{૨}$ × ૧૦—.૦૩૧૨૫

.૯૧૮૧૦૪
૬૩

૫૭.૮૪૦૫૫૨ પાઉંદ મીન પ્રેશયર

સ્તીમ=૪૮ પાઉંદ
વેક્યુમ=૧૫ પાઉંદ

ગ્રોસ પ્રેશયર=૬૩ પાઉંદ

૫૭.૮૮÷૩૯.૩૭=૧.૪૭
મીકેનીકલ ઇફીશીઅંસી

**દાખલો:**—એક સીલીંદરમાં સ્તીમ ઍતમસ્ફીઅરના દબાણ ઉપરાંત ૧૬ પાઉંદના દબાણથી દાખલ કરવામાં આવે છે, અને સ્ટ્રોકના $\frac{૧}{૩}$ પર કત્ ઑફ કરવામાં આવે છે.

હવે જો વેક્યુમ બરાબર ૧૫ પાઉંદનું ગણીએ, તો મીન પ્રેશયર કેટલો થશે ? અને મીકેનીકલ ઈફીશીઅંસી કેટલી વધારે મળશે તે પણ કહો.

જવાબ.—૧૩·૧૦ પાઉંદ મીન પ્રેશયર

૨·૯૫૮ મીકેનીકલ ઇફીશીઅંસી.

સ્તીમગેજ ૨૦ પાઉંદ દેખાડે છે, અને ૩૦ ઇંચના સ્ટ્રોકમાં ૧૧ ઇંચે કત ઑફ થાય છે તો મીન પ્રેશયર કેટલો થશે ?

૩૦)૧૧

·૩૬૬૭ કત ઑફના ફ્રૅકશનનો દેસીમલ

$\frac{1}{2}$×૦—·૦૫
૧—·૧
૨—·૧
૩—·૧
કત ઑફ ૪—·૦૯૧૭
૫—·૦૭૩૩
૬—·૦૬૧૧
૭—·૦૫૨૪
૮—·૦૪૫૮
૯—·૦૪૦૭
$\frac{1}{2}$ × ૧૦—·૦૧૮૩

·૭૩૩૩
૩૫ પાંઉંદ

૨૫·૬૬૫૫ પાઉંદ મીન પ્રેશયર.

ગેજ ૨૦ પાઉંદ
વેક્યુમ ૧૫ પાઉંદ

૩૫ પાઉંદ ગ્રોસ પ્રેશયર

સ્ટ્રોકની લંબાઈ ૫૪ ઇંચ છે, કત ઑફ ૩૨ ઇંચ ૫૨ થાય છે, વેક્યુમ દર સ્કુવેર ઇંચે ૯·૪ પાઉંદનું છે, સ્તીમનું દબાણ દર સ્કુવેર

29

ઇંચે ઍતમસ્ફીઅરના દબાણ ઉપરાંત ૪૨ પાઉંદ છે, સીલીંદરનો દાયમેતર ૫૬ ઇંચ છે, અને રેવોલ્યુશન દર મીનીતે ૪૫ થાય છે તો હૉર્સ પાવર કેટલો હશે?

$\frac{૩૨}{૫૭}$=·૫૯૨૬ કત ઑફનો દેસીમલ.

$\frac{૧}{૨}$ × ૦—·૦૫

૧—·૧

૨—·૧

૩—·૧

૪—·૧

૫—·૧

કત ઑફ

૬—·૦૯૮૭૭

૭—·૦૮૪૬૬

૮—·૦૭૪૦૭

૯—·૦૬૫૮૪

$\frac{૧}{૨}$ × ૧૦—·૦૨૯૬૩

·૯૦૨૯૭

૫૭

૫૧·૪૬૯૨૯

− ૫·૬ બૅક પ્રેશયર

૪૫·૮૭ પાઉંદ મીન પ્રેશયર.

સ્તીમ ૪૨ પાઉંદ

પુરેપુરૂ વેક્યુમ ૧૫ પાઉંદ

ગ્રોસ પ્રેશયર ૫૭ પાઉંદ

પુરૂપુરૂં વેક્યુમ ૧૫ પાઉંદ

ચાલુ „ ૯·૪ પાઉંદ

બૅક પ્રેશયર ૫·૬ પાઉંદ

૪૫ રેવોલ્યુશન=૯૦ સ્ત્રોક   ૫૪"=૪$\frac{૧}{૨}$'

૯૦×૪$\frac{૧}{૨}$' =૪૦૫ ફીત ટ્રૅવલ.

$$\frac{૫૬^{૨}\times·૭૮૫૪\times૪૫·૮૭\times૪૦૫}{૩૩૦૦૦} = \text{હૉર્સ પાવર}$$

$$\frac{૫૬\times૫૬\times\cdot૭૮૫૪\times૪૫\cdot૮૭\times૪૦૫}{૩૩૦૦૦}=૧૩૮૬\cdot૫૫૪ \text{ હૉર્સ પાવર. જવાબ.}$$

**દાખલો**—સ્ટ્રોકની લંબાઈ ૪૮ ઇંચ છે, કત ઑફ ૨૦ ઇંચિપર થાયછે, વેક્યુમ દર સ્કુવેર ઇંચે ૧૧$\frac{૩}{૪}$ પાઉંદનું છે, સ્તીમનું દબાણ દર સ્કુવેર ઇંચે ઍતમસ્ફીઅરના દબાણ ઉપરાંત ૩૦ પાઉંદ છે, સીલીંદર-નો દાયમેતર ૫૦ ઇંચિ છે, અને રેવોલ્યુશન દર મીનીતે ૪૦ થાયછે તો હૉર્સ પાવર કેટલો હશે ?

જવાબ. ૬૦૭·૭૫૭ હૉર્સ પાવર.

સ્ટ્રોકની શરૂવાતમાં જો સ્તીમનો ગ્રોસ પ્રેશયર P હોય અને R વખત તે કદમાં ફુલવાથી કરીને વધતી હોય તો,

$$P\times\left\{\frac{૧૮—R}{૪૦}+\frac{\cdot૮૫}{R}\right\}=\text{મીન પ્રેશયર}$$

સીલીંદરનો દાયમેતર ૫૨ ઇંચ છે, સ્ટ્રોકની લંબાઇ ૩૬ ઇંચિ છે, સ્તીમ ગેજ ૬૦ પાઉંદ દેખાડેછે, કત ઑફ ૧૨ ઇંચિ પર થાયછે, રેવોલ્યુશન દર મીનીતે ૭૦ થાયછે, અને બૅક પ્રેશયર ૨·૫ પાઉંદ છે. તો હૉર્સ પાવર કેટલો હશે ?

P=૬૦ +૧૫=૭૫ પાઉંદ

R=૩૬″÷૧૨″=૩

ઉપલા ફૉરમ્યુલા પ્રમાણે

$$૭૫\times\left\{\frac{૧૮-૩}{૪૦}+\frac{\cdot૮૫}{૩}\right\}=૭૫\times\cdot૬૫૮=$$

૪૯·૩૫ પાઉંદ મીન પ્રેશયર

૪૯·૩૫—૨·૫ પાઉંદ (બૅક પ્રેશયર)=૪૬·૮૫ પાઉંદ. માટે

$$\frac{૫૨^{૨}\times\cdot૭૮૫૪\times૪૬\cdot૮૫\times૩\times૧૦૪}{૩૩૦૦૦}=૧૨૬૬\cdot૩૧૭ \text{ હૉર્સ પાવર}$$

જવાબ.

## કત ઑફ (સ્તીમ) ને લગતા દાખલાઓ.

એક ઈનજીનનો સ્ત્રોક ૩૦" છે, સ્લાઇદ વાલ્વનો ત્રૅવલ ૧૨" છે, સ્તીમ પોર્તપર લૅપ ૩$\frac{3}{8}$" છે, અને લીદ $\frac{1}{8}$" છે. તો જયારે કત ઑફ થશે, ત્યારે પીસતન સ્ત્રોકના છેડાથી કેટલો દુર હશે ?

**રૂલ:—**

વાલ્વના લૅપને બેએ ગુણો, અને તેમાં લીદ ઉમેરો. જે આવે તેને ત્રૅવલે ભાગો અને પછી તેનો સ્કુવેર કરો.

સ્ત્રોકને ઈંચિમાં લાવીને તેને ઉપલી સ્કુવેર કીધેલી રકમે ગુણો. જે જવાબ આવે તેટલા ઈંચિ પીસતન, સ્તીમ કત ઑફ થતી વખતે સ્ત્રોકના છેડાથી દુર રહેશે.

એ રૂલ ઉપરથી નીચલી ફૉરમ્યુલા નીકલેછે.

$$S=\left\{\frac{૨\,c+l}{t}\right\}^{૨}\times \text{સ્ત્રોક}$$

c=લૅપ

l=લીદ

t=ત્રૅવલ

```
          ૩·૩૭૫  લૅપ
              ૨
          -----
          ૬·૭૫૦
        + ·૧૨૫ = ⅛ લીદ
          -----
ત્રૅવલ ૧૨)૬·૮૭૫
          -----
           ·૫૭૩
           ·૫૭૩
        -------
        ·૩૨૮૩૨૯
             ૩૦  સ્ત્રોક
        -------
       ૯·૮૪૯૮૭૦ સ્ત્રોકનો બાકી રહેલો ભાગ લગ-
                           ભગ ૧૦ ઇંચ જવાબ.
```

ઉપલા દાખલા ઉપરથી સ્તીમ કત ઑફ્ થાયછે તે વખતે સ્ટ્રોકનો કેટલો ભાગ પુરો થયલો હોયછે એ શોધી કાહડો.

**રૂલઃ—**

આખા સ્ટ્રોકમાંથી બાકી રહેલો ભાગ બાદ કરો.

૩૦ ઇંચ–૯·૮૪૯૮૭=૨૦·૧૫૦૧૩ ઇંચ જવાબ.

ઉપલાજ દાખલા ઉપરથી કત ઑફ્નો ફ્રૅકશન શોધી કાહડો.

$\frac{૨૦}{૩૦}=\frac{૨}{૩}$

**દાખલો**—એક ઇનજીનનો સ્ટ્રોક ૪૫ ઇંચિ છે, સ્લાઇદ વાલ્વનો ત્રૅવલ ૬ ઇંચિ છે, સ્તીમ પોર્તપર લૅપ ૨$\frac{૧}{૪}$ ઇંચિ છે, અને લીદ $\frac{૧}{૧૬}$ ઇંચ છે તો કત ઑફ્ કયારે થશે?

જવાબ. પ્રીસતન છેડેથી ૨૬ ઇંચિ દુર હશે ત્યારે, અથવા લગભગ $\frac{૨}{૫}$ સ્ટ્રોક ઉપર.

## કોલસાના ખપને લગતા દાખલાઓ.

એક કોલસાનું બંકર ૧૦ ફીત ૩ ઇંચિ લાંબું, ૭ ફીત ૫ ઇંચિ ઉંચું, અને ૮ ફીત ૪ ઇંચિ પહોલું છે, અને જો એક તન કોલસો ૪૪ ક્યુબીક ફીત જગા રોકેછે તો તે બંકરમાં કેટલો કોલસો રહેશે?

૧૦′–૩″×૭′–૫″×૮′–૪″=ક્યુબીકલ કનતેન્તસ.

૧૦·૨૫×૭·૪૧૭×૮·૩૩૩= ,, ,,

હવે જો ૪૪ ક્યુબીક ફીત જગા ૧ તન કોલસો રોકેછે, તો આખા બંકરમાં કેટલા તન કોલસો રહેશે?

| ક્યુ: ફીત | | ક્યુ: ફીત | | તન |
|---|---|---|---|---|
| ૪૪ | : | (૧૦·૨૫ × ૭·૪૧૭ × ૮·૩૩૩) | :: | ૧ |

$\frac{૧૦·૨૫ × ૭·૪૧૭ × ૮·૩૩૩}{૪૪}$ = ૧૪–૭–૩–૨૩·૪૨૨ (તન હ. કુ. પાઉંદ) જવાબ.

**દાખલો**—એક કોલસાનું બંકર ૨૦ ફીત ૩ ઇંચ લાંબું, ૮ ફીત ૬ ઇંચિ ઉંચું, અને ૬ ફીત ૯ ઇંચિ પહોલું છે, અને જો એક તન કોલસો ૪૨ કયુબીક ફીત જગા રોકેછે તો તે બંકરમાં કેટલો કોલસો રહેશે ?

જવાબ. ૨૭ તન, ૧૩ હં, ૧ કુ, ૦.૯૯ પાઉંદ.

એક બંકર ૨૦ ફીત ઉંડું અને ૧૮ ફીત લાંબું છે, અને તેની પહોલાઈ ત્રણ જગ્યાએથી માપવામાં આવીછે. ઉપરથી માપતા પહોલાઈ ૩૦ ફીત છે, વચ્ચેથી ૩૧ ફીત છે, અને હેઠેથી ૨૭ ફીત છે. તો દર તને ૪૫ કયુબીક ફીતને હીસાબે કેટલા તન કોલસો તેમાં રહી શકશે ?

સરાસરી પહોલાઈ કાહડવાને માટે ઉપરની પહોલાઈ, ચારગણી વચ્ચેની પહોલાઇ અને હેઠેની પહોલાઇ એ ત્રણુડેનો સરવાલો કરો, અને જે આવે તેને છએ ભાગો.

ઉપરની = ૩૦ ફીત.
૪ × વચ્ચેની = ૧૨૪ „
હેઠેની = ૨૭ „

૬) ૧૮૧

૩૦.૧૬૭

૩૦.૧૬૭×૨૦×૧૮ = કયુબીકલ કનતેન્તસ.

$$\frac{૩૦.૧૬૭ \times ૨૦ \times ૧૮}{૪૫} = ૨૪૧.૩૩૬ \text{ તન જવાબ.}$$

બે બંકરોમાં ૫૧ તન કોલસો રહી શકેછે, અને એક તન કોલસો ૪૫ કયુબીક ફીત જગા રોકેછે. દરેક બંકરની ઉંડાઈ ૧૧ ફીત અને પહોલાઇ ૪ ફીત ૬ ઇંચ છે, તો લંબાઇ કેટલી હશે ?

૫૧ તન × ૪૫ = ૨૨૯૫ કયુ: ફીત બે બંકરોનો કયુબીકલ કનતેન્તસ.

૫૧ તન × ૪૫ ÷ ૨=૧૧૪૭.૫ કયુ: ફીત દરેક બંકરનો કયુબીકલ કનતેન્તસ.
૧૧×૪૫=૪૯.૫ સ્કુવેર ફીત બંકરોનો એરીઆ

$$\frac{૧૪૭.૫}{૪૯.૫}$$ = લંબાઇ = ૨૩ ફીત—૨$\frac{૨}{૧૧}$ ઇંચ જવાબ.

**દાખલો**—બે બકરોમાં ૩૨ તન કોલસો રહી શકેછે, અને એક તન કોલસો ૪૨ કયુબીક ફીત જગા રોકે છે. દરેક બંકરની ઉંડાઇ ૮ ફીત અને પહોલાઇ ૩ ફીત ૯ ઈંચિ છે, તો લંબાઈ કેટલી હશે?

જવાબ. ૨૨ ફીત, ૪.૮ ઇંચ.

એક સ્તીમરના પાણીની સપાટી આગળના ભાગનો સેકશનલ એરીઆ ૪૨૫૦ સ્કુવેર ફીત છે. હવે જો ૨૫૦ તન કોલસો તેમાં ભરીએ, તો તે કેટલા ફીત પાણીમાં હેઠે ડુબશે?

૩૫ કયુબીક ફીત પાણીનું વજન ૧ તન થાય છે, માટે જ્યારે ૨૫૦ તન બોજો ભરીશું ત્યારે ૨૫૦ ×૩૫ = ૮૭૫૦ કયુબીક ફીત પાણી ઉપર ઉંચકાશે એટલે કે ૮૭૫૦ કયુબીક ફીત સ્તીમર પાણીમાં હેઠે જશે.

૮૭૫૦÷૪૨૫૦=૨.૦૫૮ ફીત જવાબ.

એક સ્તીમરમાં માલ ભરતી વખતે એમ માલમ પડેછે કે દર તનના વજને તે સ્તીમર ૧ ઇંચિ પાણીમાં હેઠે જાયછે, તો તેનો સેકશનલ એરીઆ કેટલો હશે?

૩૦ તન × ૩૫ કયુ: ફીત = ૧૦૫૦ કયુબીક ફીત સ્તીમર ૩૦ તનના બોજાથી પાણીમાં હેઠે જાયછે.

૧ ઈંચિ = $\frac{૧}{૧૨}$ ફુત
૧૦૫૦ કયુ: ફીત ÷ $\frac{૧}{૧૨}$ ફુત = ૧૨૬૦૦ સ્કુવેર ફીત. જવાબ.

એક સ્તીમર ૧૦ તનના વજનથી એક ઇંચિ પાણીમાં હેઠે જાય છે. કોલસો ભરવા અગાઉ તેનો આગળો ભાગ ૧૪.૩ ફીત અને પા-

છલો ભાગ ૧૪.૯ ફીત પાણીમાં ડુબેલો હતો, અને કોલસો ભર્યા પછી આગળો ભાગ ૧૫.૬ ફીત અને પાછલો ભાગ ૧૬.૨ ફીત પાણીમાં ડુબેલો છે. તો કેટલા તન કોલસો તેમાં ભર્યો હશે, અને તે સ્તીમરનો સેકશનલ એરીઆ કેટલો હશે તે કહો.

૧૪.૩′+૧૪.૯′=૨૯.૨÷૨=૧૪.૬ કોલસો ભરવા અગાઉ પાણીમાં ડુબેલો ભાગ.

૧૫.૬′+૧૬.૨′=૩૧.૮÷૨=૧૫.૯ કોલસો ભર્યા પછી પાણીમાં ડુબેલો ભાગ.

૧૫.૯–૧૪.૬=૧.૩ ફીત કોલસાના વજનથી સ્તીમર હેઠે ડુબેછે,

હવે જો ૧૦ તનનું વજન ૧ ઈંચ પાણીમાં સ્તીમરને હેઠે ડુબાડેછે, તો ૧.૩ ફીત ડુબાડવાને માટે કેટલું વજન જોઇશે ?

| ઈંચ | | ઈંચ | | તન | |
|---|---|---|---|---|---|
| ૧ | : | (૧.૩×૧૨) | : : | ૧૦ | : ૧૫૬ તન જવાબ. |

હવે ૧ તન વજનથી સ્તીમર ૩૫ કયુબીક ફીત પાણીમાં હેઠે જાયછે, તો ૧૫૬ તન વજનથી કેટલા કયુબીક ફીત હેઠે જશે ?

૧૫૬ તન × ૩૫ કયુબીક ફીત= ૫૪૬૦ કયુબીક ફીત

૫૪૬૦ કયુબીક ફીત ÷ ૧.૩ ફીત = ૪૨૦૦ સ્કુવેર ફીત

સેકશનલ એરીઆ જવાબ.

જો દર કલાકે સ્તીમર ૮ નૉત ચાલે છે, અને તેને માટે દરરોજ ૧૨ તન કોલસો બળેછે, તો ૧૨૫૦ નૉતની મુસાફરીમાં કેટલા તન કોળસો બળશે ?

| કલાક | | કલાક | | નૉત | |
|---|---|---|---|---|---|
| ૧ | : | ૨૪ | : : | ૮ | : ૧૯૨ નૉત આખા દીવસમાં |
| નૉત | | નૉત | | તન | |
| ૧૯૨ | : | ૧૨૫૦ | : : | ૧૨ | : ૭૮ તં–૨ હં–૨ કુ જવાબ. |

**દાખલો**—દર કલાકે ૧૨ નૉતની ઝડપથી સ્તીમર ચાલેછે,

અને આખા દીવસમાં ૧૫ તન કોલસો બળેછે, તો ૧૮૫૭ નૉતની મુસાફ્રીમાં કેટલા તન કોલસો બળશે ?

જવાબ. ૯૬ તન, ૧૪ હં, ૧ કુ, ૧૪ પાઉંદ.

બંદર છોડતી વખતે ૯૬ તન કોલસો લીધો છે, અને દરરોજ ૪·૪ તન કોલસો બળેછે, તો ૭ દીવસ પછી કેટલા તન કોલસો બાકી રહ્યો હશે, અને તે બાકી રહેલો કોલસો બીજા કેટલા દીવસ સુધી બળશે ?

દીવસ  દીવસ  તન
૧ : ૭ :: ૪·૪:૩૦·૮ તન કોલસો ૭ દીવસમાં બળી ગયો.

૯૬ તન એકંદર કોલસો–૩૦·૮=૬૫·૨ તન કોલસો બાકી રહ્યો. જવાબ..

તન  તન  દીવસ
૪·૪ : ૬૫·૨ :: ૧ : ૧૪·૮૧ દીવસ. જવાબ.

જો દરરોજ ૨૩ તન કોલસો બળેછે, અને ઈંદીકેતેદ હૉર્સ પાવર ૧૬૪૫ છે, તો દર હૉર્સ પાવરે દર કલાકે કેટલો કોલસો બળશે ?

૨૩ તન = ૨૩×૨૨૪૦ = ૫૧૫૨૦ પાઉંદ.

કલાક  કલાક  પાઉંદ
૨૪ : ૧ :: ૫૧૫૨૦ : ૨૧૪૬·૭ પાઉંદ કોલસો દર કલાકે

હૉર્સ પાવર  હૉર્સ પાવર  પાઉંદ
૧૬૪૫ : ૧ :: ૨૧૪૬·૭ : ૧·૩ પાઉંદ કોલસો દર કલાકે દર હૉર્સ પાવરે બળશે.

જો આખા દીવસમાં ૨૦ તન કોલસો બળેછે, તો ૪ કલાકમાં કેટલી ટોપલી કોલસો જોઇશે ? દરેક ટોપલીનું વજન ૪૬ પાઉંદ છે.

૨૦ તન×૨૨૪૦=૪૪૮૦૦ પાઉંદ કોલસો આખા દીવસમાં બળશે

પાઉંદ  પાઉંદ  ટોપલી
૪૬ : ૪૪૮૦૦ :: ૧ : ૯૭૩·૯૧ ટોપલી આખા દીવસમાં.

કલાક  કલાક  ટોપલી
૨૪ : ૪ :: ૯૭૩·૯૧ : ૧૬૨·૩૨ ટોપલી કોલસો દર ચાર કલાકે જોઈશે. જવાબ.

જો આખા દીવસમાં ૩૨ તન કોલસો બળેછે, તો ૪ કલાકમાં કેટલા બુશલ કોલસો જોઇશે ? બુશલ=૮૪ પાઉંદ.

જવાબ. ૧૪૨ $\frac{૨}{૯}$ બુશલ

આખા દીવસમાં ૧૨ તન કોલસો બળેછે, અને દર ૪ કલાકે ૭ ટોપલી રાખ (દરેક ટોપલી ૪૨ પાઉંદના વજનની) દરીઆમાં નાખી દીધામાં આવેછે, તો કેટલા ટકા કોલસો રાખ થઇ જાયછે તે કહો.

૧૨ તન = ૧૨ × ૨૨૪૦ = ૨૬૮૮૦ પાઉંદ કોલસો આખા દીવસમાં બળેછે.

૭×૪૨×૬ = ૧૭૬૪ પાઉંદ રાખ આખા દીવસમાં દરીઆમાં નાખી દીધામાં આવેછે.

| પાઉંદ કોલસો | | પાઉંદ કોલસો | | પાઉંદ રાખ | | |
|---|---|---|---|---|---|---|
| ૨૬૮૮૦ | : | ૧૦૦ | :: | ૧૭૬૪ | : | ૬·૫૬ ટકા જવાબ. |

જો દર નૉમીનલ હૉર્સ પાવરે દર મીનીતે ·૦૭ કયુબીક ફીત ફીદનું પાણી જોઇએછે, અને જો ૧ પાઉંદ કોલસો દર કલાકે ૭·૮ પાઉંદ પાણીની સ્તીમ બનાવેછે, તો એક કલાકમાં એક નૉ[illegible]લ હૉર્સ પાવરને સારૂ કેટલો કોલસો જોઇશે ?

·૦૭×૪૨·૫=૪·૩૭૫ પાઉંદ પાણી દર મીનીતે દર નૉમીનલ હૉર્સ પાવરે જોઈશે.

૪·૩૭૫×૬૦ પાઉંદ પાણી દર કલાકે દર નૉમીનલ હૉર્સ પાવરે જોઇશે.

| પાઉંદ પાણી | | પાઉંદ પાણી | | પાઉંદ કોલસો | | |
|---|---|---|---|---|---|---|
| ૭·૮ | : | ૪·૩૭૫×૬૦ | :: | ૧ | : | ૩૩·૬૫ પાઉંદ જવાબ. |

અને, જો દર કલાકે દર નૉમીનલ હૉર્સ પાવરે ૧૨ પાઉંદ કોલસો બળતો હોય, તો એક મીનીતમાં કેટલા પાઉંદ પાણી સ્તીમના આકારમાં વપરાશે ?

૧૨ × ૭·૮ પાઉંદ પાણી દર કલાકે

$\frac{૧૨ \times ૭·૮}{૬૦}$ =૧૫૬ પાઉંદ પાણી દર મીની

એ બૉઇલરોમાંનાં દરેકને ૩ ફરનેસ છે, અને તે દરેક ફરનેસ ૬ ફીત લાંબી અને ૩ ફીત ૩ ઇંચ પહોલી છે, અને દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીપર એક કલાકમાં ૧૬ પાઉંદ કોલસો બળેછે, અને એક પાઉંદ કોલસો ૮ પાઉંદ પાણીની સ્તીમ કરી શકેછે. બૉઈલરોમાં દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ ૩·૫ કયુબીક ફીત પાણી છે, તો ૪ કલાકમાં કેટલા તન કોલસો બળશે અને કેટલા પાણીની સ્તીમ થશે તે કહો.

૬" × ૩·૨૫" × ૩ × ૨ = ૧૧૭ સ્કુવેર ફીત બધી ફરનેસોની સપાટી.
૧૧૭ સ્કુવેર ફીત × ૧૬ પાઉંદ × ૪ કલાક = ૭૪૮૮ પાઉંદ કોલસો ૪ કલાકમાં બળશે.

૭૪૮૮ પાઉંદ = ૩·૩૪૨૮ તન જવાબ.

| પાઉંદ કોલસો | | પાઉંદ કોલસો | | પાઉંદ પાણી |
|---|---|---|---|---|
| ૧ | : | ૭૪૮૮ | :: | ૮ |

૭૪૮૮ × ૮ = ૫૯૯૦૪ પાઉંદ = ૨૬·૭૪૨૮ તન પાણીની સ્તીમ ૪ કલાકમાં થશે.

જો ઉપલા બૉઈલરોમાં દરીઆનું પાણી વાપર્યું હોય, તો પાણીમાં ખાર કેટલો થશે તે કહો.

દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ ૩·૫ કયુબીક ફીત પાણી જોઇએછે.

૧૧૭ સ્કુવેર ફીત × ૩·૫ = ૪૦૯·૫ કયુબીક ફીત બૉઇલરમાં પાણી.

૫૯૯૦૪ પાઉંદ પાણીની સ્તીમ ૪ કલાકમાં થાયછે.

૫૯૯૦૪ પાઉંદ ÷ ૬૨·૫ પાઉંદ = ૯૫૮·૪૬૪ કયુબીક ફીત પાણીની સ્તીમ થઇ.

હવે, દરીઆનાં પાણીમાં દર ગૅલને ૫ આઉંસ ખાર હોયછે.

| કયુ: ફીત | | કયુ: ફીત | | આઉંસ | | |
|---|---|---|---|---|---|---|
| ૪૦૯·૫ | : | ૯૫૮·૪૬૪ | :: | ૫ | : | ૧૧·૭ આઉંસ દર ગૅલને. જવાબ. |

જો દર કલાકે એક હૉર્સ પાવરને સારૂં ૨૧ પાઉંદ સ્તીમ જોઇએ, તો ઉપલા દાખલામાનાં બૉઈલરો કેટલા હૉર્સ પાવરને સારૂ સ્તીમ આપી શકશે ?

બૉઈલરો ૪ કલાકમાં ૫૯૯૦૪ પાઉંદ સ્તીમ આપી શકેછે.

| કલાક | | કલાક | | પાઉંદ | |
|---|---|---|---|---|---|
| ૪ | : | ૧ | :: | ૫૯૯૦૪ | : ૧૪૯૭૬ પાઉંદ દર કલાકે. |

| પાઉંદ | | પાઉંદ | | હૉર્સ પાવર |
|---|---|---|---|---|
| ૨૧ | : | ૧૪૯૭૬ | :: | ૧ : ૭૧૩·૧૪૩ હૉર્સ પાવર. જવાબ. |

જો ઉપલા બૉઇલરોમાં ૬ ફીત લાંબી અને ૩ ઇંચ બહારના દાયમેતરની ૫૦ ત્યુબો (નળીઓ) હોય, તો દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ કેટલા સ્કુવેર ફીત ત્યુબની સપાટી થશે ?

·૨૫′ × ૩·૧૪૧૬ × ૬′ × ૫૦ ત્યુબ × ૬ ફરનેસ = ૧૪૧૩·૭૨ સ્કુવેર ફીત ત્યુબોની સપાટી.

| સ્કુ: ફીત | | સ્કુ: ફુત | | સ્કુ: ફીત |
|---|---|---|---|---|
| ૧૧૭ | : | ૧ | :: | ૧૪૧૩·૭૨ : ૧૨·૦૮ સ્કુ: ફીત જવાબ. |

જો ભઠ્ઠીની સપાટીના એક સ્કુવેર ફુતે એક કલાકમાં ૨૨ પાઉંદ કોલસો બળેછે, તો ૧ કલાકમાં કેટલી ઉંચાઈ સુધીનું કોલસાનું પડ બળશે ?

૪૫ ક્યુબીક ફીત કોલસો = ૧ તન = ૨૨૪૦ પાઉંદ

| પાઉંદ | | પાઉંદ | | ક્યુ: ફીત |
|---|---|---|---|---|
| ૨૨૪૦ | : | ૨૨ | :: | ૪૫ : ·૪૪૨ ક્યુબીક ફીત કોલસો એક કલાકમાં બળશે. |

·૪૪૨ ક્યુબીક ફીત કોલસો ૧ ફુત ભઠ્ઠીની સપાટી પર પડેલો છે, માટે તે ઉંચાઈમાં કેટલો હશે ?

$$\frac{\text{·૪૪૨ ક્યુબીક ફીત}}{\text{૧ સ્કુવેર ફુત}} = \text{·૪૪૨ ફુત ઉંચાઈ.}$$

·૪૪૨ ફુત × ૧૨ = ૫·૩૦૪ ઈંચ ઉંચાઈ જવાબ.

એક બૉઇલરમાંનાં પાણીની સપાટી ભઠ્ઠીની સપાટી કરતાં ૨$\frac{૧}{૪}$ ગણી વધારે છે, અને એક કલાકમાં દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ ૧૬ પાઉંદ કોલસો બળેછે, અને એક પાઉંદ કોલસો ૮$\frac{૧}{૨}$ પાઉંદ પાણીની સ્તીમ બનાવે છે. હવે જો ફીદનું પાણી અંદર આવતું બંધ કીધું હોય તો, ગેજની સીસીમાં જે ૬ ઇંચિ પાણી છે તેની સ્તીમ થતાં કેટલો વખત લાગશે ?

૧૬ પાઉંદ × ૮$\frac{૧}{૨}$ પાઉંદ = ૧૩૬ પાઉંદ પાણીની સ્તીમ દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ એક કલાકમાં થશે.

| પાઉંદ પાણી | | પાઉંદ | | કયુ: ફીત | |
|---|---|---|---|---|---|
| ૬૨.૫ | : | ૧૩૬ | :: | ૧ | : ૨.૧૭૬ કયુ: ફીત પાણીની સ્તીમ દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ એક કલાકમાં થશે. |

હવે ભઠ્ઠીની સપાટી જો ૧ સ્કુવેર ફુત હોય તો બૉઇલરના પાણીની સપાટી ૨$\frac{૧}{૪}$ સ્કુવેર ફીત છે.

૨$\frac{૧}{૪}$ સ્કુ: ફીત × ૬ ઇંચિ = ૧.૧૨૫ કયુબીક ફીત પાણીની સ્તીમ દર સ્કુવેર ફુત ભઠ્ઠીની સપાટીએ થવી જોઈએ.

| કયુ: ફીત | | કયુ:ફીત | | મીનીત | |
|---|---|---|---|---|---|
| ૨.૧૭૬ | : | ૧.૧૨૫ | :: | ૬૦ | : ૩૧.૦૨ મીનીત જવાબ. |

એક પાઉંદ કોલસો ૭.૫ પાઉંદ પાણીની સ્તીમ કરી નાંખેછે, અને ગેજનું દબાણ ૫૫ પાઉંદ છે, તો ૧ પાઉંદ કોલસાથી કેટલા કયુબીક ફીત સ્તીમ થઇ શકશે ?

હવે, P = ગ્રોસ પ્રેશયર = ૫૫+૧૫=૭૦ પાઉંદ.

$$\frac{૪૧૦ + \frac{P}{૪}}{P + ૧}$$ એટલી જગા ૧ પાઉંદ પાણી (P દબાણ તેની ઉપર પડતું હશે ત્યારે) સ્તીમ થતી વખતે રોકશે.

$$\frac{૪૧૦ + \frac{P}{૪}}{P + ૧} = \frac{૪૧૦ + \frac{૭૦}{૪}}{૭૦ + ૧} = \frac{૪૧૦ + ૧૭.૫}{૭૧} = ૬.૦૨૧$$ ક્યુ:ફીત

જગા ૧ પાઉંદ પાણીની સ્તીમ રોકશે.

૬.૦૨૧ × ૭.૫ = ૪૫.૧૫૭ ક્યુબીત ફીત જવાબ.

એક ચોરસ બૉઇલર ૨૦ ફીત લાંબુ અને ૧૪ ફીત પહોળું છે, અને તેમાં પાણી ૯ ફીત ઉંચું છે, અને તેની ⅓ જગા ભઠ્ઠીથી અને ત્યુબોથી રોકાયલી છે, અને બાકીની જગામાં પાણી ભરેલું છે. દર કલાકે ૭.૬૭ હંદ્રેદવેત કોલસો બળે છે, અને એક પાઉંદ કોલસાની ગરમીથી ૧૨૦૦ પાઉંદ પાણી ૧ દીગરી (ફ્હેરેનહીત) ગરમ થાય છે.

૬૦ પાઉંદના દબાણ વાલી સ્તીમ ૫૦ પાઉંદના દબાણ વાલી સ્તીમ કરતાં ૧૨.૧ દીગરી તેમપરેચરમાં વધારે છે. હવે જો આગ સલગાવી હોય અને સઘલા વાલ્વો બંધ કીધા હોય, તો કેટલા વખતમાં બૉઈલરમાંની સ્તીમનું દબાણ જે હાલ ૫૦ પાઉંદ છે તે વધીને ૬૦ પાઉંદ થશે ?

૨૦×૧૪×૯=૨૫૨૦ ક્યુબીક ફીત પાણીવાલી જગા.

એમાંથી ⅓ જગા ભઠ્ઠી અને ત્યુબોને માટે રોકાયલી છે તે બાદ કરો.

૨૫૨૦ × ⅓ = ૮૪૦ ક્યુબીક ફીત

૨૫૨૦–૮૪૦=૧૬૮૦ ક્યુબીક ફીત બૉઇલરમાંનું પાણી.

| ક્યુ: ફુત | | ક્યુ:ફીત | | પાઉંદ | |
|---|---|---|---|---|---|
| ૧ | : | ૧૬૮૦ | :: | ૬૨.૫ | : ૧૦૫૦૦૦ પાઉંદ પાણીનુ વજન |

હવે, ૧૨૦૦૦ પાઉંદ પાણી ૧ પાઉંદ કોલસાની ગરમીથી ૧ દીગરી ગરમ થાયછે, તો ૧૦૫૦૦૦ પાઉંદ પાણી કેટલા કોલસાથી એક દીગરી ગરમ થશે ?

| પાઉંદ | | પાઉંદ | | પાઉંદ કોલસો | |
|---|---|---|---|---|---|
| ૧૨૦૦૦ | : | ૧૦૫૦૦૦ | :: | ૧ | : ૮.૭૫ પાઉંદ કોલસો. |

| દીગરી | | દીગરી | | પાઉંડ | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | : | ૧૨·૧ | :: | ૮·૭૫ | : | ૧૦૫·૮૭૫ પાઉંડ કોલસો પાણી ૧૨·૧ દીગરી ગરમ કરશે. |

૭·૬૭ હંડ્રેડવેત=૭·૬૭×૧૧૨=૮૫૯·૦૪ પાઉંડ કોલસો દર કલાકે બળેછે.

| પાઉંડ | | પાઉંડ | | કલાક | | |
|---|---|---|---|---|---|---|
| ૮૫૯·૦૪ | : | ૧૦૫·૮૭૫ | :: | ૧ | : | ૭મી – ૨૩·૭ સે. જવાબ. |

એક સ્તીમર કલાકમાં ૯ નૉત ચાલેછે, અને આખા દીવસમાં તેમાં ૧૫ તન કોલસો બળેછે. હવે જો ૧૨ તન કોલસો રોજ બાળવામાં આવે, તો તે કલાકમાં કેટલા નૉત ચાલશે ?

**રૂલઃ**—કોલસો ઝડપના કયુબના પ્રમાણમાં બળેછે.

| તન | | તન | | | |
|---|---|---|---|---|---|
| ૧૫ | : | ૧૨ | :: | $૯^3$ | :— |

$$\frac{\overset{૪}{૧૨}\times૨૭૯}{\underset{૫}{૧૫}} = \frac{૨૯૧૬}{૫} = ૫૮૩·૨$$ એ જોઇતી ઝડપનો કયુબ છે.

માટે ઝડપ શોધી કાહડવાને માટે ૫૮૩·૨ નો કયુબ રૂત શોધી કાહડો.

$\sqrt[3]{૫૮૩·૨} = ૮·૩$ નૉત દર કલાકે. જવાબ.

એક સ્તીમરના ઇનજીનનો ઈંદીકેતેદ હૉર્સ પાવર ૩૨૦ છે, અને તે સ્તીમર દર કલાકે ૮ નૉતની ઝડપથી ચાલેછે. જો તેને ૧૦ નૉતની ઝડપથી ચલાવવી હોય તો, ઈનજીન કેટલા હૉર્સ પાવરનું જોઇશે ?

રૂલ ( ઉપર કહ્યા પ્રમાણે )

પાવર ઝડપના કયુબના પ્રમાણમાં છે.

ઈ હૉ પા

$૮^3$ : $૧૦^3$ :: ૩૨૦ :—

૫૧૨ : ૧૦૦૦ :: ૩૨૦ : ૬૨૫ ઈ. હૉ પાવર. જવાબ.

એક સ્તીમરે ૧૯૦૦ માઇલની મુંસાફરી કલાકના ૧૦ નૉતને હીસાબે કીધી, અને ૧૦૦ તન કોલસો તેમાં ખપ્યો. હવે જો ૨૩૨૦ માઇલની મુસાફરી કલાકના ૯ નૉતને હીસાબે કરવી હોય, તો કેટલા તન કોલસો બળશે ?

**રૂલ:-**

ઝડપના સ્કુવેરને મુસાફરીની લંબાઇએ ગુણીએ, તો જે રકમ આવે તેનાં પ્રમાણમાં કોલસો બળેછે

તન

૧૦$^{૨}$×૧૯૦૦૦ : ૯$^{૨}$×૨૩૨૦ :: ૧૦૦ :—

| | |
|---|---|
| ૧૦ | ૯ |
| ૧૦૦ | ૮૧ |
| ૧૯૦૦ | ૨૩૨૦ |
| ૧૯૦૦૦૦ | ૧૮૭૯૨૦ |
| | ૧૦૦ તન |

૧૯૦૦૦૦) ૧૮૭૯૨૦૦૦

૯૮.૯ ૯૮.૯ તન જવાબ.

એક સ્તીમરે ૧૨૦૦ માઇલની મુસાફરી કલાકના ૮ નૉતને હીસાબે કીધી, અને ૭૫ તન કોલસો ખપ્યો. હવે ફકત ૬૦ તન કોલસો બાકી રહેલોછે, અને ૧૫૦૦ માઈલની મુસાફરી તેટલામાં કરવીછે. તો ઝડપ કેટલા નૉતની રાખવી જોઈશે ?

હવે સમજો કે x = જોઈતી ઝડપ (દર કલાકે નૉતમાં)
ઉપલા દાખલાની રૂલ પ્રમાણે—

૭૫ તન : ૬૦ તન : ૮$^{૨}$×૧૨૦૦ માઈલ : x$^{૨}$×૧૫૦૦ માઈલ.

એને સંક્ષેપ રૂપમાં લાવતાં—

૫ : ૪ : ૬૪×૧૨ : $x^2$×૧૫=૬૧૪.૪

$x^2$×૧૫=૬૧૪.૪    $x^2$=૬૧૪.૪/૧૫=૪૦.૯૬

૪૦.૯૬ નો સ્કુવેર રૂત કાહડો એટલે $x$ ની કીમત મલશે.

૪૦૯.૬(૬.૪
૩૬
——
૧૨૪) ૪૯૬
૪૯૬    ૬.૪ નૉત દર કલાકે જવાબ.
——
...

## ઈનજીનની ઝડપને લગતા દાખલાઓ.

ઈનજીનના રેવોલ્યુશન ગણવાને સારૂં એક યંત્ર મુકેલું હોયછે, જેને કાઊંતર (ગણનારો) કરીને કહેછે. તેની આકૃતીને માટે નં૦ ૯૫ જુવો.

એ કાઊંતરમાં ૭ દાયલો છે, અને તેમાંની જમણા હાથપરની છેલ્લી ૧૦ રેવોલ્યુશનો નોંધે છે, તેની ઉપરની ૧૦૦ નોંધે છે, તેની ઉપર ૧૦૦૦ નોંધે છે, એપ્રમાણે. ઉપલા કાઊંતરમાં ૭ પ્લેતો છે, માટે એ કાઉંતર વધારેમાં વધારે ૧૦,૦૦૦,૦૦૦ રેવોલ્યુશન નોંધી શકશે.

એક ઇનજીનનો કાઊંતર મુસાફરી શરૂ થવા પહેલા ૯૬૭ ઉપર હતો, અને ૯ દીવસ ૧૩ કલાક ૧૫ મીનીત અને ૪૨ સેકંદ પછી તે ૫૯૬૦૪૯ ઉપર હતો, તો ઇનજીને દર મીનીતે કેટલાં રેવોલ્યુશન કર્યાં તે કહો.

૫૯૬૦૪૯ માંથી
૯૬૭ બાદ કરો.
——
૫૯૫૦૮૨ રેવોલ્યુશન ઇનજીને એકંદર કીધાં.

| દીવસ | ક. | મી. | શેકંદ |
|---|---|---|---|
| ૯ | ૧૩ | ૧૫ | ૪૨=૧૩૭૫૫.૭ મીનીત. |

| મીનીત | મીનીત | રેવોલ્યુશન |
|---|---|---|
| ૧૩૭૫૫.૭ : | ૧ | :: ૫૯૫૦૮૨ : ૪૩.૨૬ રેવોલ્યુશન દર મીનીતે જવાબ. |

એક સ્તીમર કલાકનાં ૧૧.૧ નૉત ચાલેછે, અને ઈનજીન દર મીનીતે ૬૧ રેવોલ્યુશન કરેછે. ચાલવા આગમજ કાઉંતર ૧૪૧૮૧ ઉપર હતો, અને હમણાં ૧૬૧૧૧૩ ઉપર છે તો સ્તીમર અત્યારસુધીમાં કેટલા નૉત ચાલી તે કહો.

૧૬૧૧૧૩—૧૪૧૮૧=૧૪૬૯૩૨ રેવોલ્યુશન.

૬૧×૬૦ મીનીત=૩૬૬૦ રેવોલ્યુશન દર કલાકે.

| રેવોલ્યુશન | રેવોલ્યુશન | કલાક |
|---|---|---|
| ૩૬૬૦ : | ૧૪૬૯૩૨ | :: ૧ : ૪૦.૧૪૫ કલાક સ્તીમર ચાલી |

| કલાક | કલાક | નૉત |
|---|---|---|
| ૧ : | ૪૦.૧૪૫ | :: ૧૧.૧ : ૪૪૫.૬૦૯૫ નૉત. જવાબ. |

સવારે ૬ વાગે સ્તીમર ચાલવા માંડી તે વખતે કાઉંતર ૪૦૭૯૫ ઉપર હતો, અને ઇનજીન મીનીતમાં ૬૨ રેવોલ્યુશન કરેછે તો જે વખતે કાઉંતર ૬૨૫ ઉપર આવશે તે વખતે કેટલા વાગ્યા હશે તે કહો.

૧૦૦૦૦૦+૬૨૫—૪૦૭૯૫=૫૯૮૩૦ રેવોલ્યુશન.

| રેવોલ્યુશન | રેવોલ્યુશન | મીનીત |
|---|---|---|
| ૬૨ : | ૫૯૮૩૦ | :: ૧ : ૧૬ ક. ૫ મી. |

| | કલાક | મીનીતે | |
|---|---|---|---|
| | ૬ | ૦ | સ્તીમર ચાલવા માંડી |
| | ૧૬ | ૫ | સુધી સ્તીમર ચાલી. |
| | ૨૨ | ૫ | |
| બપોર | ૧૨ | ૦ | |
| | ૧૦ | ૫ | કલાક મીનીત ૧૦—૫ રાતના. જવાબ. |

એક પૅડલ વ્હીલનો દાયમેતર ૧૫ ફીટ છે, અને નૉતની લંબાઈ ૬૦૮૦ ફીટ છે. હવે જો કલાકમાં ૧૦ નૉતની ઝડપ હોય તો રેવોલ્યુશન કેટલાં હશે?

૩.૧૪૧૬     ૧૦ નૉત=૧૦×૬૦૮૦=૬૦૮૦૦.
૧૫ ફીટ

૪૭.૧૨૪૦ વ્હીલનો સરકમફરંસ.

| ફીટ | ફીટ | રેવોલ્યુશન |
| --- | --- | --- |
| ૪૭.૧૨૪૦ : ૬૦૮૦૦ | :: ૧ : | ૧૨૯૦.૨ રેવોલ્યુશન. જવાબ. |

**દાખલો:**—એક પૅડલ વ્હીલનો દાયમેતર ૨૪ ફીટ છે, અને નૉતની લંબાઇ ૬૦૮૦ ફીટ છે. હવે જો કલાકમાં ૯ નૉતની ઝડપ હોય તો રેવોલ્યુશન કેટલાં હશે?

જવાબ. ૭૨૫.૭.

**દાખલો:**—જો સ્ક્રુનો ઘેરાવો ૨૪ ફીટ છે અને કલાકમાં ૮$\frac{1}{2}$ નૉતની ઝડપ છે, તો રેવોલ્યુશન કેટલા થશે?

જવાબ. ૨૧૫૩.૩.

**દાખલો:**—જો સ્ક્રુનો ઘેરાવો ૨૩ ફીટ છે અને કલાકમાં ૮$\frac{3}{4}$ નૉતની ઝડપ છે, તો રેવોલ્યુશન કેટલા થશે?

જવાબ. ૨૩૧૩.૦૪.

પ્રોપેલરનો સ્લીપ એટલે ઇનજીનની ઝડપ અને સ્તીમરની ઝડપની વચ્ચેનો જે તફાવત તે.

એક સ્તીમરે ૪૪ માઇલની મુસાફરીમાં ૧૩૯૮૪ રેવોલ્યુશન કીધાં અને પ્રોપેલરનો ઘેરાવો ૨૦ ફીટ છે તો સ્લીપ કેટલો થયો અને સેંકડે કેટલા ટકા થયા તે કહો.

૧૩૯૮૪ રેવોલ્યુશન
૨૦ ફીટ ઘેરાવો

૨૭૯૬૮૦ ફીટ ઇનજીન ચાલ્યું.

૬૦૮૦)૨૭૯૬૮૦

૪૬ નૅાત ઇનજીન ફર્યું.

૪૬ નૅાત ઈનજીન ફર્યું –૪૪ નૅાત સ્તીમર ચાલી=૨ નૅાત સ્લીપ. ૭૦.

| નૅાત | નૅાત | નૅાત |
|---|---|---|
| ૪૬ : | ૧૦૦ | :: ૨ : ૪·૩૪ ટકા સેંકડે. જવાબ. |

એક પ્રોપેલરનો ઘેરાવો ૨૧ ફીત છે, રેવોલ્યુશન દર મીનીતમાં ૬૪ છે, અને સ્તીમર કલાકમાં ૧૧·૨૯ નૅાત ચાલેછે. હવે જો ઘેરાવો ૨૩ ફીત હોય અને રેવોલ્યુશન મીનીતમાં ૭૬ હોય અને સ્લીપ આગલના જેટલીજ હોય, તો સ્તીમર કલાકમાં કેટલા નૅાત ચાલશે?

૨૧ ફીત×૬૪ : ૨૩ ફીત×૭૬ :: ૧૧·૨૯ : ૧૪·૬૮ નૅાત. જવાબ.

એક સ્તીમર ૧૫૦૦ તન માલ એક કલાકમાં ૯$\frac{1}{4}$ નૅાતની ઝડપથી લઇ જાયછે, અને કોલસો દરરોજ ૩૦ તન બળેછે. હાલમાં તેમાં એક કમપાઉંદ ઇનજીન બેસાડેલું છે, જેની મદદથી તે સ્તીમર તેટલીજ ઝડપથી ૨૧૦૦ તન માલ લઈ જાયછે, અને કોલસો દરરોજ ૨૫ તન બળેછે, તો ૬૦૦૦ માઈલની મુસાફરીમાં દર તન માલે કેટલો કોલસો બચશે?

૯$\frac{1}{4}$ નૅાત×૨૪=૨૪×૯$\frac{1}{4}$ નૅાત એક દીવસમાં.

| નૅાત | નૅાત | દીવસ |
|---|---|---|
| ૨૪×૯$\frac{1}{4}$ : | ૬૦૦૦ :: | ૧ :૨૭·૦૨૭ દીવસ મુસાફરીમાં જશે. |

૩૦ તન–૨૫=૫ તન કોલસો હાલમાં દરરોજ બચેછે.

| દીવસ | દીવસ | તન |
|---|---|---|
| ૧ : | ૨૭·૦૨૭ : | ૫ : ૧૩૫·૧૩૫ તન કોલસો બચશે. |

| તન માલ | તન માલ | તન કોલસો |
|---|---|---|
| ૨૧૦૦ : | ૧ :: | ૧૩૫·૧૩૫ : ·૬૪૩૫ તન કોલસો એક તન માલે બચશે. |

## બૉઇલરનાં જોર અને દબાણને લગતા દાખલાઓ.

એક બૉઇલરના સ્તે ૧½ ઇંચ દાયમેતરમાં છે, અને એક સેંતરથી બીજા સેંતર સુધી ૧૫ ઇંચિ દુર છે. હવે જો સ્તે ઉપર દર સ્કુવેર ઇંચે (સેકશનમાં) ૪૮૦૦ પાઉંદનું જોર પડેછે, તો બૉઇલરમાં દબાણ કેટલું હશે ?

૧૫″×૧૫″=૨૨૫ સ્કુવેર ઇંચિ બૉઇલરની સપાટી એક સ્તે બચાવી રાખેછે.

૧·૫″×૧·૫″×·૭૮૫૪=૧·૭૬૭૧૫ સ્તેનો એરીઆ

૧·૭૬૭૧૫×૪૮૦૦પાઉંદ=૮૪૮૨·૩૨ પાઉંદ (એક સ્તે ઉપર પડતું જોર)

| સ્કુ:ઇંચ | | સ્કુ:ઇંચ | | પાઉંદ | |
|---|---|---|---|---|---|
| ૨૨૫ | : | ૧ | :: | ૮૪૮૨·૩૨ | : ૩૭·૬ પાઉંદ દર સ્કુ ઇંચે. જવાબ. |

એક બૉઇલરનું સપાટ તળીઊં ૧૮૬ સ્કુવેર ફીત છે, અને સ્તીમનું દબાણ દર સ્કુવેર ઇંચે ૩૦ પાઉંદ છે. બૉઇલરમાં ૭ સ્તેની હાર છે, અને દરેક હારમાં ૯ સ્તે છે. હવે જો સ્તેના દર સ્કુવેર ઇંચ સેકશને ૫૦૦૦ પાઉંદનુ જોર પડતું હોય, તો દરેક સ્તેનો દાયમેતર કેટલો હશે તે કહો.

૧૮૬ સ્કુ: ફીત=૧૮૬×૧૪૪=૨૬૭૮૪ સ્કુ:ઇંચ.

**નોત.**

બૉઇલરના તળીયાની દરેક બાજુ પણ બૉઇલરને બચાવી રાખેછે, માટે દરેક બાજુ ½ સ્તેના જેટલું જોર રાખેછે એમ ગણવામાં આવે છે. માટે સ્તેની હાર ૭+૧=૮ ગણવી અને દરેક હારમાં ૯+૧=૧૦ સ્તે ગણવા

હવે ૮ હાર × ૧૦ સ્તે=૮૦ સ્તે

૮૦)૨૬૭૮૪ સ્કુ: ઇંચ

---

૩૩૪·૮ સ્કુ:ઇંચ બૉઇલરની સપાટી એક સ્તે બચાવી રાખેછે.

૩૩૪·૮×૩૦ પાઉંદ=૧૦૦૪૪ પાઉંદ દબાણ દરેક સ્તેની ઉપર પડેછે.

| પાઉંદ | | પાઉંદ | | સ્કુ:ઇંચ | |
|---|---|---|---|---|---|
| ૫૦૦૦ | : | ૧૦૦૪૪ | :: | ૧ | : ૨·૦૦૮૮ સ્કુ: ઇંચિ (સ્તેનો એરીઆ). |

૨.૦૦૮૮÷.૭૮૫૪=૨.૫૬ (સ્તેના દાયમેતરનો સ્કુવેર)

```
    ૨.૫૬(૧.૬
    ૧                     ૧.૬ ઈંચિ દાયમેતર. જવાબ.
   ------
૨૬ | ૧૫૬
   | ૧૫૬
   -----
```

**દાખલો :**— એક બૉઈલરનું સપાટ તળીયું ૨૦૮ સ્કુવેર ફીત છે, અને દબાણ દર સ્કુવેર ઈંચે ૩૦ પાઉંદ છે. સ્તેની હારો ૮ છે, અને દરેક હારમાં ૮ સ્તે છે. હવે જો સ્તેના દર સ્કુવેર ઈંચિ સેકશને ૫૦૦૦ પાઉંદનું જોર પડતું હોય, તો દરેક સ્તેનો દાયમેતર કેટલો હશે તે કહો.

જવાબ ૧.૬૮ ઈંચિ.

એક બૉઇલરના સ્તે ૧૫ ઈંચિ દુર છે, અને તેમાંનો એક સ્તે ભાગી જવાના સબબથી તેની આજુબાજુના ૪ સ્તે ઉપર વધારે જોર પડવા લાગ્યું છે. દરેક સ્તેનો દાયમેતર ૨$\frac{૧}{૨}$ ઈંચિ છે, અને દર સ્કુવેર ઈંચ દબાણ ૬૦ પાઉંદ છે. હવે જો બાકીના દરેક સ્તે ઉપર $\frac{૧}{૪}$ દબાણ વધારે થયું હોય, તો દર સ્કુવેર ઈંચે કેટલું દબાણ થશે?

૧૫"×૧૫"×૬૦ પાઉંદ=૧૩૫૦૦ પાઉંદ (દરેક સ્તેની ઉપર પડતું જોર).

૧$\frac{૧}{૨}$"×૧$\frac{૧}{૨}$"×.૭૮૫૪=૧.૭૬૭૧૫ સ્કુવેર ઈંચિ (દરેક સ્તેના સેકશનનો એરીઆ).

સ્કુ: ઈંચિ  સ્કુ: ઈંચ  પાઉંદ.

૧.૭૬૭૧૫ : ૧ :: ૧૩૫૦૦ : ૭૬૩૯ પાઉંદ (સ્તે ભાગી જવા અગાઉ દર સ્કુ ઇંચે પડતું જોર).

૭૬૩૯ +($\frac{૧}{૪}$×૭૬૩૯)=૧૦૧૮૫ પાઉંદ (સ્તે ભાગી જવા પછી દર સ્કુવેર ઇંચે પડતું જોર).

એક બૉઇલરનું સપાટ તળીયું ૧૯ ફીત ૨ ઇંચ લાંબું અને ૬ ફીત ૯ ઈંચ પહોળું છે, અને બૉઈલરમાં સ્તીમનું દર સ્કુવેર ઈંચે દ–

બાણુ ૨૦ પાઉંદ છે. બૉઇલરમાં પાણીની ઉંચાઈ ૧૦ ફીત ૭ ઈંચ છે, તો તે તળીયા ઉપર એકંદર દબાણુ કેટલું પડતું હશે ? અને જો સ્તે ના દર સ્કુવેર ઈંચ સેકશને ૫૦૦૦ પાઉંદનું જોર ગણીએ, તો ૧·૩ ઈંચ દાયમેતરવાલા સ્તે કેટલા જોઈશે ?

૧૦ ફીત ૭ ઈંચિ પાણી = ૧૦·૫૮૩ ફીત

૨·૩૦૫ ફીત ઉંચાઈવાલા પાણીનું દબાણુ ૧ પાઉંદ છે.

ફીત ફીત પાઉંદ

૨·૩૦૫ : ૧૦·૫૮૩ :: ૧ : ૪·૫૯ પાઉંદ (દર સ્કુ ઈંચે પાણીનું દબાણુ)

૨૦· પાઉંદ (દર સ્કુ ઈંચે સ્તીમનું દબાણુ)

૨૪·૫૯ પાઉંદ (દર સ્કુ ઈંચે એકંદર દબાણુ)

૧૯′–૨″×૬′–૯″=૧૮૬૩૦ સ્કુવેર ઈંચિ (બૉઇલરના એરીઆ).

સ્કુ: ઈંચિ સ્કુ: ઈંચ પાઉંદ

૧ : ૧૮૬૩૦ :: ૨૪·૫૯ : ૪૫૮૧૧૧·૭૦ પાઉંદ (તળીયા પર પડતું દબાણુ) જવાબ.

૧·૩ ઈંચિ સ્તેનો દાયમેતર.

૧·૩″×૧·૩″×·૭૮૫૪=૧·૩૨૭૩૨૬ સ્કુ: ઇંચ સ્તેનો એરીઆ.

સ્કુ:ઇંચ સ્કુ: ઈંચિ પાઉંદ

૧ : ૧·૩૨૭૩૨૬ :: ૫૦૦૦ : ૬૬૩૬·૬૩ પાઉંદ (દરેક સ્તે ઉપર પડતું જોર)

પાઉંદ પાઉંદ સ્તે

૬૬૩૬·૬૩ : ૪૫૮૧૧૧·૭ :: ૧ : ૬૯·૦૨ સ્તે જવાબ.

એક બૉઈલરમાંની ત્યુબોનો દાયમેતર ૩ ઈંચિ,.લંબાઇ ૮ ફીત ૬ ઇંચ અને સંખ્યા ૮૦ છે, અને પ્લેતો ૧૨ ફીત ૬ ઇંચ લાંબી અને ૮ ફીત ૨ ઈંચ પહોળી છે, તો તે બૉઈલરમાં ત્યુબ અને ત્યુબ પ્લેતોની હીતીગ સરફેસ કેટલી હશે?

૩²×·૭૮૫૪=૭·૦૬૮૬ સ્કુવેર ઇંચ (એક ત્યુબનો ગાળો).

૭·૦૬૮૬×૮૦ ત્યુબો=૫૬૫·૪૮૮૦ સ્કુવેર ઇંચ (૮૦ ત્યુબોના ગાળા)

૧૨′–૬″×૮′–૨″= ૧૫૦ ઈંચિ × ૯૮ ઇંચ

૧૫૦×૯૮=૧૪૭૦૦ સ્કુવેર ઇંચ (એક પ્લેતનો એરીઆ).

હવે, ૧૪૭૦૦માંથી ત્યુબોના ગાળા બાદ કરો એટલે એક પ્લેતની હીતીંગ સરફેસનો એરીઆ મળશે.

૧૪૭૦૦–૫૬૫·૪૮૮=૧૪૧૩૪·૫૧૨ સ્કુ ઈંચિ (એક પ્લેતની હીતીંગ સરફેસનો એરીઆ).

૧૪૧૩૪·૫૧૨×૨=૨૮૨૬૯·૦૨૪ સ્કુ ઈંચિ (બેઉ પ્લેતોની હીતીંગ સરફેસનો એરીઆ)

૩″×૩·૧૪૧૬×૮′–૬″=૩″×૩·૧૪૧૬×૧૦૨″

૩″×૩·૧૪૧૬×૧૦૨″=૯૬૧·૩૨૯૬ સ્કુવેર ઇંચ (એક ત્યુબની હીતીંગ સરફેસ).

૯૬૧·૩૨૯૬×૮૦=૭૬૯૦૬·૩૬૮ સ્કુવેર ઇંચ (૮૦ ત્યુબોની હીતીંગ સરફેસ).

૨૮૨૬૯·૦૨૪ સ્કુ: ઈંચ (પ્લેતોની સરફેસ)

૭૬૯૦૬·૩૬૮ સ્કુ: ઇંચ (ત્યુબોની સરફેસ)

૧૪૪) ૧૦૫૧૭૫·૩૯૨ સ્કુ: ઇંચ

૭૩૦·૪૮૪૬ સ્કુ: ફીત. જવાબ.

**દાખલો :**—એક બૉઈલરમાં ૩૭૦ ત્યુબો છે, અને તેનો દાયમેતર ૩ ઈંચ અને લંબાઇ ૬ ફીત ૨ ઇંચ છે. પ્લેતો ૧૨ ફીત ૪ ઇંચ લાંબી અને ૫ ફીત ૬ ઈંચ પહોલી છે, તો તે બૉઈલરમાં ત્યુબોની અને ત્યુબ પ્લેતોની હીતીંગ સરફેસ કેટલી હશે તે કહો.

જવાબ ૧૮૯૧·૩૬૨ સ્કુવેર ફીત.

## સપાટ તળીયાના બૉઈલરો ઉપર પડતું દબાણ.

એક સપાટ તળીયાનું બૉઇલર ૧૪ ફીત ૬ ઇંચ લાંબું અને ૧૦ ફીત ૭ ઇંચ પહોળું છે, અને તેમાં પાણીની ઉંચાઇ ૧૦ ફીત ૬ ઈંચ છે. બૉઇલરમાં સ્તે ૬૫ છે, અને દરેકનો દાયમેતર ૧$\frac{3}{4}$ ઈંચ છે.

હવે જો સ્તે દર સ્કુવેર ઈંચ સેકશને ૫૦૦૦ પાઉંદનું દબાણ ખમી શકે છે, તો દર સ્કુવેર ઇંચે બાઇલિરમાં સ્તીમનું દબાણ વગર ધાસ્તીએ કેટલું રાખી શકાએ?

(૧) બૉઈલરની લંબાઇ અને પહોળાઈનો ગુણાકાર કરો એટલે એરીઆ મળશે. એરીઆને સ્તેની સંખ્યાએ ભાગો. જે આવશે તે બૉઇલરનો એક સ્તેએ બચાવી રાખેલો ભાગ.

૧૪′–૬″×૧૦′–૭″=૨૨૦૯૮ સ્કુવેર ઇંચ (બૉઈલરના તળીયાનો એરીઆ).

૬૫) ૨૨૦૯૮

૩૩૯.૮ અથવા ૩૪૦ સ્કુ ઇંચ એક સ્તે બચાવી રાખશે.

(૨) સ્તેના દાયગેતરનો સ્કુવેર કરીને તેને .૭૮૫૪ એ ગુણો એટલે સ્તેના સેકશનનો એરીઆ આવશે. તે એરીઆને સ્તેની ઉપર દર સ્કુવેર ઇંચે પડતા દબાણે ગુણો. જે આવશે તે એક સ્તે ઉપર પડતું દબાણ.

૧.૨૫×૧.૨૫×.૭૮૫૪×૫૦૦૦ પાઉંદ=

૬૧૩૫.૯૩૭૫ પાઉંદ (એક સ્તે ઉપર પડતું દબાણ).

(૩) પછી, (૧) ના સ્કુવેર ઇંચે (૨) ના પાઉંદને ભાગો. જે આવશે તે બૉઇલર પર દર સ્કુવેર ઈંચે પડતું સ્તીમ અને પાણીનું ભેગું દબાણ.

૬૧૩૫.૯૩૭૫÷૩૪૦=૧૮ પાઉંદ દર સ્કુવેર ઈંચે.

(૪) ઉપલામાંથી પાણીનું દબાણ બાદ કરો એટલે ફક્ત સ્તીમનું દબાણ આવશે.

૨.૩૦૫ ફીત ઉંચો પાણીનો જથ્થો ૧ પાઉંદનું દબાણ કરે છે, તો ૧૦.૫ ફીત ઉંચું પાણી કેટલું દબાણ કરશે?

| ફીત | ફીત | પાઉંદ |
|---|---|---|
| ૨.૩૦૫ : | ૧૦.૫ :: | ૧ |

$$\frac{૧૦.૫}{૨.૩૦૫}$$ =૪.૫ પાઉંદ પાણીનું દબાણ.

૧૮ પાઉંદ સ્તીમ અને પાણીનું દબાણ
-૪.૫ પાઉંદ ફકત પાણીનું દબાણ.

૧૩.૫ પાઉંદ સ્તીમનું દબાણ. જવાબ.

## ગોળ બૉઇલરો ઉપર પડતું દબાણ.

એક ગોળ બૉઇલરનો દાયમેતર ૧૨ ઇંચ અને પ્લેતની જાડાઇ $\frac{૭}{૧૬}$ ઇંચ છે, તો તે કેટલું દબાણ ખમી શકશે ?

સાધારણ રીતે દર સ્કુવેર ઈંચપર ૨૩ તનનું (સ્ત્રેન) જોર ગણવામાં આવે છે, અથવા વત્તામાં વત્તું ૨૩ તનનું જોર તે ખમી શકે છે.

**રૂલ:—**

$$P = \frac{S \times ૨\,t''}{d''}$$

P=દબાણ.
S=દર સ્કુવેર ઈંચપર પડતું સ્ત્રેન.
t=પ્લેતની જાડાઈ (ઈંચમાં).
d=બૉઈલરનો દાયમેતર (ઈંચમાં).

$$P = \frac{S \times ૨\,t''}{d''}$$ માટે હવે દાખલા પ્રમાણે

$$P = \frac{૨૩ \text{ તન} \times ૨ \times \frac{૭}{૧૬} \text{ ઈંચ}}{૧૪૪ \text{ ઈંચ}} = ૬૨૬ \text{ પાઉંદ જવાબ.}$$

જો બૉઇલર સાંધણ વગરનું હોય, તો દર સ્કુવેર ઈંચે ૬૨૬ પાઉંદના દબાણથી બૉઇલર ફાટી જશે. એ દબાણને બરસ્તીંગ પ્રેશયર (ફાડી નાખનારૂં દબાણ) કહે છે. પણ બૉઇલર કદીબી સાંધણ વગરનું બની શકે નહીં, માટે સાંધણ આગળ રીવેત કરવાને સારૂં કાણાં પાડેલાં હોય છે તે ભાગો વધારે નબળા હોય છે.

બૉઇલરના બીજા ભાગો ફુટી જવા આગમજ ૬૨૬ પાઉંદનું દબાણ ખમશે, પણ સાંધણુ નબળી હોવાને લીધે જો દબ્લ રીવેત કીધેલા હશે તો સેંકડે ૭૦ ટકા જેટલું દબાણ ખમશે, અને સીંગલ રીવેત હશે તો ૫૬ ટકા જેટલું ખમશે.

ઉપલા દાખલામાં સમજો કે દબ્લ રીવેત છે.

૧૦૦ : ૬૨૬ : : ૭૦ : '૪૩૮·૨ પાઉંદ એ સાંધણુ આગળનો બરસ્તીંગ પ્રેશયર થયો.

બૉઇલરમાં સ્તીમનું દબાણ બરસ્તીંગ પ્રેશયરના જેટલું કદી રાખી શકાએ નહીં, કારણકે તે પ્રેશયર બૉઇલરને ફાડી નાખ્યા વગર રહે નહીં. બૉઇલરમાં જે ચાલુ સ્તીમનું દબાણ રાખવામાં આવે છે તેને વર્કીંગ પ્રેશયર (ચાલુ કામમાં આવતું દબાણ) કહે છે. બૉઈલરની બનાવટ અને મજબુતી પ્રમાણે વર્કીંગ પ્રેશયર બરસ્તીંગ પ્રેશયરના કરતાં $\frac{૧}{૫}$ થી $\frac{૧}{૬}$ જેટલો રાખવામાં આવે છે.

$$૪૩૮·૨૦ \times \frac{૧}{૫}$$

$$૫)\ ૪૩૮·૨૦$$

$$૮૭\frac{૩}{૫} = \text{વર્કીંગ પ્રેશયર}$$

ઉપર બતાવેલો ફૉરમ્યુલા બે રીતે લખી શકાય છે.

$$P = \frac{S \times ૨\, t''}{d''} \text{ અથવા } P = \frac{૨\, S \times t''}{d''}.$$

એ ફૉરમ્યુલા બરસ્તીંગ પ્રેશયર અને વર્કીંગ પ્રેશયર એ બેઉને માટે વપરાય છે. જ્યારે પહેલાંને મા. વપરાય છે ત્યારે દર સ્કુવેર ઇંચ સેકશને S એટલે સ્ત્રેન (જોર) ૨૩ તન ગણવામાં આવે છે, અને જ્યારે બીજાને માટે વપરાય છે ત્યારે બોર્દના ઠરાવ પ્રમાણે S ૫૦૦૦ પાઉંદ ગણવામાં આવે છે. માટે,

$$P = \frac{૨ \times ૫૦૦૦ \times t''}{d''}$$

એ ઉપરથી નીચલી રૂલ નીકળે છે:—

પ્લેતની (ઇચમાં) જાડાઇને ૧૦૦૦૦ એ ગુણો અને તેને ( ' દાયમેતરે ભાગો એટલે વર્કીંગ પ્રેશયર આવશે.

ઉપલા દાખલામાં—

$$\frac{\text{૧૦૦૦૦} \times \frac{\text{૭}}{\text{૮}} \text{ ઇંચ}}{\text{૧૪૪ ઈંચ}} = \text{૬૦.૭૬ પાઉંદ}$$

એવડા આપ અને એવડા રીવેત મારેલા ઘણીજ સરસ બનાવટના બૉઈલરના વર્કીંગ પ્રેશયરને માટે નીચલી ફૉરમ્યુલા વપરાય છે.

$$\frac{S \times d'}{\text{૧૦૦૦}} = t''$$

S = વર્કીંગ પ્રેશયર.

t = પ્લેતની જાડાઈ (ઈંચમાં).

d =બૉઈલરનો દાયમેતર (ફીતમાં).

**દાખલો:**—એક બૉઇલરનો દાયમેતર ૧૨ ફીત છે, અને પ્લેતની જાડાઇ $\frac{\text{૭}}{\text{૮}}$ ઈંચિ છે તો તેનો વર્કીંગ પ્રેશયર કેટલો હશે? (બૉઈલર ઉપલી બનાવટનું છે)

$$\frac{S \times \text{૧૨}}{\text{૧૦૦૦}} = \text{.૮૭૫} \qquad \frac{\text{૭}}{\text{૮}} = \text{.૮૭૫}$$

અથવા $S \times \text{૧૨} = \text{.૮૭૫} \times \text{૧૦૦૦} = \text{૮૭૫}$.

માટે $S = \frac{\text{૮૭૫}}{\text{૧૨}} = \text{૭૨}\frac{\text{૧૧}}{\text{૧૨}}$ પાઉંદ દર સ્કુવેર ઈંચિ.

અથવા વધારે સહેલી રીત એ છે, કે પ્લેતની જાડાઇનાં જે ઇંચ હોય તેના દેસીમલ કરવા. પછી દેસીમલનું પોઈંત ત્રણ આંકડા છોડીને જમણા હાથ ઉપર માંડવું અને પછી તેને દાયમેતર જેટલા ફીત હોય તેટલાએ ભાગવા.

ઉપલા દાખલામાં દેસીમલ .૮૭૫ છે. પોઈંત ત્રણ આંકડા છોડી-

ને જમણા હાથ ઉપર માંડશો એટલે ૮૭૫ આવશે. તેને (દાયમેતર) ૧૨ રીતે ભાગો, એટલે ૭૨.૯૧૬ આવશે.

બૉઈલરની સાંધણોની મજબુતી નીચલી રૂલ ઉપરથી શોધી કાહડવામાં આવેછે (દબ્લ રીવેત હોય ત્યારે.)

બૉઇલરના કોઈબી બે રીવેતોની વચ્ચેના તફાવતને 'પીચ' કહેછે.

$$\frac{(\text{પીચ–રીવેતનો દાયમેતર}) \times ૧૦૦}{\text{પીચ}} = \text{સાંધણ આગળની પ્લેતની મજબુતી}$$

(બૉઈલરની પ્લેતની મજબુતી ૧૦૦ ગણીએ તો).

$$\frac{(\text{રીવેતોનો એરીઆ} \times \text{રીવેતોની હારની સંખ્યા}) \times ૧૦૦}{\text{પીચ} \times \text{પ્લેતની જાડાઈ}} = \text{રીવેતોની મજબુતી}$$

(બૉઇલિરની પ્લેતની મજબુતી ૧૦૦ ગણીએ તો).

એ બે આંકડાઓમાંથી જે ઓછી રકમ હોય તે સાંધણની મજબુતીને માટે ગણત્રીમાં લેવી.

**દાખલો :**—એક દબ્લ રીવેતની સાંધણમાં રીવેત ૧$\frac{૬}{૮}$ ઇચ દાયમેતરમાં છે અને પીચ ૪ ઇચ છે. પ્લેતની જાડાઇ ૧ ઇંચિ છે, તો બૉઇલરની પ્લેતના જોરની સાથે સરખાવતાં સાંધણ આગળની પ્લેત અને રીવેતોનું જોર સેંકડે કેટલા ટકા હશે ?

ઉપલી રૂલ પ્રમાણે–

$$\text{પ્લેત} \quad \frac{૪-૧\frac{૬}{૮}}{૪} \times ૧૦૦ = \qquad \frac{૧૬-૧૧}{૧૬} \times ૧૦૦ =$$

૬૮$\frac{૩}{૪}$ ટકા સાંધણ આગળની પ્લેતની મજબુતી.

$$\text{રીવેત.} \quad \frac{૧\frac{૬}{૮} \times ૧\frac{૬}{૮} \times .૭૮૫૪ \times ૨ \times ૧૦૦}{૪\times૧} = ૬૧.૫ \text{ ટકા રીવેતની મજબુતી.}$$

**દાખલો :**—એક સાંધણમાં રીવેતની ત્રણ હાર છે. રીવેતનો દાયમેતર ૧$\frac{૧}{૮}$ ઇંચ છે, અને પીચ ૪$\frac{૧}{૮}$ ઇચ છે. પ્લેત ૧ ઈંચિ જાડી

છે તો બૉઈલરની પ્લેતના જોરની સાથે સરખાવતાં સાંધણનું જોર સેંકડે કેટલા ટકા હશે?

પ્લેત $\frac{૪\frac{૧}{૮}-૧\frac{૧}{૮}}{૪\frac{૧}{૮}}\times૧૦૦=૭૨\cdot૭૨$ ટકા પ્લેતનું જોર

રીવેત $\frac{\cdot૯૯૪\times૩\times૧૦૦}{૪\frac{૧}{૮}-૧}=૭૨\cdot૩$ ટકા રીવેતનું જોર

એ બેમાં ઓછી રકમ ૭૨·૩ છે માટે સાંધણનું જોર પણ તેટલુંજ હશે. જવાબ ૭૨·૩ ટકા.

એક ફરનેસ ત્યુબની પ્લેતની જાડાઇ $\frac{૩}{૮}$ ઇંચ છે, લંબાઇ ૯ ફીત ૯ ઇંચ છે, અને દાયમેતર ૩ ફીત ૩ ઇંચ છે, તો તે ત્યુબ કેટલા પાઉંદનાં દબાણથી દબાઇને બેસી જશે?

રૂલ $\frac{૮૦૬૩૦૦\times t^{૨}}{DL}$

t=પ્લેતની જાડાઈ.
D=દાયમેતર (ઇંચિમાં).
L=લંબાઇ (ફીતમાં).

$\frac{૮૦૬૩૦૦\times\frac{૩}{૮}\times\frac{૩}{૮}}{૩૯\times૯\cdot૭૫}=૨૯૮\cdot૧$ પાઉંદ જવાબ.

**દાખલો:**– એક ફરનેસ ત્યુબની પ્લેતની જાડાઇ $\frac{૩}{૮}$ ઇંચ છે, દાયમેતર ૩ ફીત ૧ ઇંચિ છે, અને લંબાઈ ૬ ફીત ૯ ઇંચ છે, તો તે ત્યુબ કેટલા પાઉંદના દબાણથી દબાઈને બેસી જશે?

જવાબ. ૪૫૪ પાઉંદ લગભગ.

બૉઈલરમાંની સ્તીમનાં દબાણથી ફરનેસ ત્યુબ દબાઇને બેસી જાય નહીં, માટે બૉઇલરનો વર્કીંગ પ્રેશયર કેટલો રાખવો જોઇએ એ નીચલી રૂલ ઉપરથી માલમ પડી શકેછે.

$$\frac{\text{૯૦૦૦૦×(ફરનેસ ત્યુબની પ્લેતની જાડાઈ ઇંચમાં)}^{૨}}{\text{(લંબાઈમાં ફીતમાં + ૧) × દાયમેતર ઇંચિમાં}} = \text{દર સ્કુવેર ઇંચે વર્કીંગ પ્રેશયર}$$

જો એ રકમ નીચલી ફૉરમ્યુલા પ્રમાણે શોધી કાહડેલી રકમ કરતાં નાની હોય, તો વર્કીંગ પ્રેશયર એટલો સમજવો; પણ જો નીચલી ફૉરમ્યુલા પ્રમાણે શોધી કાહડેલી રકમ એના કરતાં નાની હોય, તો વર્કીંગ પ્રેશયર નીચલી ફૉરમ્યુલા પ્રમાણે કાહડેલી રકમ જેટલો સમજવો.

$$\frac{\text{૮૦૦૦× જાડાઈ (ઇંચમાં)}}{\text{દાયમેતર (ઈંચમાં)}}$$

જો ફરનેસ ત્યુબને મજબુતી આપવાને માટે તેની ઉપર રીંગો બેસાડેલી હોય, અથવા જો તે જુદા જુદા કકડાઓની બનાવીને તેને રીંગો વડે જોડી લીધી હોય તો દરેક રીંગની વચ્ચેનો જે અંતર તે લંબાઇ સમજવી. એક ફરનેસ ત્યુબનો દાયમેતર ૩૭ ઈંચ છે, લંબાઈ ૬ ફીત ૯ ઇંચિ છે, અને પ્લેતની જાડાઈ $\frac{૩}{૮}$ ઇંચ છે, તો વર્કીંગ પ્રેશયર કેટલો રાખવો જોઇએ ?

પહેલી ફૉરમ્યુલા પ્રમાણેઃ—

$$\frac{૯૦૦૦૦× \frac{૩}{૮} × \frac{૩}{૮}}{(૬\text{·}૭૫+૧)×૩૭} = \text{૪૪·૧ પાઉંદ.}$$

બીજી ફૉરમ્યુલા પ્રમાણેઃ—

$$\frac{૮૦૦૦×\frac{૩}{૮}}{૩૭} = \text{૮૧ પાઉંદ}$$

એ બે રકમોમાંથી જે નાની હોય તે વર્કીંગ પ્રેશયર સમજવો. ૪૪·૧ પાઉંદ એ નાની રકમ છે, માટે વર્કીંગ પ્રેશયર ૪૪·૧ પાઉંદ રાખવો જોઇએ.

એક શૅફ્તનો દાયમેતર ૯ ઇંચ છે, સીલીંદરનો દાયમેતર ૫૦ ઇંચ છે, અને સ્ત્રોકની લંબાઇ ૩૩ ઇંચ છે, તો બૉઈલરમાં પ્રેશયર કેટલો રાખવો જોઈએ ?

રૂલ:—

$$B = \frac{૨૮૮૦\ d^3}{D^2 S}$$

B = બૉઇલરમાં સ્તીમનો પ્રેશયર.

d = શૅફ્તનો દાયમેતર.

D = સીલીંદરનો દાયમેતર.

S = સ્ત્રોકની લંબાઇ (ઇંચમાં).

$$B = \frac{૨૮૮૦ \times ૯^3}{૫૦^2 \times ૩૩} = \frac{૨૦૯૯૫૨૦}{૮૨૫૦૦} = ૨૫{\cdot}૪૪$$ પાઉંદ. જવાબ

એક ક્રૅંક શૅફ્ત ૧૫ ઈંચિ દાયમેતરમાં છે, સ્ત્રોકની લંબાઈ ૩ ફીત ૬ ઈંચિ છે, અને સ્તીમનું દબાણુ ૩૦ પાઉંદ છે, તો નીચલા ફૉરમ્યુલા પ્રમાણે ગણુતાં એ શૅફ્તને લાયકનું સીલીંદર કેટલા ઈંચિ દાયમેતરવાલું જોઈશે ?

ફૉરમ્યુલા :—

$$\frac{૬{\cdot}૫૫\ d^3}{l} = D^2$$

d=ક્રૅંક શૅફ્તનો દાયમેતર.

l=સ્ત્રોકની લંબાઇ (ફીતમાં).

D=સીલીંદરનો દાયમેતર.

$$\frac{૬{\cdot}૫૫ \times ૧૫ \times ૧૫ \times ૧૫}{૩{\cdot}૫} = ૬૩૧૬{\cdot}૦૭$$ દાયમેતરનો સ્કુવેર

$$\sqrt{૬૩૧૬{\cdot}૦૭} = ૭૯{\cdot}૪૭$$ ઈંચિ દાયમેતર. જવાબ.

એક કમબસશન ચેમબરની પ્લેતની જાડાઇ ½ ઇચ છે, અને સ્તે એક બીજાથી ૧૫ ઇંચ દુર છે, તો પ્રેશયર કેટલો રાખવો જોઇશે ?

રૂલ:—

$$B=\frac{૬૦\ (T+૧)^{૨}}{S-૬}$$

B=બૅાઇલરમાં સ્તીમનો પ્રેશયર.

T=પ્લેતની જાડાઈ (ઇંચના સોળમા ભાગમાં).

S=એક સ્તેએ બચાવી રાખેલા ભાગની સપાટી.

જાડાઇ ½ ઇંચિ અથવા $\frac{૮}{૧૬}$ ઇંચ છે, માટે T=૮

$$B=\frac{૬૦\times(૮+૧)^{૨}}{૧૫^{૨}-૬}=\frac{૬૦\times૮૧}{૨૨૫-૬}=૨૨\cdot૧૯$$ પાઉંદ. જવાબ.

એ દાખલામાં સ્તેનો દાયમેતર ઓછામાં ઓછો કેટલો રાખવો જોઇએ ?

એક સ્તે ૧૫×૧૫=૨૨૫ સ્કુવેર ઇંચિ જગા બચાવે છે.

દર સ્કુવેર ઇંચે સ્તીમનું દબાણ ૨૨·૧૯ પાઉદ છે.

૨૨૫×૨૨·૧૯=૪૯૯૨·૭૫ પાઉંદ એક સ્તે ઉપર પડતું દબાણ.

હવે બોર્દના ઠરાવ પ્રમાણે એક સ્કુવેર ઇંચિ સ્તેના સેકશન પર ૫૦૦૦ પાઉંદનું દબાણ રાખવામાં આવે છે, માટે

પાઉંદ પાઉંદ સ્કુવેર ઇંચિ

૫૦૦૦ : ૪૯૯૨·૭૫ : : ૧ : ·૯૯૮૫૫ સ્કુ. ઇંચિ સ્તેનો એરીઆ

$$\left\{\frac{\cdot૯૯૮૫૫}{\cdot૭૮૫૪}\right\}^{\frac{૧}{૨}}$$ =સ્તેનો દાયમેતર = ૧·૧ ઇંચિ. જવાબ.

જો પ્રેશયર દર સ્કુવેર ઇંચે ૩૫ પાઉંદ હોય અને પ્લેત ¾ ઇંચ જાડી હોય, તો સ્તે કેટલા દુર રાખવા જોઇએ ?

ફૅારમ્યુલા :—

$$S = \frac{૬૦\ (T+૧)^{૨}}{B} + ૬$$

S=એક સ્તેએ બચાવી રાખેલા ભાગની સપાટી.

T=પ્લેતની જાડાઇ (ઇંચિના સોળમા ભાગમાં).

B=બૉઇલરમાં સ્તીમનો પ્રેશયર.

$\frac{૩}{૪}$ ઇંચ=$\frac{૧૨}{૧૬}$ ઇંચિ, માટે T=૧૨

$$S = \frac{૬૦\ (૧૨+૧)^{૨}}{૩૫} + ૬ =$$

૨૮૯.૭૧૪૩+૬=૨૯૫.૭૧૪૩

૨૯૫.૭૧૪૩ સ્કુ. ઇંચિ એ એક સ્તેએ બચાવી રાખેલી બૉઇલરની સપાટી છે.

$\sqrt{}$૨૯૫.૭૧૪૩=૧૭.૧૯ ઇંચિ સ્તેની વચ્ચેનો તફાવત.

એમાનાં દરેક સ્તેનો દાયમેતર ઓછામાં ઓછો કેટલો હશે ?

૨૯૫.૭૧૪૩=એક સ્તેએ બચાવી રાખેલા બૉઇલરના ભાગની સપાટી.

૩૫ પાઉંદ દર સ્કુવેર ઇંચે થતું દબાણ.

૨૯૫.૭૧૪૩×૩૫=૧૦૩૫૦.૦૦૦૫ પાઉંદ દરેક સ્તે ઉપર પડતું દબાણ.

| | | | |
|---|---|---|---|
| પાઉંદ | પાઉંદ | સ્કુ. ઇંચિ | |
| ૫૦૦૦ : | ૧૦૩૫૦.૦૦૦૫ :: | ૧ | : ૨.૦૭ સ્તેનો એરીઆ |

$$\left\{\frac{૨.૦૭}{.૭૮૫૪}\right\}^{\frac{૧}{૨}} = ૧.૬૨\ \text{ઇંચ દાયમેતર}$$

એક ક્રૅંકની ઉપર લગાડેલો બૅલંસ વેત (વજન) ૧૫૦૦૦ પાઉંદ છે, અને 'ઇફેક્તીવ રેદીઅસ' ૧$\frac{૩}{૪}$ ફીત છે. રેવોલ્યુશન દર મીનીતે ૬૨ થાય છે. તે વેતને બે બોલ્તો વડે જડી લીધેલો છે. હવે જો

બોલ્તના દર સ્કુવેર ઈંચ સેકશન પર ૫૦૦૦ પાઉંદથી વધારે દબાણ નહી રાખવું હોય, તો દરેક બોલ્ત કેટલા દાયમેતરવાલો હોવો જોઇએ ?

'રેદીઅસ' એટલે સરકલના સેંતર અને સરકમફરંસની વચ્ચેનો તફાવત અથવા દાયમેતરનો અરધો ભાગ.

'ઇફેકતીવ રેદીઅસ' એટલે જે સેંતર ઉપર ક્રૅંક ફરે છે તે સેંતર અને જે પોઈંતમાં બૅલંસ વેતનું આખુ વજન સમાયલું છે તે પોઈંતની વચ્ચેનો તફાવત

**રૂલ:—**

$\frac{R^2d}{૫૮૭૦}$ એટલા ગણું બૅલંસ વેતનું વજન (અથવા ખેંચાણ કરવાની શકતી) ક્રૅંકના ગોળ ફરવાથી કરીને વધારે થાય છે.

R=દર મીનીતે થતાં રેવોલ્યુશન.

d=દાયમેતર

ઇફેકતીવ રેદીઅસ ૧$\frac{૩}{૪}$ ફીત છે, માટે દાયમેતર ૧$\frac{૩}{૪}$×૨ એટલે ૩$\frac{૧}{૨}$ ફીત થશે.

$$\frac{R^2d}{૫૮૭૦} = \frac{૬૨^૨ \times ૩\frac{૧}{૨}}{૫૮૭૦}$$ =૨·૨૯૨ ગણું વજન વધારે થશે.

૧૫૦૦૦×૨·૨૯૨=૩૪૩૮૦ પાઉંદ (બે બોલ્તો પર થતું ખેંચાણ)

$\frac{૩૪૩૮૦}{૨}$ = ૧૭૧૯૦ પાઉંદ (દરેક બોલ્ત પર થતું ખેંચાણ).

પાઉંદ  પાઉંદ  સ્કુ. ઇંચ
૫૦૦૦ : ૧૭૧૯૦ :: ૧ : ૩·૪૩૮ સ્કુ. ઈંચ દરેક બોલ્તનો એરીઆ

$\sqrt{૩·૪૩૮ \div ·૭૮૫૪}$ =૨·૦૯ ઈંચ બોલ્તનો દાયમેતર. જવાબ.

એવા દાખલાઓમાં કેટલીક વખતે નીચલો ફૉરમ્યુલા વપરાય છે.

$\frac{R^2 \times r}{૨૯૩૫}$  r = ઇફેકતીવ રેદીયસ

## શૅફ્ટો અને સળીયાઓ ઉપર પડતા સ્ટ્રેનને લગતા દાખલાઓ.

જે ખેંચાણથી એક સળીયો અથવા પ્લેત ભાગી અથવા ફાટી જાય છે તેને બ્રેકીંગ સ્ટ્રેન કહે છે.

જે દબાણથી એક સળીયો અથવા પ્લેત દબાઇને.છુંદાઈ જાય છે તેને ક્રશીંગ સ્ટ્રેન કહે છે.

જે દબાણથી એક સળીયો અથવા પ્લેત કતરાઇ જાય છે તેને શીઅરીંગ સ્ટ્રેન કહે છે.

જો ૧ ઈંચ સ્કુવેર લોખંડના સળીયાને તોડી નાખવાને માટે ૨૩ તનનું જોર જોઈએ છે, તો ૩$\frac{૩}{૪}$ ઈંચ સ્કુવેર સળીયાને તોડવાને કેટલું જોર જોઇશે ?

૩.૭૫ ઈંચ સ્કુવેર=૩.૭૫$^{૨}$=૩.૭૫×૩.૭૫

૩.૭૫×૩.૭૫=૧૪.૦૬૨૫ સ્કુ. ઇંચ સળીયાના સેકશનનો એરીઆ.

હવે ૧ સ્કુ. ઇંચે ૨૩ તનનું જોર પડવું જોઈએ.

૧૪.૦૬૨૫ સ્કુ ઈંચ×૨૩ તન = ૩૨૩.૪૩૭૫ તન. જવાબ.

એક લોખંડના સળીયાનો દાયમેતર ૨ ઈંચ છે, અને તે ૭૦ તનના વજનથી ભાગી ગયો, તો તેનો બ્રેકીંગ સ્ટ્રેન કેટલો હશે ?

૭૦÷(૨$^{૨}$×.૭૮૫૪)=૨૨.૨૮ તન દર સ્કુવેર ઈંચે.

સળીયાના સેકશનનો એરીઆ શોધી કાહડવો, અને પછી તે આખા સળીયા પર ૭૦ તનનું જોર જોઇએ છે, તો દર સ્કુવેર ઈંચે કેટલું જોઇશે તે શોધી કાહડવું.

એક કનેકતીંગ રૉદનો નાનો દાયમેતર ૮ ઈંચ છે, અને મોટો દાયમેતર ૯ ઈંચ છે, અને દર સ્કુવેર ઇંચે તે ૫૦૦૦ પાઉંદનું દબાણ વગર ધાસ્તીએ ખમી શકે છે, તો તેના પીસતન ઉપર કેટલું દબાણ રાખી શકાશે? તે પીસતનનો દાયમેતર ૭૫ ઇંચ છે.

**નોત:**—રૉદનું જોર તપાસવાને માટે તેમજ એવી બીજી ગણત્રીને માટે હમેશાં નાનો દાયમેતર લેવો જોઇએ.

$૮^{૨}$×.૭૮૫૪× ૫૦૦૦ પાઉંદ=૨૫૧૩૨૮ પાઉંદનું દબાણ રૅાદ ખમી શકશે.

$૭૫^{૨}$ ×.૭૮૫૪=૪૪૧૭.૮૭૫ સ્કુવેર ઇંચિ (પીસતનનો એરીઆ)

૨૫૧૩૨૮ પાઉંદનું દબાણ રૅાદ વગર અડચણે ખમી શકે છે, માટે પીસતન ઉપર પણ દબાણ તેટલુંજ રાખવું જોઇશે.

| સ્કુ. ઇંચિ | સ્કુ. ઇંચિ | પાઉંદ |
|---|---|---|
| ૪૪૧૭.૮૭૫ : | ૧ : | : ૨૫૧૩૨૮ : ૫૬.૮ પાઉંદ દર સ્કુ. ઇંચે |

જવાબ.

એક ઓતેલાં લોખંડના દાગીનાનો દાયમેતર ૩ ઇંચિ છે, અને ૩૫૦ તનનું વજન તેની ઉપર પડવાથી તે છુંદાઈ ગયો, તો તેનો ક્રશીંગ સ્ત્રેન કેટલો હશે?

$૩^{૨}$×.૭૮૫૪=૭.૦૬૮૬ સેકશનનો એરીઆ

| સ્કુ. ઇંચિ | સ્કુ. ઇંચ | પાઉંદ |
|---|---|---|
| ૭.૦૬૮૬ : | ૧ : | : ૩૫૦ : ૪૯$\frac{૧}{૨}$ તન દર સ્કુ ઇંચે. જવાબ. |

એક પાણીની ટાંકી ૧૨ ફીત લાંબી, ૮ ફીત પહોળી, અને ૬ ફીત ઉંડી છે, અને તેનું વજન ૫૬ તન છે. તે ટાંકી ૪ લોખંડના થાંભલા ઉપર ઉભી કીધેલી છે, જેમાંનો દરેક થાંભલો ૫ ઇંચ સ્કુવેર છે. હવે જો ટાંકી $\frac{૩}{૪}$ મીઠા પાણીથી ભરી હોય, તો તે થાંભલાઓ ઉપર દર સ્કુવેર ઇંચે કેટલું દબાણ પડશે?

૧૨×૮×($\frac{૩}{૪}$×૬)×૬૨.૫=૨૭૦૦૦ પાઉંદ (ટાંકીમાંનાં પાણીનું વજન)

૫૬ તન × ૨૨૪૦=૧૨૫૪૪૦ પાઉંદ (ટાંકીનું વજન)

૨૭૦૦૦+૧૨૫૪૪૦=૧૫૨૪૪૦ પાઉંદ એકંદર વજન.

૫×૫×૪=૧૦૦ સ્કુ ઇંચિ (ચારે થાંભલાના સેકશનનો એરીઆ).

| સ્કુ. ઇંચિ | સ્કુ. ઇંચિ | પાઉંદ |
|---|---|---|
| ૧૦૦ : | ૧ : | : ૧૫૨૪૪૦ : ૧૫૨૪.૪ પાઉંદ સ્ત્રેન દર સ્કુ.ઇંચે |

જવાબ.

નીચલા દાખલાઓમાં આપણે શીઅરીંગ સ્ત્રેન બ્રેકીંગ સ્ત્રેનના જેટલુંજ ગણશું.

એક $\frac{૭}{૮}$ ઇંચિ દાયમેતરના રીવેતને કાતરી નાખવાને માટે કેટલું જોર જોઈશે ?

બ્રેકીંગ સ્ત્રેન દર સ્કુવેર ઈંચે ૨૩ તન છે, માટે ઉપલા દાખલામાં કશીંગ સ્ત્રેન પણ ૨૩ તન ગણવો.

$\frac{૭}{૮}$×$\frac{૭}{૮}$×·૭૮૫૪=રીવેતના સેકશનનો એરીઆ.

$\frac{૭}{૮}$×$\frac{૭}{૮}$×·૭૮૫૪×૨૩ તન=૧૩·૮૩ તન. જવાબ.

સીલીંદરમાં દર સ્કુવેર ઈંચે ૭૨ પાઉંદના દબાણ વાલી સ્તીમ દાખલ કરવામાં આવેછે, અને પીસતનનો દાયમેતર ૩૨ ઇંચિ છે. ક્રૅંક પીનનો દાયમેતર ૧૦ ઇંચ છે, તો દર સ્કુવેર ઇંચે શીઅરીંગ સ્ત્રેન કેટલો હશે ?

૩૨²×·૭૮૫૪×૭૨ પાઉંદ=૫૭૯૦૫·૯૭૧૨ પાઉંદ (પીસતન ઉપર પડતું એકંદર દબાણ).

૧૦²×·૭૮૫૪=૭૮·૫૪ સ્કુવેર ઇંચ (ક્રૅંક પીનના સેકશનનો એરીઆ)

| સ્કુ:ઇંચિ | | સ્કુ:ઇંચ | | પાઉંદ | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૭૮·૫૪ | : | ૧ | :: | ૫૭૯૦૫·૯૭૧૨ | : | ૭૩૭·૨૮ પાઉંદ | જવાબ. |

એક સ્તેની લંબાઈ ૧૪ ફીત ૬ ઈંચ છે, અને તેના સેકશનના દર સ્કુવેર ઇંચે ૩ તનનું જોર પડેછે, તો તે ખેંચાણથી તે સ્તેની લંબાઇ કેટલી વધશે ?

એ દાખલો કરવાને માટે આપણે જાણવું જોઈએ, કે ૧ સ્કુવેર ઈંચે ૧ તનના વજનથી એક સળીયો કેટલો ખેંચાઈને લાંબો થઈ શકેછે.

૧૩૦૦૦ ઇંચમાં ૧ ઇંચ

અથવા તેની લંબાઇનો ·૦૦૦૦૭૫મો ભાગ.

પહેલી રીત પ્રમાણે

ઇચ ઇંચ ઇંચ
૧૩૦૦૦ : ૩ :: ૧૭૪ : ·૦૪૦૧ ઇચ જવાબ.

બીજી રીત પ્રમાણે
·૦૦૦૦૭૫×૩×૧૭૪=·૦૩૯૧૫ ઈંચ જવાબ.

એક લોહોડાંનો સળીયો ૧૨ ફીત લાંબો છે, અને તેનો તેમપરેચર ૬૦° ફ્હેરેનહીત છે, તો જ્યારે તેમપરેચર ૯૦° હશે ત્યારે તે લંબાઇમાં કેટલો વધ્યો હશે ?

૧ ઇચ લાંબો લોહોડાંનો સળીયો જ્યારે ૧° તેમપરેચરમાં વધેછે, ત્યારે તે લંબાઇમાં ·૦૦૦૦૦૬૭૮ ઇચ વધે છે.

૯૦°–૬૦°=૩૦° તેમપરેચર વધ્યો.

૧૨×૧૨=૧૪૪ ઇંચ (સળીયાની લંબાઈ)

૧૪૪×૩૦°×·૦૦૦૦૦૬૭૮=·૦૨૯૨૮૯૬ ઇચ જવાબ.

બોર્દના ઠરાવ પ્રમાણે ૧° તેમપરેચર વધેછે, ત્યારે ધાતુઓની લંબાઈ નીચે બતાવ્યા પ્રમાણે વધેછે.

| | | | | |
|---|---|---|---|---|
| ઓતેલું લોહોડું | ૧૦૦૦૦૦૦ | ઇચમાં | ૬ | ઈંચ |
| ટીપેલું લોહોડું | ,, | ,, | ૭ | ,, |
| પાણી ચઢાવ્યા વગરનું સ્તીલ | ,, | ,, | ૮ | ,, |
| પીત્તલ | ,, | ,, | ૯ | ,, |
| પાણી ચઢાવેલું સ્તીલ | ,, | ,, | ૧૦ | ,, |
| કલાઈ અને સીસું | ,, | ,, | ૧૨ | ,, |

ઉપલા દાખલામાં એ રીત પ્રમાણે ગણુતા સળીયો લંબાઈમાં કેટલો વધશે ?

૩૦° તેમપરેચર વધ્યો.

૩૦×૭=૨૧૦ ઇંચ લંબાઈમાં વધશે (૧૦૦૦૦૦૦ ઇચમાં)

૧૦૦૦૦૦૦ : ૨૧૦ :: ૧૪૪ : ·૦૩૦૨૪ ઇંચ. જવાબ.

એક સીલીંદરના કવરનો દાયમેતર ૫૦ ઇચ છે. બૉઇલરમાં સ્તી-

મનું દબાણ ગેજ ૫૦ પાઉંદ બતાવેછે, તો તે સીલીંદરના કવરને માટે ૧½ ઇંચ દાયમેતર વાલા કેટલા બોલ્તો જોઈશે કે જેથી બોલ્તના સેકશનપર દર સ્કુવેર ઈંચે ૨૦૦૦ પાઉંદ કરતા વધારે જોર નહી પડે.

$૫૦^2$×.૭૮૫૪×૫૦ પાઉંદ = એકંદર દબાણ

(૧½ ઈંચિ)$^2$×.૭૮૫૪×૨૦૦૦ પાઉંદ=એક બોલ્તપર પડતું દબાણ.

(૧½)$^2$×.૭૮૫૪×૨૦૦૦ : $૫૦^2$×.૭૮૫૪×૫૦ :: ૧ બોલ્ત

$$\frac{૫૦^2 \times .૭૮૫૪ \times ૫૦}{(૧\frac{૧}{૨})^2 \times .૭૮૫૪ \times ૨૦૦૦} = ૨૭.૭ \text{ જવાબ.}$$

એક પીસતનનો દાયમેતર ૭૫ ઈંચિ છે, અને સ્તીમનું દબાણ દર સ્કુવેર ઈંચે ૨૧½ પાઉંદ છે. જો કઁક પીનનો દાયમેતર ૧૨ ઇંચ હોય, અને દર સ્કુવેર ઈંચે ૭૦૦ પાઉંદ કરતા વધારે જોર નહી પડવા દેવું હોય, તો કઁક કેટલી લંબાઈ સુધી અંદર બેસાડેલી હશે ?

.$૭૫^2$×.૭૮૫૪× ૨૧.૫=૯૪૯૮૪.૩૧૨૫ પાઉંદ ( પીસતન ઉપર પડતું દબાણ).

| પાઉંદ | | પાઉંદ | | સ્કુ:ઇંચ | | |
|---|---|---|---|---|---|---|
| ૭૦૦ | : | ૯૪૯૮૪.૩૧૨૫ | :: | ૧ | : | ૧૩૫.૬૯ સ્કુ. ઈંચ (કઁકના અંદર બેસાડેલા ભાગના સેકશનનો એરીઆ.) |

૧૩૫.૬૯÷૧૨ ઇંચ=૧૧.૩૦ ઈંચ. જવાબ.

## ફ્રીકશન. (ઘસારો)

એક ભારી વજનને સપાટ જગા ઉપર મુકીને ચલાવતી વખતે જોર કરવું પડેછે તેનું કારણ ફ્રીકશન છે. અખતરાઓ ઉપરથી એવું નક્કી થયું છે, કે ફ્રીકશન વસ્તુના વજનના પ્રમાણમાં હોય છે, અને જેમ ઝડપ અથવા ઘસાતી સપાટી વધારવામાં આવેછે તેમ તેમાં વધારો થતો નથી.

દાખલા તરીકે, એક સરખા રસ્તા ઉપર એક તનનું વજન ઘસડવાને માટે ૭૪ પાઉંદનું જોર જોઇએછે અથવા તે વજનના $\frac{૧}{૩૦}$

ભાગ જેટલું જોર કીધાથી તે વજન ઘસડાઇ શકેછે. એક આગગાડી-ની રેલ ઉપર એક તનનું વજન ઘસડવાને માટે ૮ પાઉંદનું જોર કરવું પડેછે અથવા તે વજનના ૧/૨૮૦ ભાગ જેટલું જોર કીધાથી તે વજન ઘસડાઈ શકેછે. હવે એ ફ્રૅકશનો ૧/૩૦ અને ૧/૨૮૦ ફ્રીકશનનાં કોઇફીશીયંત કહેવાયછે.

## ઇનજીનનું એકંદર ફ્રીકશન શોધી કાહડવા વીષે.

કોઇપણ ઇનજીનનાં જોરમાં નીચલાં કારણોથી નુકસાન અથવા ઘટાડો થાય છેઃ—

બૅક પ્રેશયર.

ઇનજીનનાં ભાગોમાં થતો ઘસારો.

નૉન કનદેનસીંગ ઇનજીનમાં બૅક પ્રેશયર ૧૫ પાઉંદ હોયછે, અને કનદેનસીંગ ઈનજીનમાં ઘૅણું કરીને ૨ અથવા ૨½ પાઉંદ હોયછે.

જો ઈનજીનને સાંચાથી છુટું કરીને ચલાવ્યું હોય તો પીસતન ઉપર ૧ પાઉંદનો ઘસારો ઘણું કરીને થાયછે, અને જો સાંચા સાથે ચલાવ્યું હોય તો ઘણું કરીને ઇફ્રેકતીવ પ્રેશયર (અસરકારક દબાણ) નો ૧/૩ ભાગ ઘસારામાં જાયછે.

જો સ્તીમ ગેજ ૬૦ પાઉંદ દેખાડેછે અને વેકયુમ ગેજ ૨૬ ઈંચ ઉપર છે, અને ઈનજીનને ચલાવતી વખતે સાંચાઓથી છુટું પાડેલું છે તો ઇફ્રેકતીવ પ્રેશયર કેટલો થશે ?

૬૦+૧૫ પાઉંદ = ૭૫ પાઉંદ ગ્રોસ પ્રેશયર

એમાંથી ૨ પાઉંદનું દબાણ બૅક પ્રેશયરને લીધે, અને ૧ પાઉંદનું દબાણ ખાલી ઈનજીનના ભાગોના ઘસારાને લીધે ઓછું થશે.

૩૦ ઇંચ − ૨૬ ઇંચ = ૪ ઇંચ બૅક પ્રેશયરનું દબાણ.

૪ ઈંચ = ૨ પાઉંદ બૅક પ્રેશયર

+ ૧ પાઉંદ ઘસારો

---

૩ પાઉંદ એકંદર જોરનું નુકસાન.

૭૫–૩=૭૨ પાઉંદ ઈફેકતીવ પ્રેશયર.

હવે જો સાંચા સાથે ઈનજીન ચલાવ્યું હોય, તો કેટલા પાઊંદ સ્તીમનું દબાણ ઉપ્યોગમાં આવશે અને કેટલા પાઊંદ ઘસારામાં જશે?

$\frac{૧}{૭}$ ભાગ = સાંચાનો ઘસારો

૧+$\frac{૧}{૭}$=૭૨ પાઊંદ એકંદર દબાણ

માટે $\frac{૮}{૭}$=૭૨ પાઊંદ

૭૨×$\frac{૭}{૮}$=૬૩ પાઊંદ ઉપ્યોગમાં આવતું દબાણ.

સ્તીમ ગેજ ૩૦ પાઊંદ દેખાડેછે, અને વેકયુમ ગેજ ૨૫ ઈંચિ ઉપર છે, તો સ્તીમનું કેટલા પાઊંદ દબાણ ઉપ્યોગમાં આવશે?

જવાબ ૩૬.૩ પાઊંદ.

ઉપલા દાખલામાં ૬૩ પાઊંદ ઉપ્યોગમાં આવતું દબાણ છે, અને ૨ પાઊંદ બૅક પ્રેશયર છે, તો ફાઇનલ પ્રેશયર (છેડા પર થતું દબાણ) શું હશે?

બૅક પ્રેશયર +૧ પાઊંદ +$\frac{૧}{૭}$ ઉપ્યોગમાં આવતું દબાણ=
ફાઇનલ પ્રેશયર.

૨ પાઊંદ +૧ પાઊંદ +($\frac{૧}{૭}$×૬૩) = ફાઇનલ પ્રેશયર

૨+૧+૯ = ૧૨ પાઊંદ ફાઈનલ પ્રેશયર. જવાબ.

એ દાખલામાં કત ઑફ સ્ટ્રોકના કેટલા ભાગ ઉપર છે તે કહો.

૬૦ પાઊંદ ગેજ +૧૫ પાઊંદ ઍતમસ્ફીઅર=૭૫ પાઊંદ શરૂવાતમાં થતું દબાણ.

૧૨ પાઊંદ ફાઇનલ પ્રેશયર છે.

$\frac{૧૨}{૭૫}$= લગભગ $\frac{૧}{૬}$ કત ઑફ.

## બૉઇલરમાં ખારા પાણીના વપરાસથી બંધાતો ખાર.

દરીઆના પાણીનો $\frac{૧}{૩૩}$ ભાગ ખાર છે. અને બૉઇલરનાં પાણીમાં $\frac{૩}{૩૩}$ ભાગ કરતા વધારે ખાર જો નહી રાખવો હોય, તો કેટલું પાણી

બૉઈલરમાં બળી જાય તે વખતે કેટલું ખારવાલું પાણી બહાર કાહડી નાખવુ (બ્લો ઑાફ્ કરવું) જોઇએ?

હવે જો બૉઇલરના પાણીમાં $\frac{૩}{૩૩}$ ભાગ ખાર રહે, તો કશી અડચણ થતી નથી. માટે જે પાણી બૉઇલિરમાંથી બહાર કાહડી નાખવામાં આવે તેમાં $\frac{૩}{૩૩}$ ભાગ ખાર રેહેવો જોઇએ.

$\frac{૧}{૩૩}$ = પાણીનો અસલ ખાર.

$\frac{૩}{૩૩} - \frac{૧}{૩૩} = \frac{૨}{૩૩}$ પાણી બળી જવાથી રહેલો ખાર.

ત્યારે $\frac{૩}{૩૩}$ માં $\frac{૧}{૩૩}$ પાણીનો અસલ ખાર છે, અને $\frac{૨}{૩૩}$ પાણી બળી જવાથી બાકી રહેલો ખાર છે. માટે $\frac{૧}{૩૩} : \frac{૨}{૩૩}$ અથવા ૧ : ૨ એવો પ્રમાણુ રાખવો જોઇએ એટલે જ્યારે ૧ ભાગ પાણી કાહડી નાખીએ ત્યારે ૨ ભાગ પાણી બળી જાયછે.

**દાખલો.** :— જો બૉઇલરનાં પાણીમાં $\frac{૪}{૩૩}$ ભાગ કરતાં વધારે ખાર નહીં રહે એવું કરવું હોય તો કેટલું ખારવાલું પાણી બૉઈલરમાંથી બહાર કાહડી નાખીએ તે વખતે કેટલું પાણી બળી જાયછે?

જવાબ. ૧:૩

દર મીનીતે ૨૦ ગેલન ફીદનું પાણી આવેછે, અને તેમાં દર ગેલને ખાર ૪·૬ આઉંસ છે. હવે જો બૉઈલરનાં પાણીમાં દર ગેલને ૧૨ આઉંસથી વધારે ખાર નહી રાખવો હોય તો કેટલાં ગેલન ખારવાલું પાણી બૉઇલિરમાંથી બહાર કાહડી નાખવું જોઇએ?

રુલ :— ફીદનાં પાણીના ગેલનને તેના દર ગેલનના ખારના ભાગે ગુણીએ, અને તેમજ બ્લો ઑાફ્ કરીને કાહડી નાખેલા પાણીના ગેલનને તેના દર ગેલનના ખારના ભાગે ગુણીએ તો બેઉ ગુણાકાર સરખા થશે.

૨૦ ગેલન × ૪·૬ આઉંસ = બ્લો ઑાફ્ ગેલન × ૧૨ આઉંસ.

$$\therefore \text{ બ્લો ઑાફ્ ગેલન} = \frac{૨૦ \times ૪·૬}{૧૨} = ૭\frac{૨}{૩}$$

$૭\frac{૨}{૩}$ ગેલન પાણી બહાર કાહડી નાખવું જોઇએ.

ફીદના પાણીમાં દર ગેલને ૨·૫ આઉંસ ખાર છે, અને બૉઇલરના પાણીમાં દર ગેલને ૧૫ આઉંસ કરતાં વધારે ખાર રહેતો નથી. હવે જો ઈનજીન ચાલુ કીધા પછી ૨૫૦ ગેલન ખારવાલું પાણી બહાર કાહડી નાખવામાં આવ્યું છે તો કેટલા ગેલન પાણી ફીદમાંથી લીધું હશે?

ફીદના ગેલન × ૨·૫ આઉંસ = ૨૫૦ ગેલન × ૧૫ આઉંસ

$\therefore$ ફીદના ગેલન = $\frac{૨૫૦\times૧૫}{૨·૫}$ =૧૫૦૦ ગેલન ફીદનું પાણી જવાબ.

ફીદમાંથી દાખલ કરેલું પાણી ૧ હોયછે, ત્યારે બ્લો ઑફ કીધેલું પાણી $\frac{૫}{૮}$ હોયછે. હવે જો બોઈલરનાં પાણીમાં (એટલે કે બ્લો ઑફથી બહાર કાહડી નાખેલા પાણીમાં) દર ગેલને ૬ આઉંસ ખાર હોયછે, તો ફીદના પાણીમાં ખાર કેટલો હશે?

૧ × ફીદનાં પાણીનો ખાર = $\frac{૫}{૮}$ × ૬

$\therefore$ ફીદનાં પાણીનો ખાર=$\frac{૫}{૮}$×૬=૩$\frac{૩}{૪}$ આઉંસ ખાર દર ગેલને જવાબ.

## તેમપરેચરને લગતા દાખલાઓ.

દરીઆના પાણીનો તેમપરેચર ૬૦° ફ: છે અને હૉત વેલનો તેમપરેચર ૧૧૦° ફ: છે, તો ૧ પાઉંદ સ્તીમ થંડી પાડીને તેનું પાણી કરી નાખવાને માટે કેટલા પાઉંદ દરીઆનું પાણી જોઈશે?

૧ પાઉંદ સ્તીમ થંડી પડીને પાણી થઇ જતી વખતે ૧૦૦૦ પાઉંદ પાણીને ૧° ફ: ગરમ કરેછે.

૧૧૦−૬૦=૫૦ દીગરી ગરમી પાણી પોતામાં સમાવી લેછે.

દીગરી  દીગરી  પાઉંદ
૫૦ : ૧૦૦૦ :: ૧ : ૨૦ પાઉંદ પાણી.

દરીઆના પાણીનો તેમપરેચર ૭૫° છે અને એક પાઉંદ સ્તીમ થંડી પાડવાને માટે ૨૫ પાઉંદ પાણી જોઈએ છે, તો હૉત વેલના પાણીનો તેમપરેચર કેટલો હશે?

**રીત :—**

૨૫ પાઉંદને તેમપરેચરે એટલે ૭૫ દીગરીએ ગુણો, તેમાં ૧૦૦૦ ઉમેરો અને જે આવે તેને ૨૫ પાઉંદે ભાગો.

૨૫×૭૫ = ૧૮૭૫

$$\frac{૧૮૭૫ + ૧૦૦૦}{૨૫} = ૧૧૫ \text{ દીગરી જવાબ.}$$

દરીઆનાં પાણીનો તેમપરેચર પહેલાં ૬૦° હતો, અને હૉત વેલનાં પાણીનો તેમપરેચર ૧૩૦° હતો. હમણા દરીઆનાં પાણીનો તેમપરેચર ૮૦° છે અને પાણી પહેલાનાં જેટલુંજ દાખલ કરવામાં આવેછે, તો હૉત વેલનાં પાણીનો તેમપરેચર કેટલો હશે ?

૧૩૦–૬૦=૭૦ દીગરી ગરમી પાણી પોતામાં સમાવી લેછે.

પાઉંદ

૭૦ : ૧૦૦૦ :: ૧ : ૧૪$\frac{૨}{૭}$ પાઉંદ પેહલા જોઇતું હતું.

$$\frac{૧૪\frac{૨}{૭}×૮૦+૧૦૦૦}{૧૪\frac{૨}{૭}} = ૧૫૦ \text{ દીગરી જવાબ.}$$

સહેલી રીત એ છે કે હૉત વેલના પાણીના તેમપરેચરમાં દરીઆનાં પાણીના તેમપરેચરોનો તફાવત ઉમેરો.

૮૦–૬૦=૨૦ દીગરી તફાવત  ૧૩૦+૨૦ =૧૫૦ દીગરી જવાબ.

૨૭ પાઉંદ પાણી ૩૨° પર છે, અને ૪૩ પાઉંદ પાણી ૨૧૨° પર છે. હવે એ એઉને જો સાથે મેળવીશું, તો તે ભેગાં થયલાં પાણીનો તેમપરેચર કેટલો થશે ?

**નોત:**—એક પાઉંદ પાણીને એક દીગરી ગરમ કરવા સારૂં જેટલી ગરમી જોઇએછે તેને 'થરમલ યુનીત' કહેછે.

૨૭ પાઉંદ × ૩૨° = ૮૬૪ થરમલ યુનીત

૪૩ „ × ૨૧૨°= ૯૧૧૬ „ „

૯૯૮૦ થરમલ યુનીત

૨૭ પાઉંદ + ૪૩ પાઉંદ = ૭૦ પાઉંદ એકંદર વજન.

$$\frac{૯૯૮૦}{૭૦} = ૧૪૨\frac{૪}{૭}$$ દીગરી જવાબ.

એક ઈનજીનનો ઇ. હૉ. પાવર ૬૮૨ છે, અને દર કલાકે દર હૉર્સ પાવરે ૨૧ પાઉંદ સ્તીમ ખપેછે. જો એક પાઉંદ સ્તીમ થંડી પડતી વખતે ૧૦૦૦ પાઉંદ પાણીને ૧° ગરમ કરી શકેછે, અને અંદર દાખલ થતાં પાણીનો તેમપરેચર ૫૭° છે, અને દીસચાર્જનાં પાણીનો તેમપરેચર ૧૧૫°છે, તો દર રોજ એટલે ૧૦ કલાકમાં કેટલું ઈજેકશનનું પાણી જોઇશે ?

૧૧૫°
−૫૭
———
૫૮ દીગરી

$$\frac{૧૦૦૦}{૫૮}$$ = ૧૭·૨૪ પાઉંદ પાણી એક પાઉંદ સ્તીમ થંડી પાડવાને માટે જોઇશે.

૬૮૨ હૉ. પા × ૨૧ પાઉંદ = ૧૪૩૨૨ પાઉંદ સ્તીમ દર કલાકે ઈનજીનમાં ખપેછે.

૧૪૩૨૨×૧૭·૨૪=૨૪૬૯૧૧·૨૮ પાઉંદ પાણી દર કલાકે ઉપલી સ્તીમને થંડી પાડવાને માટે જોઇશે.

$$\frac{૨૪૬૯૧૧·૨૮ \times ૧૦ \text{ કલાક}}{૨૨૪૦ \text{ પાઉંદ}}$$ = ૧૧૦૨·૨૮ તન પાણી જવાબ.

ફ્નલમાંથી નીકલતી ગરમ ગૅસનો તેમપરેચર ૬૦૦° છે, અને કોલસો દર રોજ ૪૨ તન બળે છે. હમણા દર રોજ કોલસો ૪૪ તન બળવા માંડયો છે, તો ફ્નલનો તેમપરેચર કટલો હશે ?

**નોત:**—જેટલા ટકા સેંકડે કોલસો વધારે બળેછે, તેના કરતાં ૨૨ ગણો વધારે ફ્નલમાંથી નીકલતી ગૅસનો તેમપરેચર થાયછે.

૪૪ તન
−૪૨ તન
———
૨ તન

૪૨ તને ૨ તન ખપ વધ્યો ત્યારે તે સેંકડે કેટલા ટકા થયો ?

૪૨ : ૧૦૦ :: ૨ : ૪·૭૬ ટકા

૪·૭૬ × ૨૨ = ૧૦૪·૭૨ દીગરી તેમપરેચર વધ્યો

૬૦૦· દીગરી અસલનો તેમપરેચર.

૭૦૪·૭૨ દીગરી હાલનો તેમપરેચર જવાબ.

મુસાફરીની શરૂવાતમાં કોલસો દર રોજ ૧૦ તન બળતો હતો, અને ફનલનો તેમપરેચર ૫૬૦° હતો. પણ પાછળથી તેમપરેચર ૬૯૦° થયો તો, કોલસો કેટલો વધારે બળ્યો હશે ?

$\frac{F}{૨૨૦૦}$ = કોલસાના ખપમાં થયલો વધારો.

F = (તેમપરેચરનો તફાવત) × (અસલ થતો કોલસાનો ખપ)

૬૯૦–૫૬૦=૧૩૦° તેમપરેચરનો તફાવત

$\frac{૧૩૦×૧૦}{૨૨૦૦}$ = ·૫૯૧ તન કોલસો વધ્યો

૧૦+·૫૯૧=૧૦·૫૯૧ તન કોલસો હાલમાં ખપવા માંડયો જવાબ.

હૅાત વેલનો તેમપરેચર ૧૨૦° હતો, અને એક પાઉંદ કોલસાએ ૮ પાઉંદ પાણી બળી જતું હતું. હાલમાં તેમપરેચર ૧૫૦° છે, તો કેટલા પાઉંદ પાણી બળી જતું હશે ?

$\frac{F}{૧૧૦૦}$ = પાણીનો જથ્થો.

F = (તેમપરેચરનો તફાવત) × (પાણીનું વજન)

૧૫૦–૧૨૦ = ૩૦° તફાવત

$\frac{૩૦ × ૮}{૧૧૦૦}$ = ·૨૧૮ વધેલો જથ્થો.

૮+·૨૧૮=૮·૨૧૮ પાઉંદ જવાબ.

હૉત વેલના પાણીનો તેમપરેચર ૧૨૦° છે અને તે વખતે વેક્યુમ ૧૨ પાઉંદનું છે. હમણા તેમપરેચર ૧૫૦° છે, તો વેક્યુમ કેટલું હશે ?

$$\frac{(T-t)\ (T-૫૦)\ (t-૫૦)}{૧૦૦૦૦૦} = \text{વેક્યુમ ઓછુ થયું}$$

T = હાલનો તેમપરેચર; t = અસલનો તેમપરેચર

$$\frac{(૧૫૦-૧૨૦)\ (૧૫૦-૫૦)\ (૧૨૦-૫૦)}{૧૦૦૦૦૦} = \frac{૩૦\times૧૦૦\times૭૦}{૧૦૦૦૦૦} = ૨{\cdot}૧$$

પાઉંદ વેક્યુમ ઓછું થયું.

૧૨–૨·૧=૯·૯ પાઉંદ હાલનું વેક્યુમ જવાબ.

સ્તીમની તોતંલ હીત (એકંદર ગરમી એટલે લેતંત અને સેનસીબ્લ બેઉ મળીને) શોધી કાહડવાને માટે નીચલી ફૉરમ્યુલા છે.

૧૧૧૫° + ·૩× T = તોતલ હીત

T=સ્તીમનો તેમપરેચર અથવા સેનસીબ્લ હીત.

**દાખલો :—**સ્તીમનો તેમપરેચર ૨૧૨° છે તો તેની તોતલ હીત કહો.

૧૧૧૫°+·૩×૨૧૨°=૧૧૧૫+૬૩·૬=૧૧૭૮·૬ તોતલ હીત. જવાબ.

એજ દાખલામાં લેતંત હીત કેટલી હશે ?

૧૧૭૮·૬ તોતલ હીત–૨૧૨ સેનસીબ્લ હીત=૯૬૬·૬ લેતંત હીત.

ત્યારે જો આપણે ફીદનાં પાણીનો તેમપરેચર જાણતા હોઇએ, અને તેમપરેચર સ્તીમની તોતલ હીતમાંથી બાદ કરીએ, તો જે આવશે તેટલી ગરમી આપણને ૧ પાઉંદ પાણીની સ્તીમ કરવાને માટે જોઇશે.

અથવા ૧૧૧૫°+·૩×T°–t°= એક પાઉંદ પાણીની સ્તીમ કરવાને માટે જોઇતી ગરમી

**દાખલો :**—જો બાઇલરમાં સ્તીમનો તેમપરેચર ૨૨૭૦° છે, અને ફીદના પાણીનો તેમપરેચર ૧૧૦°છે, તો એક પાઉંદ પાણીની સ્તીમ કરવાને માટે કેટલી વધારે ગરમી જોઇશે ?

૧૧૧૫°+ ·૩×૨૭૦°–૧૧૦°=૧૦૮૬° જવાબ.

જ્યારે બાઈલરમાં સ્તીમનો તેમપરેચર ૨૧૨°છે, અને ફીદનાં પાણીનો તેમપરેચર પણ ૨૧૨°છે, ત્યારે ૯ પાઉંદ પાણી ૧ પાઉંદ કોલસાને માટે જોઈએછે. હમણા સ્તીમનો તેમપરેચર ૩૨૦° છે, અને ફીદના પાણીનો તેમપરેચર ૧૨૦° છે, તો કેટલા પાઉંદ પાણી ૧ પાઉંદ કોલસાને માટે જોઈશે ?

૧૧૧૫°+·૩×૨૧૨°–૨૧૨=૯૬૬·૬° એક પાઉંદ પાણીને માટે જોઈતી ગરમી

૧૧૧૫°+·૩×૩૨૦ –૧૨૦= ૧૦૯૧ પાઉંદ „ „ „

૧૦૯૧ : ૯૬૬·૬ :: ૯ : ૭·૯૭ પાઉંદ જવાબ.

હવાનો તેમપરેચર ૩૯°છે, અને તેનું દબાણ ૧૪·૭ પાઉંદ છે. હવે જો હવાનું કદ તેટલુંજ રહે, અને તેનો તેમપરેચર ૭૫° હોય, તો તેનું દબાણ કેટલું હશે ?

૪૬૧°= ઍબસોલ્યુત ઝીરો.

૪૬૧+૩૯=૫૦૦ ૪૬૧+૭૫=૫૩૬

૫૦૦ : ૫૩૬ :: ૧૪·૭ : ૧૫·૭૫૮ પાઉંદ જવાબ.

## સાદાં યંત્રોથી થતું કામ.

સાદાં યંત્રો અથવા જેને મીકૅનીકલ પાવરો કરીને કહેછે તેઓને ત્રણ ભાગમાં વહેંચી શકાએ છે.

૧. એક ધરી ઉપર ફરતી નક્કર વસ્તુ.

૨. એક વલતું દોરડું.

૩. એક સખત અને સુવાળી ઢળતી સપાટી.

૧—પહેલા ભાગમાં 'લીવર' અને 'વ્હીલ અને ઍકસલ' સમાયલા છે. લીવર એ એક સીધો અથવા વળેલો સળીયો હોયછે જેને એક ટેકા ઉપર મુકીને ફેરવવામાં આવેછે. વ્હીલ અને ઍકસલ એ એક મોટું ચકકર અને ધરી મલીને બનેલું હોયછે.

૨—બીજા ભાગમાં પુલી (ગરગડી) ની બધી ગોઠવણો સમાયલી છે.

૩—તીજા ભાગમાં ઢળતી સપાટી અથવા ઇનક્લાઈંદ પ્લેન, વેજ અથવા ફાંચર, અને સ્કુ અથવા પેચ એ ત્રણે સમાયલા છે.

માટે, મીકૅનીકલ પાવરોની ગોઠવણ નીચે મુજબ છે:—

૧ લીવર.
૨ વ્હીલ અને ઍકસલ.
૩ પુલી.
૪ ઈનકલાઈંદ પ્લેન.
૫ વેજ.
૬ સ્કુ.

**લીવર—**

લીવરમાં ત્રણ પોઈંતો હોયછે. (૧)ફ્લક્રમ અથવા જે પોઈંત ઉપર લીવર ફરેછે તે. (૨) બીજુ પોઈંત એ છે કે જ્યાં પાવર (જોર) લગાડવામાં આવેછે. (૩) ત્રીજું પોઈંત એ છે કે જ્યાં (વેત) વજન (ઊંચકવાને માટે) લગાડવામાં આવેછે.

લીવર ત્રણ રીતે ગોઠવવામાં આવેછે.

૧—પહેલી ગોઠવણમાં ફ્લક્રમ પાવર અને વેતની વચ્ચે મુકવામાં આવેછે. આકૃતી ન. ૨ જુવો.

૨—બીજી ગોઠવણમાં વેત ફ્લક્રમ અને પાવરની વચ્ચે મુકવામાં આવેછે. આકૃતી ન. ૩ જુવો.

૩—ત્રીજી ગોઠવણમાં પાવર ફ્લક્રમ અને વેતની વચ્ચે મુકવામાં આવેછે. આકૃતી ન. ૪ જુવો.

ફુલક્રમ અને પાવરની વચ્ચેનો જે લીવરનો ભાગ તેને પાવર આર્મ કહેછે, અને ફુલક્રમ અને વેતની વચ્ચેનો જે ભાગ તેને વેત આર્મ કહેછે.

**રૂલઃ**—પાવરને પાવર આર્મે ગુણીએ, અને વેતને વેત આર્મે ગુણીએ તો બેઉ સરખા થાય.

એક ૧૧૨ પાઊંદનું વજન જે ફુલક્રમથી ૬ ઈંચ દુર છે તે ઊંચકવાને માટે કેટલા પાઊંદનું જોર લાગશે, જે જોર ફુલક્રમથી ૩ ઈંચ દુર લગાડેલું છે ?

૩ ફીત = ૩૬ ઈંચ

૧૧૨×૬=૩૬× પાવર

$$\therefore \frac{૧૧૨×૬}{૩૬}=\text{પાવર} \qquad \frac{૧૧૨×૬}{૩૬}=૧૮\tfrac{૨}{૩}\ \text{પાઊંદ જવાબ.}$$

જો ૧૨૦ પાઊંદનું જોર ફુલક્રમથી ૨ ફીત દુર લગાડયું હોય તો કેટલું વજન ઊંચકાએ, કે જે વજન ફુલક્રમથી ૩ ઈંચ દુર છે.

વેત×૩=૧૨૦×૩૬

$$\text{વેત} =\frac{૧૨૦×૩૬}{૩}=૧૪૪૦\ \text{પાઊંદ જવાબ.}$$

કેટલીક વખતે એકથી વધારે લીવરનો ઉપયોગ કરવામાં આવે છે, અને તે લીવરો એવી રીતે ગોઠવેલા હોય છે કે જ્યારે પહેલા લીવરનો એક છેડો ઉંચકાય છે, ત્યારે બીજા લીવરનો તેની જોડેનો છેડો નીચે દબાય છે. અને એવી લીવરની ગોઠવણોને 'કૉમબીનેશન ઑફ લીવર' કહેછે.

**રૂલ:**—પાવરને બધા લીવરોના પાવર આર્મે ગુણીએ અને વેતને બધા લીવરોના વેત આર્મે ગુણીએ તો બેઉ સરખા થાય.

એક ઉપલી ગોઠવણના લીવરોમાં પાવર આર્મો ૧૨ ઇંચ, ૯ ઇંચ, અને ૧૪ ઇંચ લંબાઈમાં છે, અને વેત આર્મો ૨ ઇંચ, ૩ ઇંચ,

અને ૨ ઇંચ છે, તો ૧૦ પાઉંદના જોરથી કેટલું વજન ઉંચકી શકાશે ?

$$વેત \times ૨ \times ૩ \times ૨ = ૧૦ \times ૧૨ \times ૯ \times ૧૪$$

$$વેત = \frac{૧૦ \times ૧૨ \times ૯ \times ૧૪}{૨ \times ૩ \times ૨} = ૧૨૬૦ \text{ પાઉંદ. જવાબ.}$$

કેટલીક વખતે વળેલા લીવરો કામે લગાડવામાં આવે છે; અને તેમાં પાવર આર્મ તથા વેત આર્મની લંબાઈ સાધારણ લીવરની માફક ગણવામાં આવતી નથી, પણ પાવર આગળથી જે પરપેંદીકયુલર લીટી ફુલક્રમનાં પોઇંત આગળ દોરવામાં આવે છે તે પાવર આર્મ ગણાય છે. અને વેત આગળથી જે પરપેંદીકયુલર લીટી ફુલક્રમના પોઇંત આગળ દોરવામાં આવેછે તે વેત આર્મ ગણાય છે.

જો એક વસ્તુને કાંટામાં મુકીને તોલી હોય, અને એક બાજુ પર મુકીને તોલતાં થયલું વજન તથા બીજી બાજુ પર મુકીને તોલતાં થયલું વજન સરખું નહીં હોય, તો તે વસ્તુનું ખરૂં વજન શોધી કાહડવાની રીત નીચે મુજબ છે.

**રૂલ:**—બેઉ બાજુ પર થયલાં વજનનો ગુણાકાર કરો, અને તેનો સ્કુવેર રૂત શોધી કાહડો. જે આવશે તે વસ્તુનું ખરૂં વજન.

એક લાકડાનું પાટીઉં સમતોલ મુકીને તેના એક છેડા ઉપર એક લોખંડના કકડાને મુકીને તોલતાં તેનું વજન ૩૧૦ પાઉંદ થાય છે, અને બીજા છેડા ઉપર મુકીને તોલતાં તેનું વજન ૩૨૪ પાઉંદ થાય છે, તો તેનું ખરૂં વજન કેટલું હશે તે કહો.

$૩૧૦ \times ૩૨૪ =$ બેઉ વજનોનો ગુણાકાર.

$\sqrt[૨]{૩૧૦ \times ૩૨૪} =$ ખરૂં વજન.

$\sqrt[૨]{૩૧૦ \times ૩૨૪} = ૩૧૭$ પાઉંદ. જવાબ.

એક ઍર પમ્પ લીવરનો એક છેડો જે સેંતર બેરીંગથી ૧ ફુત ૬ ઇંચ દુર છે તેની ઉપર ૬$\frac{૩}{૪}$ તનનું વજન પડે છે, અને તેનો બીજો

છેડા સેંતર બેરીંગથી ૪ ફીત ૩ ઇંચ દુર છે, તો તે પમ્પના સેંતર બેરીંગ ઉપર કેટલું વજન પડતું હશે ?

એમાં, પહેલાં બીજા છેડા પરનું વજન જાણવું જોઇએ.

બીજા છેડા પરનું વજન × ૪·૨૫ = ૬·૭૫ તન × ૧·૫

$$\text{બીજા છેડા પરનું વજન} = \frac{૬·૭૫ \times ૧·૫}{૪·૨૫} = ૨·૩૮ \text{ તન}$$

૬·૭૫ તન એક છેડા પરનું વજન + ૨·૩૮ બીજા છેડા પરનું વજન= ૯·૧૩ તન. એકંદર વજન જવાબ.

## વ્હીલ અને ઍક્સલ—

**વ્હીલ અને ઍક્સલમાં જે સેંતર ઉપર વ્હીલ અને ઍક્સલ ફરે છે તેને ફલક્રમ તરીકે ગણવામાં આવે છે, અને ઍક્સલનો રેદીયસ (દાયમેતરનો અરધો ભાગ) તે વેત આર્મ અને વ્હીલનો રેદીયસ** તે પાવર આર્મ તરીકે ગણવામાં આવે છે.

એક વ્હીલ અને ઍક્સલ વજન ઉપાડવાને માટે કામે લગાડેલું છે અને તેના વ્હીલનો દાયમેતર ૫ ફીત છે અને ઍક્સલનો દાયમેતર ૧૫ ઇંચ છે, તો ૨૦૦ પાઉંદના જોરથી કેટલું વજન ઉંચકાશે ?

૫ ફીત દાયમેતર તો ૨$\frac{૧}{૨}$ ફીત અથવા ૩૦ ઇંચ રેદીયસ.

૧૫ ઇંચ „ ૭·૫ ઇંચ રેદીયસ.

૭·૫× વજન =૨૦૦ પાઉંદ×૩૦

$$\text{વજન} = \frac{૨૦૦ \times ૩૦}{૭·૫} = ૮૦૦ \text{પાઉંદ જવાબ.}$$

## કમપાઉંદ વ્હીલ અને ઍક્સલ—

**એક કમપાઉંદ વ્હીલ અને ઍક્સલમાં ઍક્સલોના દાયમેતરો ૧ ફુત અને $\frac{૩}{૪}$ ફુત છે, અને વ્હીલનો રેદીયસ ૨ ફીત ૩ ઇંચ છે. હવે જો ૯૦ પાઉંદનું જોર લગાડીએ, તો વજન કેટલું ઊંચકી શકાશે?**

રૂલઃ—

કમપાઉંદ વ્હીલ અને ઍકસલમાં પાવરને જે વ્હીલના દાયમેતરે ગુણીએ, અને જો ઍકસલના દાયમેતરોનો તફાવત કાહડીને તેને બેએ ભાગીને વેતે ગુણીએ, તો બેઉ ગુણાકાર સરખા થાય.

વ્હીલનો રેદીયસ ૨ ફીત ૩ ઈંચ છે, માટે દાયમેતર ૪ ફીત ૬ ઈંચિ થશે.

૧ ફુત $-$ $\frac{3}{4}$ ફુત $=$ $\frac{1}{4}$ ફુત $=$ ·૨૫ ફુત બેઉ દાયમેતરોની વચ્ચેનો તફાવત.

·૨૫ ÷ ૨ = ·૧૨૫ ફુત

૪·૫ ફીત × ૯૦ પાઉંદ = ·૧૨૫ ફુત × વજન

$$\text{વજન} = \frac{૪·૫×૯૦}{·૧૨૫} = ૩૨૪૦ \text{ પાઉંદ. જવાબ.}$$

## પુલી—

પુલીની બધી જાતની ગોઠવણોમાં એક અથવા વધારે ફરતી ગરગડીઓ અને એક અથવા વધારે દોરડાંઓ કામે લગાડવામાં આવે છે. દોરડાંઓ વધારે ઓછાં કરવાથી વજન વધારે ઓછું ઊંચકાઇ શકાય છે, અને ગરગડીઓ ફકત ધસારો ઓછો કરવાને માટે રાખેલી હોય છે.

જો એક ચઢી ઉતરી નહીં શકે એવી પુલી અને એક દોરડું કામે લગાડયું હોય તો તેથી વજન ઊંચકવું સહેલું પડતું નથી. હવે, જો આકૃતી નં. ૮ માં બતાવ્યા પ્રમાણે દોરડાંનો એક છેડો ભારોટીયા સાથે બાંધીને, દોરડાંને એક ચઢી ઉતરી શકે એવી એક પુલીની આસ-પાસથી લઇને, એક ભારોટીયામાં બેસાડેલી પુલી ઉપર થઇને હેઠે લાવી-એ, અને બીજો છેડો હાથમાં રાખીને ખેંચીએ તો જે વજન પહેલી પુલીને લગાડેલું છે તે ઉપર ઊંચકાવા માંડશે. પણ એવી રીતે કે, જ્યારે પાવર એક ફુત હેઠે ઉતરશે, ત્યારે વજન અરધો ફુત માત્ર ઉ-પર ચઢશે અથવા પાવર વજન કરતાં અરધો થશે; કારણ, જો આ-પણે એમ સમજીએ કે પાવર ૪ પાઉંદ છે, તો આખાં દોરડાં ઉપર ૪

પાઊંદનું જોર પડશે. પણ વજનવાલી પુલીને બે દોરડાંના ભાગોનો આશરો મળેલો છે, માટે તે પુલી ૮ પાઊંદનું વજન ખમી શકશે અથવા પાવર વજન કરતાં અરધો થશે.

પુલીની ગોઠવણો ત્રણ રીતની હોય છે, જેમાંની પહેલીમાં દરેક પુલીની આસપાસથી એકેક દોરડું લપેટવામાં આવેછે અને દોરડાંઓનો એક છેડો હુકની સાથે બાંધેલો હોય છે. (આકૃતી નં૦ ૯૬ જોવો.)

બીજી ગોઠવણમાં એકજ દોરડું કપ્પીમાંની બધી પુલીઓની આસપાસ લપેટેલું હોય છે, જેમાંની ઉપલી કપ્પી ભારોટીયામાં બેસાડેલી હોય છે અને નીચલી કપ્પી ચઢી ઉતરી શકે છે. (આકૃતી નં૦ ૯૭ જોવો.)

ત્રીજી ગોઠવણમાં દરેક પુલીને સારૂં જુદું દોરડું હોય છે, અને દોરડાંઓનો એક છેડો વજનની સાથે બાંધેલો હોય છે. (આકૃતી નંબર ૯૮ જોવો.)

પહેલી ગોઠવણમાં દોરડું ભારોટીયામાં બેસાડેલી પુલીની ઉપરથી થઈને B પુલીની હેઠેથી થઇને હુકની સાથે બાંધેલું છે. હવે જ્યારે પાવર ૧ ફુત હેઠે ઉતરે છે, ત્યારે B પુલી અરધો ફુત ઉપર ચહડે છે, માટે B પુલીના હુકને લગાડેલું દોરડું પાવરના કરતાં બેવડું વજન ખમશે. તેમજ C પુલીના હુકને લગાડેલું દોરડું C પુલીને લપેટેલા દોરડાં કરતાં બેવડું વજન ખમશે, અથવા પાવર કરતાં ૪ ગણું વજન ખમશે. અને તેમજ D પુલીના હુકને લગાડેલું દોરડું D પુલીને લપેટેલાં દોરડાં કરતાં બેવડું વજન ખમશે અથવા પાવર કરતા ૮ ગણું વધારે ખમશે, અથવા વજન પાવર કરતા ૮ ગણો મોટો ઉંચકાશે.

**૩૯ :**—ઉપલી ગોઠવણમાં ત્રણ ચહડી ઉતરી શકે એવી પુલીઓ છે માટે જો ૨ ના આંકડાને ૩ જા પાવર પર ચહડાવીએ અથવા તેનો ક્યુબ કરીએ અને પછી જો તેને પાવરે ગુણીએ તો જે આવે તે વેત સમજવો.

$$\text{વેત} = ૨^{૩} \times \text{પાવર}$$

બીજી ગોઠવણમાં બે કપ્પીઓ છે જેમાંની નીચલી ચહડી ઉતરી શકે છે, અને તે કપ્પીમાં ત્રણ પુલીઓ છે. દોરડું માત્ર એકજ છે, અને તેની ઉપર એક સરખું જોર પડે છે. ત્રણ પુલીઓને માટે ૬ દોરડાંના ભાગો છે માટે જ્યારે પાવર ૬ ફીત ઉતરશે ત્યારે વેત ૧ ફુત ચહડશે અથવા વેત પાવરના કરતા ૬ ગણો વધારે છે.

**રૂલ :**—હેઠેની કપ્પીના જેટલાં દોરડાં હોય તેને પાવરે ગુણીએ તો જે આવે તે વેત સમજવો.

વેત = દોરડાંની સંખ્યા × પાવર.

ત્રીજી ગોઠવણમાં D પુલી ઉપર પાવરનું દબાણ પડે છે. D પુલીના હુકની સાથે જે દોરડું બાંધેલું છે તેની ઉપર પાવર કરતાં બેવડું દબાણ પડે છે, એટલે કે C પુલી ઉપર પાવર કરતાં બેવડું દબાણ પડેછે. તેમજ B પુલી ઉપર તેનાં કરતાં બેવડું અથવા પાવર કરતા ૪ ગણું દબાણ પડે છે. અને A પુલી ઉપર તેનાં કરતાં બેવડું અથવા પાવર કરતા ૮ ગણું દબાણ પડે છે. માટે એકંદર દબાણ (પાવર + ૨ પાવર + ૪ પાવર + ૮ પાવર) અથવા પાવર કરતાં ૧૫ ગણું વધારે પડે છે.

**રૂલ :**—ઉપલા દાખલામાં ૪ પુલીઓ કામે લગાડેલી છે, માટે જો ૨ ના આંકડાને ૪ થા પાવર પર ચહડાવીને તેમાંથી ૧ બાદ કરીએ, અને પછી તેને પાવરે ગુણીએ તો જે આવે તે વેત સમજવો.

વેત = $(૨^{૪} - ૧)$ × પાવર

**એક બીજી ગોઠવણની પુલીમાં હેઠેની કપ્પીમાં ૭ પુલીઓ છે, તો ૨ પાઉંદના જોરથી કેટલું વજન ઉંચકાશે?**

**૭ પુલીઓ છે માટે દોરડાંઓ ૧૪ હોવાં જોઇએ.**

વેત = દોરડાંની સંખ્યા × પાવર

વેત = ૧૪ × ૨ = ૨૮ પાઉંદ જવાબ.

એક પહેલી ગોઠવણની પુલીમાં ચહડી ઉતરી શકે એવી ૭ પુલીઓ કામે લગાડેલી છે, તો ૩ પાઉંદનાં જોરથી કેટલું વજન ઉંચકી શકાશે?

વેત = $૨^{૭}$ × પાવર. વેત = $૨^{૭}$ × ૩.

વેત=૨×૨×૨×૨×૨×૨×૨×૩=૩૮૪ પાઉંદ જવાબ.

એક ત્રીજી ગોઠવણની પુલીમાં એકંદર ૯ પુલીઓ કામે લગાડેલી છે, અને જો ૫૧૧૦ પાઉંદનું વજન ઉંચકવું છે તો કેટલું જોર લગાડવું પડશે ?

વેત = ($૨^{૯}$−૧) × પાવર.

$૨^{૯}$=૨×૨×૨×૨×૨×૨×૨×૨×૨=૫૧૨

($૨^{૯}$−૧) = ૫૧૨ − ૧ = ૫૧૧

વેત = ૫૧૧ × પાવર ૫૧૧૦ = ૫૧૧ × પાવર

$\frac{૫૧૧૦}{૫૧૧}$ = પાવર = ૧૦ પાઉંદ જવાબ.

**ઇનકલાઇંદ પ્લેન—**

ઇનિકલાઇંદ પ્લેન ઉપર બોજો ઘસડવાને સારૂં જેમ ઇનકલાઇંદ પ્લેનની લંબાઇ વધારે હોય તેમ ઓછા પાવરથી કામ થઇ શકે છે. આકૃતી નં૦ ૯ જોવો. એમાં A C એ પ્લેનની લંબાઈ કહેવાય અને B C એ પ્લેનની ઉંચાઇ કહેવાય. ઇનકલાઇંદ પ્લેનમાં પાવર અથવા વેત જો શોધી કહાડવો હોય તો તેની રીત એવી છે કે જો પાવરને પ્લેનની લંબાઇએ ગુણીએ, અને વેતને પ્લેનની ઊંચાઈએ ગુણીએ તો બેઉ ગુણાકાર સરખા થાય.

એક પ્લેનની લંબાઈ ૧૫ ફીત છે, અને ઉંચાઈ ૩ ફીત છે, તો ૧ હંદ્રેદવેતનો બોજો ઉંચકવાને માટે કેટલો પાવર જોઇશે ?

પાવર×લંબાઈ=વેત×ઉંચાઇ

$$\text{પાવર} = \frac{\text{વેત} \times \text{ઉંચાઈ}}{\text{લંબાઈ}}$$

$$\text{પાવર} = \frac{\text{૧૧૨ પાઉંદ} \times \text{૬ ''ફીત}}{\text{૧૫ ફીત.}} = \text{૪૪.૮ પાઉંદ. જવાબ.}$$

**વેજ—**

વેજ અથવા ફાંચર એ ઘણું કરીને કંઈ નક્કર વસ્તુને ફાડી નાખવાને માટે કામે લગાડવામાં આવે છે. વેજનો બીજો ઉપયોગ એ છે કે જો કોઈ સીધી સપાટી ઉપર મુકેલા વજનની હેઠે વેજ ઠોકી હોય, તો વેજ ઠોકાયાથી વજન ઉંચકાવા માંડશે. એટલે જ્યારે વેજની આખી લંબાઇ તે વજનની હેઠે ઠોકાઇને જશે, ત્યારે વેજના મોટા છેડાની ઉંચાઈ જેટલું તે વજન ઉંચકાશે. આકૃતી નં૦ ૯૯ માં એક ૧૦૦ પાઉંદનું વજન ઉંચકવાને માટે એક વેજ કામે લગાડેલી છે, જેની લંબાઈ B C ૧૮ ઇંચ છે અને ઉંચાઈ A B ૩ ઈંચ છે, તો તે વજન ઉંચકવાને માટે કેટલું દબાણ કરવું જોઈશે?

**રૂલ :**—જો પાવરને વેજની લંબાઇએ ગુણીએ અને વેતને વેજની ઉંચાઈએ ગુણીએ, તો બેઉ ગુણાકાર સરખા થાય, અથવા

$$\text{પાવર}\times\text{લંબાઇ}=\text{વેત}\times\text{ઉંચાઇ}$$

$$\text{પાવર}=\frac{\text{વેત}\times\text{ઉંચાઈ}}{\text{લંબાઇ}}$$

$$\text{પાવર}=\frac{\text{૧૦૦ પાઉંદ}\times\text{૩ ઇંચ}}{\text{૧૮ ઇંચ}}=\text{૧૬}\tfrac{\text{૨}}{\text{૩}}\text{ પાઉંદ જવાબ.}$$

જો એક વેજ ૧૨ ઇંચિ લાંબી, અને ૩ ઈંચિ જાડી હોય, તો ૧૦૦ પાઉંદના દબાણથી કેટલું વજન ઉંચકી શકાશે?

$$\text{પાવર}\times\text{લંબાઇ}=\text{વેત}\times\text{ઊંચાઇ}$$

$$\text{૧૦૦}\times\text{૧૨}=\text{વેત}\times\text{૩}$$

$$\frac{\text{૧૦૦}\times\text{૧૨}}{\text{૩}}=\text{વેત}=\text{૪૦૦ પાઉંદ જવાબ.}$$

**સ્ક્રુ :—**

સ્ક્રુ અથવા પેચ એ ઘણું કરીને અતીશય જોરથી દબાણ કરવાને

માટે કામે લગાડવામાં આવે છે, તેમજ ઘણો મોટો બોજો ઓછા પાવરથી ઉંચકવાને માટે કામે લગાડવામાં આવે છે. સ્ક્રુ દબાણ કેવી રીતે કરેછે તે એક ચોપડી દાબવાનો પ્રેસ જોયાથી માલમ પડશે. સ્ક્રુની ઉપર એક હાથો હોયછે જે હાથાને પાવર ફેરવે છે અને સ્ક્રુને હેઠે જોડેલું પાટીઉં વસ્તુ ઉપર દબાણ કરે છે. હવે જ્યારે હાથો એક આખું ચક્કર ફરે છે, ત્યારે સ્ક્રુના બે પાસે પાસેના દોરાઓની વચ્ચેનો જેટલો તફાવત હોય છે તેટલો સ્ક્રુ નીચે ઉતરે છે, અને વસ્તુ ઉપર દબાણ કરે છે.

**રૂલ:**—હાથાના સરકમફરંસને પાવરે ગુણીએ, અને વેતને દોરાઓની વચ્ચેના તફાવતે ગુણીએ, તો બેઉ સરખા થાય.

એક સ્ક્રુમાં દોરાઓની વચ્ચેનો તફાવત $\frac{1}{4}$ ઈંચ છે, અને સ્ક્રુને ફેરવવાનું લીવર ૩ ફીત લંબાઇમાં છે, તો ૧૦૦ પાઉંદના જોરથી કેટલું વજન ઉંચકાશે?

લીવર ૩ ફીત છે, માટે ૩+૩=૬ ફીત દાયમેતર.

૬ × ૩·૧૪૧૬ = હાથાનો સરકમફરંસ.

પાવર × સરકમફરંસ = વેત × દોરાઓની વચ્ચેનો તફાવત.

૧૦૦ પાઉંદ × ૬ × ૩·૧૪૧૬ = વેત ×·૨૫

$$\frac{૧૦૦ \times ૬ \times ૩·૧૪૧૬}{·૨૫} = \text{વેત} = ૪૭૧·૨૪ \text{ પાઉંદ જવાબ.}$$

જો એક સ્ક્રુમાં દોરાઓની વચ્ચેનો તફાવત $\frac{3}{4}$ ઈંચ છે, અને હાથાની લંબાઈ ૨ ફીત છે, તો ૫ તનનો બોજો ઉંચકવાને કેટલો પાવર જોઈશે?

હાથાની લંબાઈ ૨ ફીત છે, માટે દાયમેતર ૨+૨=૪ ફીત.

૪ ફીત=૪૮ ઈંચ ૪૮×૩·૧૪૧૬=સરકમફરંસ.

પાવર×સરકમફરંસ=વેત×દોરાઓની વચ્ચેનો તફાવત

પાવર×૪૮×૩·૧૪૧૬=૨૨૪૦×૫×$\frac{3}{4}$

$$\text{પાવર} = \frac{૮૪૦૦}{૧૫૦.૭૯૬૮} = \text{૫૫.૭ પાઉંદ જવાબ.}$$

હવે ઉપરના દાખલાઓપરથી માલમ પડે છે કે જો ઓછા પાવરે મોટો બોજો ઉંચકવો હોય, તો બે રીતથી થઇ શકે છે. એક એ કે હાથાની લંબાઈ વધારવી, અને બીજી એ કે દોરાઓની વચ્ચેનો તફાવત જેમ બને તેમ ઓછો કરવો. હવે હાથાની લંબાઇ બેહદ વધારી શકાતી નથી, કારણ વધારવાથી જગા રોકાઇને ઘણીજ અગવડ પડે છે. અને તેમજ દોરાઓની વચ્ચેનો તફાવત ઘણો ઓછો કરી શકાતો નથી, કારણ દોરા બારીક કરવાથી વજન ઉંચકતી વખતે દબાણ થયાથી દોરાઓ છુંદાઇ જાય. માટે સ્ક્રુમાં ઓછા પાવરે કામ કરવાને સારૂં જુદીજ ગોઠવણ કીધેલી હોય છે, અને તે હંતરસ સ્ક્રુને નામે ઓળખાએ છે. હંતરસ સ્ક્રુમાં બે સ્ક્રુઓ હોય છે જેમાંનો નાનો સ્ક્રુ મોટા સ્ક્રુની અંદર ફરે છે, તે એવી રીતે કે જ્યારે નાનો સ્ક્રુ ઉતરે છે ત્યારે મોટો સ્ક્રુ ચઢે છે, અને જ્યારે મોટો ઉતરે છે ત્યારે નાનો ચઢે છે.

**રૂલ:–**

હંતરસ સ્ક્રુમાં પાવરને હાથાના સરકમફરંસે ગુણીએ, અને વેતને બેઉ સ્ક્રુના દોરાઓની વચ્ચેના તફાવતે ગુણીએ, તો બેઉ ગુણાકાર સરખા થાય. એક હંતરસ સ્ક્રુમાં હાથાની લંબાઇ ૨ ફીત છે. મોટા સ્ક્રુના દોરાઓ $\frac{૫}{૮}$ ઇંચ દુર છે, અને નાના સ્ક્રુના દોરાઓ $\frac{૩}{૮}$ ઈંચ દુર છે, તો ૫૦ પાઊંદનાં જોરથી કેટલું વજન ઊંચકાશે?

$\frac{૫}{૮} - \frac{૩}{૮} = \frac{૨}{૮}$ ઈંચ $\qquad \frac{૨}{૮} \div ૧૨ = \frac{૧}{૪૮}$ ફુત

૪×૩.૧૪૧૬= હાથાનો સરકમફરંસ

૫૦×૪×૩.૧૪૧૬= વેત ×$\frac{૧}{૪૮}$

વેત =૩૦૧૫૯.૩૬ પાઊંદ. જવાબ.

એક સ્કુ જૅકમાં બહારના સ્કુના દોરા ૧ ઈંચ દુર છે, અને અંદરના નાના સ્કુના દોરા $\frac{૭}{૮}$ ઈંચ દુર છે, અને હાથો ૧ ફુત લાંબો છે, તો ૧૫૦ પાઊંદનાં જોરથી કેટલું વજન ઊંચકાશે?

$૧-\frac{૭}{૮}=\frac{૧}{૮}$ ઈંચ $=\frac{૧}{૯૬}$ ફુત

હાથાની લંબાઇ ૧ ફુત માટે દાયમેતર ૨ ફીત.

૨×૩·૧૪૧૬= હાથાનો સરકમફરંસ.

૧૫૦×૨×૩·૧૪૧૬= વેત $\times\frac{૧}{૯૬}$

વેત =૯૦૪૭૮·૦૮ પાઊંદ. જવાબ.

---

# પ્રકરણ ૧૬ મું.

## મોહોડેની પરીક્ષાને લગતા સવાલો.

(૧) સ્તીમ ઈનજીનમાં કામ કરવાની શકતી ક્યાંથી આવેછે?

કોલસાની ગરમીમાંથી.

(૨) કોલસામાંથી ગરમી બહાર કેમ નીકળે છે?

કોલસો બળેછે ત્યારે નીકળે છે.

(૩) કોલસામાં શું શું ચીજો હોયછે?

કારબોન, હાઇદ્રોજન, નાઇત્રોજન, સલફર, ઑકસીજન અને રાખ.

(૪) બધી જાતના કોલસામાં ઉપર લખેલી વસ્તુઓ સરખે વજને હોયછે કે શું?

ના. જુદી જુદી જાતમાં જુદે જુદે વજને હોયછે.

નીચલું કોષ્ટક કોલસાઓમાંનાં વજનનો પ્રમાણ દેખાડેછે.

| | વેલ્શ | ન્યુકૅસલ | લેંકેશાયર | સ્કૉચ |
|---|---|---|---|---|
| કારબોન | ૮૫ | ૮૧ | ૮૦ | ૭૮$\frac{૧}{૨}$ |
| હાઇદ્રોજન | ૫ | ૫$\frac{૧}{૨}$ | ૫ | ૫$\frac{૧}{૫}$ |

| | | | | |
|---|---|---|---|---|
| નાઇટ્રોજન | ૧ | ૧½ | ૧ | ૧ |
| સલફર | ૧ | ૧½ | ૨ | ૧ |
| ઑક્સીજન | ૩ | ૬½ | ૭ | ૯½ |
| રાખ | ૫ | ૪ | ૫ | ૪½ |

(૫) કોલસો બળી શકે માટે કઇ વસ્તુ સાથે તે મળવો જોઈએ ?

હવાની સાથે.

(૬) હવામાં શુ શુ ચીજો છે ?

હવા એ ઑકસીજન અને નાઇટ્રોજનની મેળવણી છે. કદમાં સરખાવતાં તેમાં સેંકડે ૭૯ ભાગ નાઈટ્રોજન અને ૨૧ ભાગ ઑક્સીજન છે, અને વજનમાં સરખાવતાં સેંકડે ૭૭ ભાગ નાઇટ્રોજન અને ૨૩ ભાગ ઑક્સીજન છે.

(૭) કોલસાનો કયો પદાર્થ હવાના કયા પદાર્થ સાથે મળેછે ?

કોલસામાંની કારબોન અને હાઇડ્રોજન હવામાંની ઑકસીજન સાથે મળેછે.

(૮) કોલસાની સાથે કેટલી હવા મળવી જોઇએ ?

એક પાઉંદ કોલસાને માટે ૧૫૦ કયુબીક ફીત હવા જોઇએ, પણ મહાવેરાથી તેના કરતા બેવડા જથ્થાની ગરજ માલમ પડેછે.

(૯) કોલસાનો કયો ભાગ વધારે ગરમી આપેછે ?

હાઇડ્રોજન કારબોન કરતા (સરખે ભાગે જો હોય તો) વધારે ગરમી આપી શકેછે, પણ કોલસામાં કારબોન વજને સરખાવતા ઘણીજ વધારે હોવાથી કરીને સહુથી વધારે ગરમી તેમાંથી મળેછે.

(૧૦) કેટલી રીતે ગરમી એક જગેથી બીજી જગે જઇ શકેછે ?

ત્રણ રીતે—રેદીએશન, કનદકશન અને કનવેકશન.

(૧૧) જો આગ બળતી હોય તો પાણી ગરમ થઇને સ્તીમ કેમ થશે તે સમજાવો.

પહેલા ગરમી રેદીએશનથી આગમાંથી નીકળીને ચુલાના મથાળાને લાગેછે, અને ત્યાંથી કનદકશનથી લોખંડની અંદર પેસે

છે; પછી પાણીને લાગેછે એટલે ગરમ થયલું પાણી હલકું થવાથી ઉપર ચઢેછે, અને થંડુ પાણી હેઠે ઉતરેછે. એ પ્રમાણે પાણી ફરતું રહેછે અને એવી રીતે કનવેકશનથી બધું પાણી ગરમ થઇને તેની સ્તીમ થાયછે.

(૧૨) પાણી શાનું બનેલું છે?

ઑક્સીજન અને હાઇડ્રોજનનું—વજનના પ્રમાણમાં આઠ ભાગ ઑક્સીજન અને એક ભાગ હાઇડ્રોજન મળીને.

(૧૩) હીત (ગરમી) કેટલી જાતની છે અને કઈ છે?

બે જાતની લેતંત અને સેનસીબ્લ.

(૧૪) સેનસીબ્લ હીત તે શું?

જે હીત થરમોમીતર પર અસર કરે છે તે.

(૧૫) લેતંત હીત તે શું?

જે થરમોમીતર પર અસર નથી કરતી તે.

(૧૬) કેવી હાલતમાં વસ્તુ લેતંત હીત લેછે?

જ્યારે સૉલીદ (નક્કર) વસ્તુ લીકવીદ (પ્રવાહી) રૂપ લેછે, અને લીકવીદ વસ્તુ ગેશીઅસ (હવાઇ) રૂપ લેછે તે વખતે.

(૧૭) લેતંત હીત પાછી કેમ મેળવી શકાએ?

ગેશીઅસ વસ્તુને લીકવીદ રૂપમાં લાવ્યાથી અને લીકવીદ વસ્તુને સૉલીદ રૂપમાં લાવ્યાથી.

(૧૮) કઇ વસ્તુ ઘણું કરીને સૉલીદ, લીકવીદ અને ગેશીઅસ એ ત્રણે હાલતમાં જોવામાં આવેછે?

પાણી. સૉલીદ હાલતમા બરફ, લીકવીદ હાલતમાં પાણી, અને ગેશીઅસ હાલતમાં સ્તીમ.

(૧૯) થોડું આઈસ લઇને લેતંત હીત શું છે તે દેખાડો

જ્યાં સુધી આઇસ પગળી જશે નહીં ત્યાં સુધી થરમોમીતર ૩૨ દીગરી પર અથવા તેથી ઓછું રહેશે. જ્યારે તદન પગળી જશે, ત્યારે થરમોમીતર ૩૨ દીગરી દેખાડશે. થોડો આઇસનો ભુકો ગલાસમાં મુકીને બૉઈલર આગળ લઇ જાવો. હવે ગ-

ગ્લાસમાં થરમોમીતર મુકી જોશો, તો પારો ૩૨ દીગરી પર દેખાશે; બધું આઇસ બહારની ગરમીથી સદનતર પગળી જશે, ત્યાં સુધી થરમોમીતર ૩૨ દીગરી પર રહેશે. હવે જોકે બધું આઈસ પગળવાને માટે ઘણી ગરમી જોઇએ છે ખરી, તે છતાં થરમોમીતર વધારે ગરમી દેખાડતું નથી, માટે તે ગરમી લેતંત કહેવાએ. અને તેનું નામ લેતંત હીત ઑફ્ વૉતર (પાણીની લેતંત હીત). હવે પાણી ૩૨ દીગરી પરથી ચઢવા માંડશે, અને ૨૧૨ દીગરી સુધી આવશે. પછી તેની સ્તીમ થવા માંડશે, તે છતાં થરમોમીતર ૨૧૨ દીગરી પરજ રહેશે, માટે બધું પાણી બળી જવાને સારૂ જે ગરમી જોઇએ છે અને જે થરમોમીતર પર અસર કરતી નથી તેનું નામ લેતંત હીત ઑફ્ સ્તીમ (સ્તીમની લેતંત હીત).

(૨૦) પાણી અને સ્તીમની લેતંત હીત કેટલી છે તે કહો.

પાણીની લેતંત હીત ૧૪૩ દીગરી ફ્રહેરેનહીત અને સ્તીમની ૯૬૬ અથવા સાધારણ રીતે કહેતાં ૧૦૦૦ (પાણી પર ફક્ત ઍતમસ્ફીઅરનું દબાણ હોય ત્યારે)

(૨૧) સ્તીમની લેતંત હીત ૯૬૬ છે તે તમે કેમ જાણ્યું ?

થોડુ ૩૨ દીગરી પર પાણી લઇને તેને ગરમ કરો. હવે જો તેને ૨૧૨ દીગરી પર આવતા ૧ કલાક લાગશે, તો તેને વરાળ થઇને ઉડી જતાં ૫$\frac{૧}{૩}$ કલાક લાગશે. હવે એક કલાકમાં ૨૧૨–૩૨ એટલે ૧૮૦ દીગરી ગરમી દાખલ થઇ, તો ૫$\frac{૧}{૩}$ કલાકમાં ૧૮૦×૫$\frac{૧}{૩}$ એટલે ૯૬૦ દીગરી ગરમી પાણીમાં દાખલ થવી જોઈએ, માટે સ્તીમની લેતંત હીત ૯૬૦ છે.

(૨૨) એ લેતંત હીતની અસર સ્તીમ ઈનજીનપર શું છે?

પાણીની સ્તીમ થવા સારૂં ગરમી ૨૧૨ દીગરી નહી, પણ ૨૧૨+૯૬૬ એટલે ૧૧૭૮ દીગરી જોઇએ છે, એટલે લગભગ ૫$\frac{૧}{૨}$ ગણી વધારે જોઈએ છે, અને તેથી કોલસો પણ ૫$\frac{૧}{૨}$ ગણો વધારે

બાળવો પડે છે, અને સ્તીમને થંડી કરતી વખતે થંડું પાણી પણ તેટલુંજ વધારે જોઇએ છે.

(૨૩) સ્તીમની સેનસીબ્લ હીત હંમેશાં ૨૧૨ દીગરી હોય છે કે શું?

એ હીત ઍતમસ્ફીઅરના દબાણ પર આધાર રાખેછે. જો દબાણ વધારે હોય તો ગરમી વધારે જોઈએ છે.

(૨૪) લેતંત હીતમાં પણ ફેરફાર થાય છે કે શું?

હા, થાયછે ખરો પણ વધારે દબાણથી લેતંત હીત ઉલટી ઓછી થાયછે.

(૨૫) સ્તીમની તોતલ (એકંદર) હીત તે શું?

લેતંત અને સેનસીબ્લ એ બેઉ મળીને તોતલ હીત કહેવાએ ૨૧૨+૯૬૬= ૧૧૭૮.

(૨૬) તોતલ હીતમાં પણ ફેરફાર થાય છે કે શું?

ઘણોજ થોડો. કેમકે જ્યારે દબાણથી કરીને સેનસીબ્લ હીત વધે છે, ત્યારે લેતંત હીત ઘટે છે, અને તેથી કરીને તોતલ હીત ઘણી ખરી સરખી રહે છે.

દબાણ વધવાથી સેનસીબ્લ હીત કેટલી વધે છે, લેતંત હીત કેટલી ઓછી થાય છે અને તેમજ તોતલ હીતમાં કેટલો ફેરફાર થાય છે તે નીચે આપેલા કોષ્ટક પરથી સમજી શકાશે.

| સ્તીમપર થતું દબાણ. | સેનસીબ્લ હીત | લેતંત હીત | તોતલ હીત | સ્તીમનું વૉલ્યુમ (કદ) |
|---|---|---|---|---|
| ૧૫ પાઉંદ | ૨૧૨° | ૯૬૬° | ૧૧૭૮° | ૧૬૬૯ |
| ૩૦ ,, | ૨૫૧ | ૯૩૯ | ૧૧૯૦ | ૮૮૧ |
| ૪૫ ,, | ૨૭૫ | ૯૨૨ | ૧૧૯૭ | ૬૦૮ |
| ૬૦ ,, | ૨૯૪ | ૯૦૯ | ૧૨૦૩ | ૪૬૭ |
| ૭૫ ,, | ૩૦૯ | ૮૯૮ | ૧૨૦૭ | ૩૮૧ |
| ૯૦ ,, | ૩૨૦ | ૮૯૧ | ૧૨૧૧ | ૩૨૩ |

(૨૭) કૅપસીતી ફૅાર હીત (ગરમી સમાવવાની શકતી) તે શું?

જે વસ્તુ જલદી ગરમ થાય તેમાં વધારે કપૅસીતી છે એમ કેહવાય છે. જેટલી ગરમીએ એક પાઉંદ પાણી ૧ દીગરી ગરમ થાય છે તેટલીજ ગરમીથી ૩૦ પાઉંદ પારો ૧ દીગરી ગરમ થાય છે, માટે પારામાં કપૅસીતી વધારે છે એમ કહેવાય.

(૨૮) સ્પેસીફીક હીત તે શું?

જો પાણીની કપૅસીતી ૧ ગણીએ તો તેટલાંજ વજનની બીજી કોઇ પણ વસ્તુની કપૅસીતી તે તેની સ્પેસીફીક હીત કહેવાય.

(૨૯) વૉલ્યુમ ઑફ સ્તીમ (સ્તીમથી રોકાયલી જગા) તે શું?

ચોક્કસ પાણીનો જથ્થો સ્તીમ થતી વખતે દબાણના પ્રમાણમાં જેટલી જગા રોકેછે તે.

(૩૦) વધારે ખુલ્લી રીતે સમજાવો.

એક ક્યુબીક ઈંચ પાણી ઍતમસ્ફીઅરના દબાણ તળે એટલે ૧૫ પાઉંદના દબાણ હેઠે હોય, ત્યારે સ્તીમ થતી વખતે ૧૬૬૯ ક્યુબીક ઈંચ જગા રોકે છે (ઉપલું કોષ્ટક જોવો)

૩૦ પાઉંદના દબાણ હેઠે ૮૮૧ ક્યુબીક ઈંચ જગા રોકે છે. ૪૫ પાઉંદના દબાણ હેઠે ૬૦૮ ક્યુબીક ઈંચ જગા રોકે છે. એ ઉપરથી એવું માલમ પડે છે કે સ્તીમના વૉલ્યુમ (કદ) નો આધાર દબાણ ઉપર રહેલો છે.

(૩૧) ઉપર એમ કહી ગયા કે કોલસાની ગરમીથી જોર પેદા થાય છે, માટે ગરમીમાં મીકૅનીકલ ઇફીશીઅંસી (કામ કરવાની શકતી) હોવી જોઇએ. તે કેટલી છે તે કહો.

જો ૭૭૨ પાઉંદનું વજન ૧ ફુત ઉંચાઈથી પાણીમાં પડે તો પાણી ૧ દીગરી ગરમ થાય છે, માટે ૭૭૨ ફુત પાઉંદને એક "જોઉલ્સ ઇક્વીવેલંત ઑફ હીત" એવું નામ આપેલું છે.

(૩૨) થરમલ યુનીત એટલે શું?

એક પાઉંદ પાણીને ૧ દીગરી ગરમ કરવા સારૂં જેટલી ગરમી જોઇએ તે.

(૩૩) જો જોર બધું કોલસામાં સમાયલું છે તો તમે સ્તીમ શું કરવા વાપરો છો ?

કારણ સ્તીમમાં એવા ગુણો છે કે જેથી ગરમીનું જોર એનજીન ચલાવવાને માટે કામે લગાડી શકાએ છે.

(૩૪) સ્તીમ એટલે શું ?

સ્તીમ એ અદર્શક, લવચીક, પ્રવાહી પદાર્થ છે, જે પાણીને ગરમ કીધાથી ઉત્પન થાય છે.

(૩૫) તેના કયા ગુણોથી કરીને તે ઉપ્યોગી થઇ પડે છે ?

(૧) તેની ફુલીને કદમાં વધવાની શકતીથી.

(૨) તેને થંડી પાડીને તેનું પાણી કરી નાખવાની સહેલાઇથી.

(૩) થંડી પડીને પાણી થયા પછી ઘણી નાની જગા રોકવાના તેના ગુણથી.

(૩૬) તમે સ્તીમને થંડી પાડીને તેનું પાણી શા સારૂં કરો છો ?

વેકયુમ કરવા સારૂ, કે જેથી પીસતનની સામી બાજુ પર દબાણ ઓછું થાય અને સ્તીમમાંથી વધારે કામ મેળવી શકાય.

(૩૭) વેકયુમ તે શું ?

એવી જગા કે જ્યાં કશી પણ રીતનું દબાણ હોય નહી.

(૩૮) કનડેન્સીંગ ઇનજીનમાં તમે વેકયુમ શી રીતે કરો છો ?

એ રીતે—જેત કનડેન્સરથી અને સરફેસ કનડેન્સરથી સ્તીમ થંડી કરી નાખીને.

(૩૯) તમે વેકયુમ કાયમ કેમ રાખી શકો છો ?

સ્તીમને કનડેન્સરમાં થંડા પાણીથી ઉપરા સાપરી થડી કરીને અને ભેગા થયલા પાણીને એર પમ્પની મદદથી કનડેન્સરમાંથી બહાર કાહડી નાખીને.

(૪૦) સ્તીમ થંડી થઈ જવાથી વેકયુમ શી રીતે થાય છે ?

૧૫ પાઉંદના દબાણ વાલી એક કયુબીક ફુત સ્તીમ થંડી થઈ જાય છે, ત્યારે તેનું થયલું પાણી એક કયુબીક ઇંચ જગા-

માં રહી શકે છે, અને બાકીની જગા ખાલી પડે છે. તેમાં કશી રીતનું દબાણ હોતું નથી, અને તેને વેકયુમ કહે છે.

(૪૧) તમુને એક નવા ઇનજીન પર નેમવામાં આવ્યા હોય તો તમે શું શું તપાસી જોશો ?

બધી પાઇપો ક્યાંથી નીકળી છે અને ક્યાં ગઈ છે તે, અને તેની ઉપરના બધા કૅાકો અને વાલ્વો તપાસી જોવા. પછી બૅાઈલર, વાલ્વ અને કૅાક અને અંદર જઇને બધી ત્યુબો અને સ્તે બાર તપાસવા,' અને બૅાઇલરની પ્લેતો હથોડી વડે ઠોકી જોવી.

ફરનેસ બાર બહાર કાહડીને બ્રીજ હેઠે ઉતારવો, અને કમબસશન ચેમબરમાં જઇને ત્યુબોના બધા છેડા તપાસી જોવા.

પછી ઈનજીન, પીસતન, સ્લાઇદ વાલ્વ, બધા ઘસાતા ભાગો અને પમ્પના વાલ્વો તપાસવા.

(૪૨) સ્તીમ બૅાઇલરમાં પેદા થયા પછીથી ફીદ તરીકે પાછી બૅાઇલરમાં દાખલ થાય છે, ત્યાં સુધીમાં કયા કયા ભાગોમાં ફરે છે તે કહો.

બૅાઇલર, સીલીંદર, કનદેન્સર, એર પમ્પ, હૅાત વેલ, અને ફીદ પમ્પ.

(૪૩) કોલસાની ગરમી કયા કયા ભાગોમાંથી પસાર થાય છે તે કહો.

કોલસો ફ્રાયર બારની ઉપર નાખવામાં આવે છે, અને તેની આગની ગરમી ફ્રાયર બ્રીજ ઉપરથી થઈને કમબસશન ચેમબરમાં જાય છે. ત્યાંથી નળીઓમાં થઈ સ્મોક બૅાકસમાં, અને પછી અપતેકમાંથી થઇ ફ્નલમાં, અને ત્યાથી બહાર હવામાં.

(૪૪) સ્તીમ બૅાઈલરમાંથી નીકળીને પાછી આવતા સુધી કયા કયા ભાગો અને વાલ્વમાંથી પસાર થાય છે તે કહો.

બૅાઈલરમાં સ્તીમ પેદા થાય છે, ત્યાંથી દોમમાં થઈ, સ્તૅાપ વાલ્વમાં થઇને મેન પાઈપમાં (જો કૅચ વૅાતર હોય તો તેમાં થઈ, ઈનતરમીદીએત સ્તૅાપ વાલ્વમાં થઇ, થ્રૅાતલ વાલ્વમાં થઈ) સ્લાઈદ વાલ્વના કેસીંગમાં થઇ, એકસપૅનશન અને સ્લાઈદ વા-

હ્વોમાં થઈ, સ્તીમ પોર્તમાં થઇ, હાય પ્રેશયર સીલીંદરમાં આવી પીસતનને છેડાપર ધકેલે છે. અને તેજ પોર્તમાંથી ફેલાઇને બહાર નીકળી સ્લાઇદના એકઝૉસ્ત પોર્તમાં થઇ સીલીંદરના એકઝૉસ્ત પોર્તમાં થઈ, હાય પ્રેશયર સીલીંદરની આસપાસ થઈ, લો પ્રેશયર સ્તીમ ચેસ્તમાં થઇ, લો પ્રેશયર સ્લાઇદ વાલ્વમાં થઇ, સ્તીમ પોર્તમાં થઇ સીલીંદરમાં જાય છે અને પીસતનને છેડાપર ધકેલે છે. અને પાછી ફેલાઈને તેજ પોર્તમાં થઇ, વાલ્વના એકઝૉસ્ત પોર્તમાં થઇ, સીલીંદરના એકઝૉસ્ત પોર્તમાં થઇ, ઇદકશન પાઈપમાં થઇને કનદેન્સરમાં જાય છે; જ્યાં તે થંડી પડીને તેનું પાણી થઈ જાય છે. પછી ફુત વાલ્વમાં થઇને એર પમ્પમાં, પછી એર પમ્પના બકેત વાલ્વ અને દીલીવરી વાલ્વમાં થઇને હૉત વેલમાં—જો જેત કનદેન્સર હોય તો થોડો ભાગ સ્તૉપ વાલ્વમાં થઇ દીસચાર્જ પાઇપમાં થઇને બહાર, અને બાકીનો ફીદ પમ્પમાં; પણ જો સરફેસ કનદેન્સર હોય તો બધો ફીદ પમ્પમાં જાય છે, અને ફીદ પાઇપમાં થઈ એર વેસલ અને ફીદ રીલીફ વાલ્વમાં થઈ, અને ચેક વાલ્વમાં થઇ બૉઇલરમાં આવે છે.

(૪૫) બ્લો ઑફ કૉક કેટલા છે અને તેનો ઉપ્યોગ શુ તે કહો.

બે—એક બૉઈલરનાં બૉતમ (તળીયાં) પર અને એક શીપ (વહાણ) ની સપાટી પર. જ્યારે બેઉ ઊંઘાડા હોય છે અને સ્તીમ બૉઇલરમાં ભરેલી હોતી નથી ત્યારે બેઉમાંથી પાણી અંદર આવે છે; અને જ્યારે સ્તીમ ભરેલી હોય છે, ત્યારે બેઉમાંથી પાણી ધસડાઇને બહાર નીકલી જાય છે.

(૪૬) બે બ્લો ઑફ કૉક રાખવાનું કારણ શુ?

જો પાઇપ ભાગી જાય અથવા ફાટી જાય તોબી બૉઈલર-પરનો કૉક પાણી બૉઇલરમાં રાખે છે, અને શીપની સપાટી-પરનો કૉક દરીઆના પાણીને બહાર અટકાવે છે.

(૪૭) સમજો કે ગ્લાસ વૉતર ગેજનો ઉપરનો કૉક બંધ થઇ ગયો અથવા પાઇપ બંધ થઈ ગઈ, અને જો વૉતર કૉક ઉઘાડો હોય, તો પાણી કેટલું ઉપર રહેશે?

પાણી જોરથી ગ્લાસના મથાળા સુધી ચઢી જશે.

(૪૮) જો ઉપરનો કૉક ઊઘાડો અને હેઠેનો બંધ હોય તો?

પાણી પોતાની લેવલ (સપાટી) પર રહેશે.

(૪૯) પાણીની ઊંચાઈ તપાસવાને માટે કયો કૉક પહેલાં ઊઘાડવો?

હેઠેનો.

(૫૦) તેમાંથી શું નીકલવું જોઇએ?

પાણી.

(૫૧) જો પાણી નીકળે તો શું કરો?

વચમાંનો અને ઉપરનો કૉક ઊઘાડો.

(૫૨) સમજો કે ઉપરના કૉકમાંથી પણ પાણી નીકલે તો?

જ્યા સુધી લેવલપર આવે ત્યાં સુધી પાણી બહાર જવા દેવો.

(૫૩) પણ જો હેઠેના કૉકમાંથી સ્તીમ નીકળે તો?

સ્તીમ બહાર કાહડી નાખવા માંડવી, આગ બહાર ખેંચી લેવી અને બૉઇલર થંડું પાડીને પાણી અંદર પમ્પ વડે દાખલ કરવું. સ્મોક બૉકસનું બારણું ઉઘાડીને કોઇ ત્યુબ ગળતી હોય તો જોવી. જો કોઇ ગળતી હોય, તો પ્લગ (બુચ) થી બંધ કરવી, અને પછી પાછી આગ મારવી.

(૫૪) સરકયુલર (ગોળ) બૉઇલરમાં સ્ને કેટલા દુર દુર રહેવા જોઈએ?

૧૫ અથવા ૧૮ ઈંચ બન્ને બાજુએ.

(૫૫) તેઓનો દાયમેતર કેટલો હોવો જોઈએ?

આસરે સવાબે અથવા હડી ઈંચ.

(૫૬) વધારે સારી કઇ છે—નાના દાયમેતરવાલી ઘણી ત્યુબો, કે મોટા દાયમેતરવાલી થોડી ત્યુબો?

નાના દાયમેતરવાલી ઘણી ત્યુબો.

(૫૭) કારણ શું ?

પ્લેતની ઉપર એકજ જગાએ દબાણ થવાથી પ્લેત તે જગાએથી બહાર ધસી આવે છે.

(૫૮) પણ ત્યુબોની સંખ્યાની કંઈ હદ હોવી જોઈએ?

હા. તે ૧૫ અથવા ૧૮ ઈંચ દુર રહેવી જોઈએ. જો વધારે પાસે પાસે હોય, તો બૉઇલર અંદરથી તપાસતી વખતે મુશ્કેલી પડે છે.

(૫૯) સપાટ તળીયાવાલા બૉઈલરનો વર્કીંગ પ્રેશયર શાની ઉપર આધાર રાખે છે ?

સ્તેના દાયમેતર અને સંખ્યા ઉપર, અને દર સ્કુવેર ઇંચે તેની ઉપર પડતાં દબાણ ઉપર.

(૬૦) ગવરમેન્ત એક સ્કુવેર ઇંચ સેકશનલ એરીઆપર કેટલું દબાણ રાખવા દે છે ?

૫૦૦૦ પાઉંદ.

(૬૧) સરક્યુલર (ગોળ) બૉઇલરનો પ્રેશયર શાની ઉપર આધાર રાખે છે?

પ્લેતની જાડાઈ ઉપર, પ્લેત દર સ્કુવેર ઈંચે કેટલું દબાણ ખમે છે તેની ઉપર, અને બૉઈલરના દાયમેતર ઉપર.

(૬૨) એ વીષે રૂલ શું છે તે કહો.

સ્ત્રેન (ખેંચાણ) ને પાઉંદના આકારમાં લાવીને જેટલા ઇંચ જાડાઇ હોય તેટલાએ ગુણો, અને જેટલા ઇંચ દાયમેતર હોય તેટલાએ ભાગો. જે જવાબ આવશે તે પ્રેશયર (પ્લેતની સાંધણને ગણત્રીમાં લીધા વગર).

$$\text{પ્રેશયર} = \frac{\text{૨ સ્ત્રેન (પાઉંદ)} \times \text{જાડાઈ (ઈંચ)}}{\text{દાયમેતર (ઈંચ)}}$$

(૬૩) જો તમારી પાસે સરખા દાયમેતરના બે બૉઈલરો હોય તો જોરનો આધાર શા ઉપર રહેશે ?

પ્લેતની જાડાઇ ઉપર.

(૬૪) જો જાડાઇ સરખી હોય, અને દાયમેતરમાં ફેર હોય તો?
દાયમેતર ઉપર.

(૬૫) જો એકનો દાયમેતર ૧૨ ફીત અને બીજાનો ૬ ફીત હોય, તો વધારે જોર કયું ખમશે?
નાના દાયમેતરવાલું બૉઇલર.

(૬૬) કેટલું વધારે?
બેવડું વધારે.

(૬૭) જો એકનો દાયમેતર ૧૨ ફીત અને બીજાનો ૪ ફીત હોય તો?
૪ ફીતવાલું બૉઇલર ૧૨ ફીતવાલાં કરતાં ત્રણ ઘણું વધારે જોર ખમશે.

(૬૮) સપાટ તળીયાંવાલા બૉઇલરમાં સઉથી વધારે પ્રેશયર કયાં પડે છે?
તળીયાં ઉપર.

(૬૯) કારણ શું?
કારણ સ્તીમ અને પાણી એ બન્નેનું દબાણ ત્યાં સાથે હોય છે.

(૭૦) દબાણ પોતાની અસર પહેલ વહેલી કયાં દેખાડશે?
તળીયાંના મધ્ય ભાગ ઉપર.

(૭૧) સરકયુલર (ગોળ) બૉઇલરમાં સઉથી વધારે દબાણ કયાં હોય છે?
આગળા અને પાછળા મહોંડાના હેઠળના ભાગ ઉપર.

(૭૨) ફરનેસ ત્યુબનું જોર શાની ઉપર આધાર રાખે છે?
પ્લેતની જાડાઇ, તેનો દાયમેતર, અને ત્યુબની લંબાઇ ઉપર.

(૭૩) જો ૭ ફીત લાંબી ત્યુબને બદલે તમે પાંચ ફીત લાંબી ત્યુબ મુકો, તો મજબુત વધારે કઈ થશે?
પાંચ ફીત લાંબી.

(૭૪) જો એક ચાર ફીત દાયમેતરમાં હોય, અને બીજી ત્રણ ફીત હોય, તો મજબુત કઈ?
ત્રણ ફીતવાલી.

(૭૫) ફરનેસ ત્યુબની જે અસલ જાડાઈ હોય તેના કરતા તમે અરધી રાખો તો તે કેટલું જોર ખમશે ?

એક ચતુર્થાઉંસ અથવા ચોથા ભાગ જેટલું.

(૭૬) ચોરસ ત્યુબ વધારે મજબુત કે ગોળ ત્યુબ?

ગોળ ત્યુબ.

(૭૭) કારણ શું ?

બીજા કોઇ પણ આકાર કરતાં સરકલ (ગોળ કુંડાળું) વધારે જોર ખમી શકે છે, અને બીજા આકારને સ્તે લગાડવાની ગરજ પડે છે, પણ સરકલને પડતી નથી.

(૭૮) જો એક બૉઇલરની પ્લેત પાતળી થઈ ગઇ હોય, તો શું કરો?

પૅચ (ગાબડું) મારવું.

(૭૯) અંદર કે બહાર ?

અંદર.

(૮૦) કારણ શું ?

કારણ તેથી જોર બધું પૅચ પર પડશે, અને પ્લેત બચી જશે. બીજું, જો બહારથી પૅચ માર્યો હોય, તો જોર તે છતાં પણ પ્લેત પરજ પડશે, અને પ્લેત દહાડે દહાડે ખવાઇ જશે. ત્યાર પછી સ્તીમનું દબાણ પૅચપર પડવાથી તે બહાર ધસી જશે, અને કોઇ વખત વધારે જોર તેની પર પડવાથી તે ઉડી જશે.

(૮૧) જો ઘણી પાતળી પ્લેતો હોય તો શું કરો ?

બધી પર પૅચ મારો, અને પ્રેશયર ઓછો કરો.

(૮૨) જો પ્લેત બળી ગઈ હોય તો?

આગની બાજુ પરથી પૅચ મારો.

(૮૩) જો પ્લેત બહાર ધસી આવી હોય તો શુ કરો?

ઘસીને બહાર આવેલા ભાગના મધ્યમાં એક સ્તે લગાડો.

(૮૪) જો ઘણી પ્લેતોને તેમ થયું હોય તો શુ કરો?

દરકને સ્તે લગાડો, અને પ્રેશયર ઓછો કરો.

(૮૫) જો પ્લેતમાં તડલ પડી હોય તો શુ કરો?

એઉ છેડે કાણાં પાડીને પૅચ મારો.

(૮૬) જો સ્તીમ બૉઈલરમાં હોયતો બૉઈલરમાંનું પાણી શી રીતે બદલશો?

સ્કમ કૉક ઊઘાડો, અને ફીદમાંથી વધારે પાણી દાખલ કરો.

(૮૭) સ્કમ કૉક ચોંટી ગયો હોય તો?

બ્લો ઑફ કૉક ઊઘાડો.

(૮૮) તે પણ જો ચોંટી ગયો હોય તો?

આગ ધીમી પાડો, અને સ્તીમ બહાર જવા દેવો. પછી પાણી પણ બહાર જવા દેવો, એને કૉક સાફ કરીને પછી પાછું ચાલું કરો.

(૮૯) જો સ્તીમ બૉઈલરમાં હોય, અને સેફ્તી વાલ્વ ચોંટી ગયો હોય, તો સ્તીમ કેમ કાહડી નાખશો?

આગ ખેંચી લેવી, અને ઈનિજીન ચલાવીને સ્તીમ ખાલી કરી નાખવી. પછી થંડુ પાડીને વાલ્વ સાફ કરવો.

(૯૦) જો બૉઇલરનું પાણી હેઠે ઉતરી જાય, તો શું થાય?

કમબસશન ચેમબરનું મથાળું અને નળીઓ બળી જાય અને વખતે ફુટી પણ જાય.

(૯૧) જો પાણી ઘણું ચઢી જાય, તો શું થાય?

પ્રાઈમીંગ થાય, અને વખતે સીલીંદરનું કવર પણ ફાટીને ઉડી જાય.

(૯૨) ઇજનેરની સઉથી અગત્યની ફરજ શું છે?

બૉઈલરમાં પુરતું પાણી છે કે નહી, અને તેમાં ખાર કેટલો બંધાએલો છે તે તપાસવાની.

(૯૩) પાણી ખારૂં છે એ કેમ માલમ પડે?

થોડું બહાર કાહડીને સેલીનોમીતરથી તપાસવાથી.

(૯૪) સેલીનોમીતર પાણીમાં મુકવા અગાઉ તમે શું કરશો?

થરમોમીતરથી તેમપરેચર (ગરમી) તપાસી જોવો.

(૯૫) સેલીનોમીતર ઘણું કરીને કેટલી ગરમીવાળું પાણી તપાસી જોવાને માટે બનાવેલું હોયછે ?

૨૦૦ દીગરી.

(૯૬) જો સેલીનોમીતર નહી હોય તો પાણી શી રીતે તપાસશો ?

ખુલ્લી હવામાં પાણીને ઉકાળીને તેના બૉઇલીંગ પોઈંત ઉપરથી.

(૯૭) કેમ કરશો તે કહો ?

થોડું પાણી લઇને તેને ગરમ કરો, અને તે ઉકળે તે વખતે થરમોમીતર કેટલી દીગરી પર છે તે જોવો. જો ૨૧૪ દીગરીની ઉપર નહી હોય તો ચાલશે.

(૯૮) મીઠા પાણીનું બૉઇલીંગ પોઈંત શું ?

૨૧૨ દીગરી.

(૯૯) ખારા પાણીનું શું ?

૨૧૩.૨ દીગરી.

(૧૦૦) એમાં કદી ફેરફાર થાયછે, અને તે શાથી ?

હવાના વત્તાં ઓછાં દબાણથી એમાં ફેરફાર થાયછે, અને તે દબાણ બૅરોમીતર પરથી માલમ પડે છે.

(૧૦૧) બૅરોમીતરમાં પારો કેટલો ચઢેલો જોઈએ ?

૩૦ ઈંચ સુધી.

(૧૦૨) સ્લાઈદ વાલ્વનો ઉપયોગ શું ?

સ્લાઈદ વાલ્વથી સ્તીમ પીસતનની એઉ બાજુ ઉપર અવાર નવાર દાખલ થઇ શકેછે, અને તેજ પ્રમાણે એઉ બાજુના એક્ઝૉસ્ત પોર્ત અવારનવાર ઉઘાડવાથી બહાર નીકળી શકેછે.

(૧૦૩) ઑસીલેતીંગ ઇનજીનમાં શું ફેર હોયછે ?

તેનું સીલીંદર એક બાજુથી બીજી બાજુપર હાલેછે, અને તેનો પીસતન-રૉદ ક્રૅંકની સાથે જોડેલો હોયછે. તેને કનેકતીંગ રૉદ હોતો નથી.

(૧૦૪) ત્રંક ઈનજીનમાં કયો ભાગ હોતો નથી ?

પીસ્તન રૉદ. તેને બદલે ત્રંક હોયછે.

(૧૦૫) ક્રૅંકની મતલબ શું હોયછે?

સીધી ચાલને ગોળ ફરતી ચાલમાં બદલવાની.

(૧૦૬) કનેકતીંગ રૅાદની બેઉ છેડાઓ પરની ચાલમાં શું ફેર છે તે કહો.

ક્રૅાસ હેદ આગળનો છેડો સીધો ફરેછે, અને ક્રૅંક પીન આગળનો છેડો ગોળ ફરેછે.

(૧૦૭) પીસતન અને સ્લાઈદ વાલ્વની ચાલ વચ્ચે શું સંબંધ છે તે કહો.

સ્તીમ સીલીંદરમાં આવીને પીસતનને ચલાવેછે. માટે જ્યારે $\frac{1}{4}$ કે $\frac{1}{2}$ અથવા આપણને જોઇતો હોય તેટલો સ્ત્રોક ચાલી રહે, ત્યાર પછી સ્તીમ પોર્ત બંધ થવો જોઇએ એટલે કે એકસ્પૅનશન થાય. પીસતન બીજે છેડે જઇ પહોંચે તેની અગાઉ એ પોર્ત એકઝૅાસ્તને સારૂં ઉઘડવો જોઇએ, કારણ તેથી કરીને પીસતનને પાછો આવતી વખતે વેકયુમ મલે. પીસતન બરાબર છેડે આવી પુગે તેની અગાઉ એ પાછો બંધ થવો જોઈએ, એટલે કે કુશીયનીંગ મલે અને બરાબર છેડે આવી પુગે એટલે તરતજ એ ઉંઘડવો જોઇએ જેથી બીજા સ્ત્રોકની તૈયારી થાય.

(૧૦૮) સ્ત્રોકના ચોક્કસ ભાગ આગળ વાલ્વ સ્તીમને કેવી રીતે કત ઑાફ કરી શકેછે?

વાલ્વના ફેસની પહોલાઇ વત્તી ઓછી કરવાથી.

(૧૦૯) એને શું કહેછે.?

લૅપ અથવા કવર.

(૧૧૦) લૅપ એટલે શું?

વાલ્વ જ્યારે મીદ પોઝીશન (મધ્યભાગ)માં હોયછે તે વખતે પોર્તની સ્તીમ એજ (જે બાજુએથી સ્તીમ દાખલ થાયછે તે બાજુ આગળની કોર) વાલ્વની સ્તીમ એજથી જેટલી દુર હોય છે તે.

(૧૧૧) એકઝૅાસ્ત લૅપ તે શું?

વાલ્વ જ્યારે મીદ પોઝીશનમાં હોયછે, ત્યારે પોર્તની એકઝૅાસ્ત

એજ (જે બાજુએથી એકઝૉસ્ત સ્તીમ બહાર જાયછે તે બાજુ આગળની કોર) વાલ્વની એકઝૉસ્ત એજથી જેટલી દુર હોયછે તે.

(૧૧૨) એકઝૉસ્ત એજપર લૅપ રાખવાનું કારણ શું?

કુશીયનીંગ કરવા સારૂં.

(૧૧૩) તે ક્યારે રાખવું જોઇએ. ?

જ્યારે એનજીન મોટાં કદ અને વજનનાં હોય, અને પીસતનનો સ્ત્રોક નાનો અને ઝડપ વધારે હોય ત્યારે.

(૧૧૪) સ્તીમને કત ઑફ કરવાના બીજા શું રસ્તા છે?

એકસપૅનશન વાલ્વથી કરીને અથવા લીંકથી કરીને.

(૧૧૫) ફીકસ્દ એકસપૅનશન એટલે શું ?

વાલ્વ પર લૅપથી જે એકસપૅનશન થાયછે તે.

(૧૧૬) મુવેબલ એકસપૅનશન તે શું ?

જુદા વાલ્વ અથવા ગીયરથી એકસપૅનશન થાયછે તે.

(૧૧૭) તમે કયું વધારે પસંદ કરો છો ?

મુવેબલ એકસપૅનશન.

(૧૧૮) કારણ શું ?

જો મુવેબલ એકસપૅનશન હોય તો એનજીનને ઉભું રાખયા વગર ઝડપ વધારી શકાએ છે.

(૧૧૯) તમારા સીલીંદરનો સ્ત્રોક ૨ ફુત ૬ ઇંચ છે, અને કત ઑફ ૧૨ ઇંચ છે; હવે જો ૧૫ ઇંચે કત ઑફ કરવા છે તો શું કરશો ?

લૅપ અથવા કવર ઓછું કરો.

(૧૨૦) સ્તીમનો મીન પ્રેશયર ૨૪ પાઉંદ છે. જો તમારે તે ૩૦ પાઉંદ કરવો છે, તો તમે શું કરશો ?

થોડુ કવર ઓછું કરો

(૧૨૧) જો ઇંદીકેતેર પરથી એમ માલમ પડે કે ઇનદીકેતેદ હૉર્સ પાવર ૧૭૦ છે તો હવે તમે ૨૦૦ કેવી રીતે કરી શકો ?

થોડું કવર ઓછું કીધાથી.

(૧૨૨) જો શીલીંદરમાં તમે મીન પ્રેશયર ઓછું કરવા માંગતા હોવો તો શું કરો ?

લૅપ વધારો.

(૧૨૩) લીદ એટલે શું ?

પીસતન જે વખતે સ્ત્રોકને છેડે આવે છે તે વખતે સ્તીમ પોર્ત જેટલો સ્તીમને સારૂ ઉઘાડો હોય છે તેને લીદ કહે છે.

(૧૨૪) તમે લીદ કેટલો રાખશો ?

તેનો કંઈ ભરોસો નથી. કેટલાકો તૉપપર ⅛ ઈંચ અને બૉતમપર ¼ ઇંચ રાખે છે. કમપાઉંદ ઈનજીનમાં હાય પ્રેશયરનો લીદ કાગજની જાડાઇ જેટલો હોય છે.

(૧૨૫) વાલ્વને લીદ કેવી રીતે આપવામાં આવે છે ?

એકસેંત્રીક શીવને તેની જગા ઉપરથી જરા વધારે આગળ ખસાડવાથી.

(૧૨૬) ક્રૅંક સાથે જોતાં શીવ કેવી રીતે મુકેલી હોય છે ?

જે લીટીમાં ક્રૅંક હોય તેની ઉભી લીટીમાં એટલે રાઇત ઍંગલે શીવને આગળ ખસાડીને મુકવી, અને પછી લૅપ અને લીદ જેટલો રાખવો હોય તેટલી તેને આગળ નાંખવી.

(૧૨૭) કનેકતીંગ રૉદની લંબાઈ કેમ કાઢવી ?

પીસતનને અરધા સ્ત્રોકપર લાવીને ક્રૉસ હેદનાં ગદજીઅનના સેંતરથી તે શૅફ્તનાં સેંતર સુધી માપ લેવું. જે આવે તે લંબાઈ

(૧૨૮) એકસેંત્રીકને નવી શૅફ્ત પર કેવી રીતે ગોઠવશો ?

ક્રૅંકને પહેલાં તૉપ સેંતર પર મુકો. પછી વાલ્વની તે બાજુ ભણીની લીદ જેટલી જોઈએ તેટલી રાખીને શીવને તે જગા પર કાયમ કરો; પછી એનજીનને ફેરવીને બૉતમ સેંતર પર લાવો; અને તે બાજુ ભણીની લીદ જોઈએ તેટલી છે કે નહી તે જુવો. જો હોય તો ચાવી મારીને શીવને કાયમ કરો.

(૧૨૯) એનજીન ચાલ્યા પછી તમે લીદ બદલી શકોછો ?

હા. સ્લાઇદને હેઠે કર્યાથી તૉપ તરફની લીદ વધારે થશે, અને બૉતમ તરફની ઓછી થશે.

(૧૩૦) સ્તીમ પોતાનું કામ કરી રહ્યા પછી તેનું શું થાયછે ?

કનદેન્સરમાં જાયછે, જ્યા તે થંડી પડીને તેનું પાણી થાયછે. પછી એર પમ્પ તેને ઉંચકીને હૉત વૅલમાં નાંખેછે, જ્યાંથી તે ફીદ પમ્પમાં થઈને બૉઇલરમાં જાયછે.

(૧૩૧) કનદેન્સરનું કામ શું છે ?

સ્તીમને થંડી પાડીને વેક્યુમ કરવાનું.

(૧૩૨) સરફેસ કનદેન્સરમાં પ્લેતને બદલે ત્યુબ શું કામ રાખોછો ?

તેથી સ્તીમને થંડી થવા સારૂં જગ્યા વધારે મલેછે.

(૧૩૩) કનદેન્સર ત્યુબ ગળતી કેમ માલમ પડે ?

એર પમ્પમાંનું પાણી તપાસી જોયાથી.

(૧૩૪) ગળતું હોય તો તમે કેમ શોધી કાઢો ?

ઉભું રાખીને કનદેન્સર પાણીથી ભરીને જોયાથી.

(૧૩૫) જેત કનદેન્સરમાં પાણી કેટલું ગરમ હોયછે ?

સુમારે ૧૦૦°.

(૧૩૬) સરફેસ કનદેન્સરમાં કેટલું ?

સુમારે ૧૨૦°.

(૧૩૭) ફીદનું પાણી એથી વધારે ગરમ થઇ શકે કે નહી ?

હા. પણ તેથી એર પમ્પના વાલ્વ પાણી ખેંચી શકે નહી કારણ વેક્યુમ જતું રહે.

(૧૩૮) સાધારણ રીતે ઘણુંખરૂં વેક્યુમ કયાં સુધી હોયછે ?

૨૫ અથવા ૨૬ ઇંચિ સુધી.

(૧૩૯) એથી વધારે વેક્યુમ કેમ મલી શકતું નથી ?

કારણ તેથી પાણી વધારે લઇ જવાને સારૂં પમ્પને વધારે કામ કરવું જોઈએ, તેથી એનજીનપર કામ ઓછું થાય, અને બીજું, ફીદનું પાણી પણ વધારે થંડુ થાય તેથી કોલસો વધારે બળે.

(૧૪૦) સરફેસ કનદેન્સીંગ એનજીનમાં એર પમ્પથી લાવેલું પાણી બૉઇલરને પુરતું છે કે ?

નહી.

(૧૪૧) કેટલી જુદી જુદી જાતના પમ્પ હોયછે ?

લીફ્તીંગ, ફોરસીંગ, દબલ ઍકતીંગ, અને સેંત્રીફ્યુગલ પમ્પ.

(૧૪૨) કયા પમ્પો ઘણું કરીને લીફ્તીંગ પમ્પ હોયછે ?

દોનકી સકશન, એર પમ્પ, અને સરકયુલેતીંગ પમ્પ.

(૧૪૩) કયા ફોરસીંગ અથવા પ્લંજર પમ્પ હોયછે ?

ફીદ અને બીલ્જ પમ્પ.

(૧૪૪) સેંત્રીફ્યુગલ પમ્પ શાને બદલે ઉપયોગમાં આવેછે ?

સરકયુલેતીંગ પમ્પને બદલે.

(૧૪૫) એ જુદા જુદા પમ્પને વાલ્વ કેટલા હોયછે ?

સેંત્રીફ્યુગલને કાંઇ નહીં, ફોરસીંગ પમ્પને બે, લીફ્તીંગ પમ્પને ત્રણ, અને દબલ ઍકતીંગ પમ્પને ચાર.

(૧૪૬) લીફ્તીંગ પમ્પ બે વાલ્વથી ચાલી શકે ?

હા.

(૧૪૭) કયો કાહડી નાખીએ તો ચાલે ?

ઘણો ખરો ફુત વાલ્વ.

(૧૪૮) એર પમ્પને ફુત વાલ્વ વગર ચલાવવાનું કયારે ઘણું સરસ રીતે બની શકે ?

જ્યારે કનદેન્સરનું તળીયું એર પમ્પમાં ઢલતું હોય ત્યારે, અને પમ્પનો સ્ત્રોક ઝડપવાલો હોય ત્યારે.

## એનજીન.

(૧) જ્યારે સ્તીમ તૈયાર હોયછે, ત્યારે એનજીન ચલાવવાને સારૂં તેને કેવી રીતે કામમાં લઇ શકાય છે ?

સ્તૉપ વાલ્વ, થ્રોતલ વાલ્વ, અને સ્લાઇદ વાલ્વ ઉઘાડવાથી.

(૨) ચલાવવા અગાઉ કોઇ વખતે એક બે આંટા હાથે ફેરવવા પડેછે કે?

હા. ઘણા દીવસ સુધી પડી રહ્યું હોય, અથવા સમાર્યું હોય ત્યાર પછી.

(૩) ઇન્જેક્શન ઘણું થતું હોય તે કેમ જાણો ?

કનદેન્સર થંડું હોય અને ગેજમાં વેક્યુમ વધારે થયું હોય તે ઉપરથી.

(૪) ઇન્જેક્શન પુરતું નહીં હોય તે કેમ જાણો ?

કનદેન્સર ગરમ થાય, અને વેક્યુમ ઓછું થાય તે ઉપરથી.

(૫) જો જેત કનદેન્સરમાં એનજીન ઉભું રહ્યા પછી ઇન્જેક્શન બંધ નહી કરો તો શું થાય ?

કનદેન્સર પાણીથી ભરાઈ જાય, અને કદાચ સીલીંદરમાં પણ પાણી જાય.

(૬) જો પાણી સીલીંદરમાં જાય તો શું થાય ?

પીસતન ફાટી જાય અથવા સીલીંદરનું કવર ઉડી જાય.

(૭) ઘણું ખરૂં સીલીંદરમાં પાણી કેવી રીતે જાય છે ?

પ્રાઈમીંગથી.

(૮) અંદર આવેલું પાણી બહાર શી રીતે નીકળે ?

સીલીંદરના તૉપ અને બૉતમ ઉપર એસકેપ વાલ્વ મુકેલા હોય છે તેમાંથી.

(૯) જો કનદેન્સર ગરમ થાય તો શું કરો ?

થંડું થાય ત્યાં સુધી એનજીનને બંધ રાખો.

(૧૦) જો બંધ નહીં રાખવું હોય તો શું કરો ?

પેહેલાં ગરમ, અને ધીમે ધીમે કરતાં થંડું પાણી તેની ઉપર નાંખીને તેને થંડું પાડો.

(૧૧) હાય પ્રેશયર, અને લો પ્રેશયર, એમાં ફેર શું ?

હાય પ્રેશયરને કનદેન્સર હોતું નથી, અને તેની એકઝૉસ્ત સ્તીમ હવામાં જાયછે, પણ લો પ્રેશયરને કનદેન્સર હોયછે જેમાં તેને થંડી

કરવામાં આવેછે. વાજબી રીતે જોતાં એ એનજીનનાં નામ નૉન કનદેન્સીંગ અને કનદેન્સીંગ છે.

(૧૨) કમપાઉંદ એનજીન તે શું ?

સીમપ્લ એનજીનમાં સ્તીમને જલદીથી કત ઑફ કીધાથી જેટલું એકસપૅનશન મળેછે, તેટલુંજ એકસપૅનશન જલદીથી કત ઑફ કીધા વગર મેલવવાની જે કળા તે.

(૧૩) તે શી રીતે થાયછે ?

પેહેલાં નાનાં સીલીંદરમાં દાખલ કરીને તેને એકસપૅન્દ કરવી (ફૅલવાદેવી); પછી મોટાં સીલીંદરમાં જવા દેઈ ત્યાં પણ તેમજ ફુલવા દેવી, અને પછી કનદેન્સરમાં દાખલ કરીને તેને થંડી પડવા દેવી.

(૧૪) જો ગેજ ૬૦ પાઉંદ દેખાડે અને ફાઇનલ પ્રેશયર (પીસ્તન જે વખતે છેડે આવી પુગે તે વખતે સ્તીમનો પ્રેશયર) ૭½ પાઉંદ સુધી લાવવો હોય તો સ્તીમને કેટલી હદ સુધી કદમાં ફૂલવા દેવી ?

(ગેજનો પ્રેશયર + હવાનું દબાણ એટલે ૧૫ પાઉંદ = ગ્રોસ પ્રેશયર) ૬૦+૧૫=૭૫ ગ્રોસ પ્રેશયર; તેને ૭½ એ ભાગો તો ૧૦ આવશે માટે દશ ધણી કદમાં ફુલવા દેવી, અથવા જો સીમપ્લ એનજીન હોય તો $\frac{૧}{૧૦}$ એ કત ઑફ કરવો.

(૧૫) એથી શું ખરાબ અસર થશે ?

બધા ભાગોપર ખેંચાણ સરખું પડવાને બદલે વત્તું ઓછું પડશે; સરૂવાતમાં ધણુંજ પડશે અને તેમજ ઘસારો પણ વધારે થશે, અને ધીમે ધીમે કરતાં ઓછું પડશે.

(૧૬) જો એક કમપાઉંદ એનજીનમાં સ્તીમ ગેજ ૬૦ પાઉંદ દેખાડતો હોય, અને કત ઑફ બેઉમાં ½ સ્ત્રોક પર થતો હોય અને લો પ્રેશયર સીલીંદર હાય પ્રેશયર કરતાં ચાર ધણું મોટું હોય, તો કત ઑફ ની વખતે, ફાઈનલ પ્રેશયરની વખતે અને બૅક પ્રેશયર (સામી બાજુ પરથી પીસતનની ઉપર પડતું ઉલટું દબાણ) ની વખતે સ્તીમનો પ્રેશયર કેટલો રહેશે ?

હાય પ્રેશયરમાં આવતાં સ્તીમનો ગ્રોસ પ્રેશયર ૭૫ પાઉંદ હોય છે, અને $\frac{૧}{૨}$ સ્ત્રોક પર આવતાં કત ઑફ્ થાયછે, માટે ફાઈનલ પ્રેશયર ૩૭$\frac{૧}{૨}$ પાઉંદ થયો; હવે એ સ્તીમ લો પ્રેશયર સીલીંદરમાં જઇને તેને અરધું ભરી નાંખેછે. હવે હાય પ્રેશયર લો પ્રેશયર કરતાં ચાર ઘણું મોટું છે, માટે અરધું લો પ્રેશયર ભરી નાખવાને સારૂ એ સ્તીમ ફુલીને કદમાં બેવડી થવી જોઇએ, અને તેથી તેનો પ્રેશયર અરધો થશે એટલે કે ૧૮$\frac{૩}{૪}$ પાઉંદ ગ્રોસ થશે. એ ૧૮$\frac{૩}{૪}$ પાઉંદ હાય પ્રેશયર સીલીંદરમાં બૅક પ્રેશયર થયો. માટે ૧૮$\frac{૩}{૪}$–૧૫=૩$\frac{૩}{૪}$ પાઉંદ હવાનાં દબાણ ઉપરાંત થતો બૅક પ્રેશયર કહેવાય. પછી એ સ્તીમ લો પ્રેશયર સીલીંદરમાં ફુલીને પાછી બેવડી કદમાં વધેછે, એટલે ગ્રોસ પ્રેશયર ૯$\frac{૩}{૮}$ પાઉંદ થયો. હવે જો વેકયુમ ગેજ ૨૬ ઇંચપર હોય, તો ૨ પાઉંદ બૅક પ્રેશયર પડે. માટે

હાય પ્રેશયર :—

ઇનીશીયલ ઇફેકતીવ (સરૂઆતમાં થતો અસરકારક) પ્રેશયર ૬૦–૩$\frac{૩}{૪}$=૫૬$\frac{૧}{૪}$ થશે.

ફાઇનલ ઇફેકતીવ પ્રેશયર ૩૭$\frac{૧}{૨}$–૧૮$\frac{૩}{૪}$=૧૮$\frac{૩}{૪}$ પાઉંદ થશે.

લો પ્રેશયર :—

ઇનીશીયલ ઇફેકતીવ પ્રેશયર ૧૮$\frac{૩}{૪}$–૨=૧૬$\frac{૩}{૪}$ પાઉંદ થશે.

ફાઇનલ ઇફેકતીવ પ્રેશયર ૯$\frac{૩}{૮}$–૨=૭$\frac{૩}{૮}$ પાઉંદ થશે.

(૧૭) સમજો કે લો પ્રેશયરનો કનેકતીંગ રૉદ ભાગી ગયો તો તમે શું કરો ?

ભાગેલાને બદલે હાય પ્રેશયરનો રૉદ મુકો.

(૧૮) જો હાય પ્રેશયરના વાલ્વના બે ત્રણ કકડા થઇ જાય તો શું કરો ?

તો વાલ્વ એકદમ કાઢી નાખો, ગ્લાંદને બંધ કરો, બૉઇલરમાં પ્રેશયર ઓછો કરો, અને સ્તીમને હાય પ્રેશયર સીલીંદરમાં થઇ, લો પ્રેશયરમાં જવા દેવો. સ્તીમ હાય પ્રેશયરનાં પીસતનનાં તૉપ અને બૉતમ પર રહેશે. અને તેથી પીસતન વચલા ભાગમાં

ખસ્યા વગર પડી રહેશે, અને વધારે નુકસાન થયા વગર લો પ્રેશયર વડે કામ ચાલી શકશે.

(૧૯) સ્તીમની ફુલીને કદમાં વધવાની શકતીનો કેવી રીતે ઉપ્યોગ કરી શકાય છે?

સ્તીમને સ્ત્રોકનાં ચોક્કસ ભાગ આગળથી સ્લાઈદના લૅપથી કરીને અથવા એકશપૅનશન વાલ્વથી કરીને કત ઑફ કરી નાખવી એટલે સીલીંદરમાં દાખલ થતી બંધ કરવી. તેથી બાકીનો સ્ત્રોક, સ્તીમમાં જે પોતાનું કદ ફુલીને વધવાની શકતી છે, તેનાથી પુરો થશે.

(૨૦) જો સીલીંદરનું કવર ફાટી જાય તોબી એનજીન કામ કરી શકે કે નહી?

હા. જો કવર સમારી નહી શકાતું હોય, તો તેને કાહડી નાખવું, તેનો સ્તીમ પાર્ત લાકડાંનો બુચ મારીને બંધ કરવો, પછી બીજી બાજુથી સ્તીમ આવવા દેવી, એટલે પીસ્તન છેડે સુધી આવશે; સ્તીમ કનદેન્સરમાં જઇને થંડી થશે, અને બીજો ફટકો હવાના દબાણને લીધે થઇ શકશે.

(૨૧) શું તે છતાં સ્તીમનો ઇફેકતીવ પ્રેશયર (અસરકારક દબાણ) પહેલાંનાં જેટલોજ રહેશે કે?

નહી. હવાના દબાણ ઉપરાંતનું સ્તીમનું જે દબાણ તેજ ફકત હવે કામમાં આવશે, કારણ કે એક બાજુ પર વેકયુમ મલી શકતું નથી, અને તેથી કરીને હવાનું દબાણ કામમાં આવી શકતું નથી. જેમકે જો સ્તીમનું દબાણ, હવાનું દબાણ બાદ કરતાં, ૬૫ પાઉંદનું હોય, અને વેકયુમ ગેજ ૨૬ ઈંચ પર હોય, તો ઈફેકતીવ પ્રેશયર ૭૮ પાઉંદનો થયો; પણ કવર ભાગવા પછી એટલે કે જ્યારે એકજ બાજુથી સ્તીમ અંદર આવી શકે, ત્યારે ૬૫ પાઉંદનું દબાણ સ્તીમ વાલી બાજુ તરફ રહેશે, અને ૧૩ પાઉંદનું દબાણ બીજી ઉઘાડી બાજુ તરફ રહેશે.

(૨૨) ઉપર આપેલા દાખલામાં એવી રીતે જો સ્તીમનું દબાણ હોય તો એનજીન ચલાવવું ઠીક છે કે નહીં ?

નહીં. કારણ દબાણ એક સરખું નહીં હોવાને લીધે ઇનજીનપર એક સ્રોકે ખેંચાણ ઘણું થશે અને બીજે સ્રોકે ઓછું થશે. માટે એવી વખતે બૉઇલરમાંની સ્તીમ હવાનાં દબાણ ઉપરાંત ૨૦ પાઉંદ જેટલાં દબાણ વાલી રાખવી.

(૨૩) શૅફ્તની ઉપર શીવને માટે ચાવીના ગાળા કઇ જગ્યાપર કાહડવા તે આકૃતી કાહડીને સમજાવો.

એનજીન એવી રીતે ઉભું રાખવું કે જો ક્રૅંક પીનના સેંતરમાંથી એક ઓલંબો બાંધ્યો હોય તો તે ઓલંબાની દોરી શૅફ્તના સેંતરમાંથી પસાર થાય ; પછી શૅફ્તના સેંતરથી બે સરકલ દોરવા, તે એવાં કે પહેલાંનો દાયમેતર વાલ્વના એકંદર ત્રૅવલ જેટલો થાય, અને બીજાનો દાયમેતર શૅફ્તના દાયમેતર જેટલો થાય; પછી વાલ્વનો લૅપ અને લીદ એકંદર મલીને જેટલો હોય તેટલો અંતર શૅફ્તના સેંતરથી ઓલંબાની દોરી ઉપર ભરીને તે અંતરે એક સીધ્ધી સપાટ લીટી દોરો. હવે એ લીટી જે બે ઠેકાણે વાલ્વનાં સરકલને કાપશે તે ઠેકાણે શીવનાં સેંતર આવશે. હવે બે લીટીઓ શૅફ્તનાં સેંતરમાંથી એવી દોરો કે તે બેઉ એ બે ઠેકાણાંમાંથી પસાર થાય. એ લીટીઓ જે બે ઠેકાણે શૅફ્તના સરકલને કાપશે તે ઠેકાણે ચાવીના ગાળા આવશે. (આકૃતી નં૦ ૧૦૦ જોવો)

(૨૪) શીવનું ત્રુ પૉઝીશન કયું એટલેકે ખરેખરી રીતે જોતાં તેને કઈ જગાએ રાખવી જોઇએ.?

જે લીટીમાં ક્રૅંક હોયછે તેની ઉભી લીટીમાં એટલે રાઈત ઍંગલે શીવને આગલ ખસાડીને મુકવી જોઈએ.

(૨૫) ઍંગલ ઑફ્ ઍદવાન્સ (આગળ નાંખેલા અંતરનો ખુણો) તે શું ?

વાલ્વમાં લૅપ અને લીદ રાખવાને માટે શીવને તેનાં ત્રુ પોઝીશનથી જેટલી આગળ નાંખેલી હોયછે તે અંતર.

(૨૬) શીવનું ઍક્ચુઅલ પોઝીશન કયું, એટલેકે એનજીનની અંદર તેને કેવી રીતે ખરેખર મુકેલી હોયછે?

ક્રૅંકની અગાઉ રાઈત ઍંગલે મુકીને જેટલો લૅપ અને લીદ રાખવો હોય તેટલી તેને આગળ ખસાડીને જડી લીધેલી હોયછે. (આકૃતી નં૦ ૧૦૦ જોવો)

## ફ્રીકશન.

(૧) ફ્રીકશન (ઘસારો) એટલે શું?

એક વસ્તુને બીજી વસ્તુપર હીલવતાં અથવા ઘસડતાં જે પાવર (શક્તિ) નાબુદ થાયછે, અથવા પાછી ગલી શકતી નથી તેને ફ્રીકશન કહેછે.

(૨) તે શાની ઉપર આધાર રાખેછે?

વસ્તુના ગુણો ઉપર, જેટલો ચીકણો પદાર્થ (તેલ, ચરબી) તેમાં નાખ્યો હોય તે ઉપર, તે ચીકણા પદાર્થના ગુણ ઉપર, અને જેટલાં જોરથી તે વસ્તુ બીજા ઉપર ઘસાતી હોય તે જોર ઉપર.

(૩) જો એક ૧૮ ઇંચ×૧૬ ઇંચ પ્લેતની ઉપર ૬૦૦૦ પાઉંદનું વજન પડેછે, અને તેને બદલે જો ૨૦×૧૮ ઇંચની પ્લેત આપરે મુકીએ તો ફ્રીકશન ઓછું થાય કે નહી (વજન એક સરખુ હોય તોબી)?

નહી. એકંદર ફ્રીકશન તો સરખુંજ રહેશે.

(૪) તે છતાં ફ્રીકશનથી પેદા થતી ગરમી ઓછી માલમ પડે છે તેનું કારણ શું?

કારણ કે એક ચોક્કસ ભાગની સપાટી વધારવાથી દર સ્કુવેર ઇંચે ફ્રીકશન ઓછું થશે; (એકંદર ફ્રીકશન સરખું હોય તો બી)

(૫) ફ્રીકશન ઓછું કરવા સારૂં કેટલીક વખતે બેરીંગમાં શું કરવામાં આવે છે?

બરાસની અંદર વાઇત મેતલ (એક જાતની ધાતુ) નું પડ કરવામાં આવે છે, એટલે બધો ઘસારો વાઈત મેતલપર પડેછે.

(૬) વાઇત મેતલનાં કંઇ ગેરફાયદા છે કે ?

હા. જ્યારે તે ઘણી ગરમ થઇ જાય છે, ત્યારે પગલીને બહાર નીકળી પડે છે.

(૭) ફ્રીકશનનો કોઇફીશીઅંત એટલે શું ?

એક વસ્તુને બીજી વસ્તુ ઉપર ઘસડતાં ૧ પાઉંદમાંથી જેટલું જોર લાગે, તે ફ્રીકશનનો કોઇફીશીઅંત કહેવાએ; જેમકે જો ૧ પાઉંદ વજનની વસ્તુને એક દોરીને છેડે બાંધીએ, અને બીજો છેડો એક ગરગડી પરથી પસાર કરીને, તે છેડા પર ધીમે ધીમે વજનો બાંધતા જઇએ તે એટલે સુધી કે પેલા વજનોથી કરીને વસ્તુ ઘસડાઇ જાએ, તો તે બાંધેલા વજનો, તે વસ્તુને જે હાલતમાં મુકી હોય તે હાલતમાં પેદા થતાં તે વસ્તુના ફ્રીકશનનો કોઇફીશીઅંત કહેવાએ.

(૮) ફ્રીકશન કેટલી જાતના છે?

બે.

(૯) તે કયાં?

એક સ્થીર પડી રહેલી વસ્તુને ગતીમાં લાવવાને માટે જે જોર વાપડવું પડેછે તે; અને બીજું એક ગતીમાં આવેલી વસ્તુને ચાલુ રાખવાને માટે જે જોર વાપડવું પડેછે તે.

(૧૦) એ બેમાં મોટું કયું છે?

પહેલું.

## સુપરહીતર અને સરફેસ કનદેન્સર.

(૧) સ્તીમની ગરમી, જે પાણીમાંથી તે નીકલેછે તેના બોઇલીંગ પોઇંત કરતાં વધારે જો કરવી હોય તો બની શકે કે નહીં?

હા.- બૉઇલરમાંથી સ્તીમ બહાર કાહડીને, એટલે પાણીથી જુદી પાડીને તેને જો ગરમ કરીએ તો.

(૨) તે રીતને શું કહેછે?

સુપરહીતીંગ. (વધારે ગરમ કરવું)

(૩) અને એમ કરવાને માટે જે યંત્ર વપરાએછે તેને શું કહેછે?

સુપરહીતર. (વધારે ગરમ કરનાર)

(૪) સ્તીમને વધારે ગરમ કરવાના તમે કઇ રસ્તા જાણતા હોવો તો કહો.

સુપરહીતર ઘણું ખરૂં નીચે લખ્યા મુજબ હોયછે. ચીમનીનાં તલીયાં આગળ એક ઓરડા જેવું કાઢેલું હોયછે જેમાં ઘણીક નળીઓ હોયછે; સ્તીમને એક નલીમાંથી તે ઓરડામાં લઈ જવામાં આવેછે; અને તે સ્તીમ પેલી નળીઓમાંથી પસાર થઇને બીજી પાઈપમાં જાયછે, જ્યાંથી તે સીલીંદરમાં જાયછે. એ નળીઓની આજુ બાજુથી ગરમ હવા, અને બલતાંમાંથી નીકલેલી ગરમ ગૅસ પસાર થાયછે, જેથી કરીને સ્તીમ વધારે ગરમ થાયછે.

(૫) સ્તીમને વધારે ગરમ કરવાની મતલબ શું ?

તેમ કીધાથી તે એક ગૅસના જેવી હવા રૂપી બનેછે, અને તેથી કરીને તેટલાજ કોલસામાંથી વધારે કામ આપણુને મલી શકેછે.

(૬) હવાનાં જેટલાં દબાણવાલી સ્તીમને જો પુરેપુરી ગૅસના જેવી હવા રૂપી બનાવવી હોય, તો તેને કેટલી દીગરી સુધી ગરમ થવા દેવી જોઇએ ?

૬૬૨ દીગરી ફ્રેહેરેનહીત સુધી.

(૭) વધારે ગરમ કીધેલી સ્તીમ વાપરવાના ગેરફાયદા શું છે ?

તેનાથી સુપરહીતર ખરાબ થાયછે, સ્તફીંગ બૉકસની અને પીસતનની પૅકીંગ સુકાઈને ખરાબ થઇ જાયછે, અને ચરબીમાં એવો ફેરફાર થાયછે, કે જેથી તે સખત થઇ જઇને સ્લાઇદ વાંલ્વના ફેસને ઘસીને કાતરી નાંખેછે.

(૮) સ્તીમને કનદેન્સ કેવી રીતે કરવામાં આવેછે ?

સરફેસ કનદેન્સરથી.

(૯) તે કેવી રીતે થાયછે?

સ્તીમને થંડાં પાણી સાથે મેલવીને થંડી પાડવાને બદલે તેને થંડાં પાણીથી ઘેરાએલી ઘણીએક નળીઓમાંથી પસાર કરીને થંડી પાડવામાં આવે છે.

(૧૦) સરફેસ કનદેન્સર હોવાથી એર પમ્પને ઓછું કામ કરવું પડેછે ખરૂં, પણ બીજો શું ફાએદો થાયછે?

કોલસો બચેછે.

(૧૧) કેવી રીતે બચેછે?

ફીદનું પાણી ગરમ હોયછે, તેમાં ઝાઝો ખાર રહી શકતો નથી, ગરમ હોવાને લીધે જલદી સ્તીમ તૈયાર થાયછે, અને ખાર થોડો હોવાને લીધે ઓછી ગરમીથી પાણી ઉકળી શકેછે, બૉઈલરમાં ખાર ઓછો બંધાએલો હોવાને લીધે ગરમી પાણીમાં જલદી પેવસ થાયછે, અને સ્કમ કૉકની ગરજ પડતી નથી; તેથી કરીને જે ગરમી બહાર નકામી નીકલી જતે તે પણ બાઇલરમાં પેવસ થાયછે, અને એવી રીતે કામમાં આવેછે.

(૧૨) તેના ગેરફાએદા શું?

બૉઈલરની ઉપર ખારનું પડ બંધાએલું નહી હોવાને લીધે બૉઇલર કાટ ખાઇ જાયછે; કનદેન્સરમાં પીતલની ત્યુબો હોવાને લીધે તેની ઉપર બંધાતો મોરથુથુ પાણીની સાથે ઘસડાઈને બૉઇલરમાં આવેછે, અને તેમાં આસીદ હોવાને લીધે ત્યુબ અને પ્લેત ખવઇ જાયછે, અને પીસતનને લીસો રાખવા સારૂં જે ચરબી નાખવામાં આવેછે તે સ્તીમની સાથે કનદેન્સરમાં જઇને કનદેન્સરને મેલું કરી નાંખેછે.

(૧૩) એ ત્રણે ગેરફાએદાનો ઈલાજ શું?

કાટ અટકાવવાને સારૂં ખારૂં પાણી પહેલાં લેવું જેથી કરીને ખારનું પડ બંધાએ, અને ખારાં પાણીની એક નળી હૉત વેલમાં લેવી જેથી કરીને ખારનું પડ ટકી રહે; બૉઇલર અને ત્યુબ પર આસીદને અસર કરતું અટકાવવાને સારૂં જસતની પ્લેતો બૉઇ-

લરમાં લટકાવવી જેથી કરીને પહેલાં આસીદ તેની ઉપર અસર કરશે, અને કનદેન્સરને મેલું થતું અટકાવવાને સારૂ ચરબી નહીં વાપરતા થોડું થોડું તેલ વાપરવું, અને વારે ઘડીએ કનદેન્સરને સોદા અથવા પોતાશથી ધોયા કરવો.

(૧૪) સરફેસ કનદેન્સર પોતાનું કામ સારી રીતે કરી શકે માટે તેમાં શું ગોઠવણ રાખવી જોઇએ ?

સ્તીમ થંડી કરવાને સારૂ તેમાં જગ્યા વધારે હોવી જોઇએ, પાણી ઝડપથી ફરી વલવું જોઈએ, અને સ્તીમ જે બાજુ પરથી દાખલ થાયછે, તેની સામી બાજુએથી પાણી દાખલ થવું જોઇએ.

## વેક્યુમ.

(૧) વેક્યુમ એટલે શું ?

એવી જગ્યા કે જ્યાં કાંઈ પણ દબાણ નહી હોય.

(૨) પરફેક્ત (પુરેપુરૂં) વેક્યુમ મળી શકે કે ?

હા. બૅરોમીતર ત્યુબમાં પારાની ઉપરની જે જગા તે.

(૩) કનદેન્સરમાં વેક્યુમ હોય છે કે ?

ના. કારણ હમેશાં તેમાં થોડું તોબી દબાણ હોયછે.

(૪) સ્તીમ એનજીન વીશે બોલતી વખતે આપણે વેક્યુમ બોલ શા અર્થથી વાપરીએ છીએ ?

જેટલું બને તેટલું વેક્યુમ એટલે કે પુરેપુરૂં વેક્યુમ નહીં.

(૫) કનદેન્સરમાં વેક્યુમ નહીં હોય તો શી રીતે જણાએ ?

ગેજ ઉપરથી.

(૬) કનદેન્સરમાં બરાબર કેટલું વેક્યુમ છે તે કેમ જણાએ?

ગેજ ઉપરથી.

(૭) જો ગેજ ૨૬ ઇંચ હોય તો વેક્યુમ કેટલું. ?

૧૩ પાઉંદનું.

(૮) ૧૩ પાઉંદનું વેક્યુમ એનો અર્થ સમજાવો.

એનો અર્થ એમ છે કે કનદેન્સરમાં હવાનું દબાણ ૧૩ પાઉંદ જેટલું નાબુદ થઈ ગયું એટલે હવે ફક્ત ૨ પાઉંદ જેટલુંજ છે; અને નૉન કનદેન્સીંગ એનજીનમાં એકઝૉસ્ત સ્તીમ જે બહાર કહડી નાખવામાં આવેછે તેનું દબાણ ૧૫ પાઉંદ હોયછે, પણ એમાં ફક્ત બેજ પાઉંદનું છે, એવી રીતે ૧૩ પાઉંદનું દબાણ કામમાં લઈ શકાએછે.

(૯) સમજો કે સ્તીમ ગેજ ૬૦ પાઉંદનું દબાણ દેખાડેછે અને વેકયુમ ગેજ ૨૬ ઇંચ હોય, તો શું તેથી એમ સમજવું કે એક બાજુથી પીસતન ૬૦ પાઉંદનાં જોરથી દબાએછે, અને બીજી બાજુએથી ૧૩ પાઉંદનું જોર તેને ચુસી લેછે. ?

ના. આપણે સામી બાજુપરથી થતું દબાણ ૧૩ પાઉદનું ઓછું કીધું તેથી હવે સ્તીમ ૬૦+૧૩ મલી ૭૩ પાઊંદનું જોર કરી શકશે.

(૧૦) ૬૦ પાઊંદની સ્તીમ ૧૩ પાઊંદ વધારે કેવી રીતે આપી શકે તે સમજાવો.

કારણ જ્યાં સુધી બૉઇલરમાંની સ્તીમ હવાનાં દબાણ જેટ-લી એટલેકે ૧૫ પાઊંદની થતી નથી ત્યાં સુધી સેફ્તી વાલ્વપર કશી પણ રીતનું દબાણ થતું નથી, અને સ્તીમ ગેજ જે પ્રેશ-યર દેખાડેછે, તે હમેશાં હવાનાં દબાણ ઉપરાંત હોયછે, માટે જો સામી બાજુપર વેકયુમ હોય તો ગેજનાં ૬૦ પાઊંદની સ્તીમ ૬૦+૧૫ (હવાનું દબાણ) એટલે ૭૫ પાઉંદનું દબાણ કરી શકે. માટે જો ૧૩ પાઊંદનું વેકયુમ કનદેન્સરમાં હોય તો સ્તીમ ૬૦+૧૩=૭૩ પાઉંદનું જોર કરી શકે.

(૧૧) ઍતમસ્ફીઅર (હવા)નું દબાણ કેટલું છે ?

ખરેખરૂં દર સ્કુવેર ઇંચપર ૧૪.૭ પાઉંદ, પણ સાધારણ રીતે બોલતાં ૧૫ પાઉંદ.

(૧૨) એ તમે શી રીતે જાણો ? શું હવાને તોલો ?

એક કાચની આસરે ૩૩ ઈંચ લાંબી અને એક સ્કુવેર ઈંચ અંદરના ઘેરાવા વાલી નળી લઇને તેને એક છેડેથી બંધ કરવી, પછી બીજે છેડેથી તેમાં પારો ભરવો. પછી તેની ઉપર આંગલી મુકીને તેને એક પારાના ભરેલા પ્યાલામાં ઉંધી વાળવી, એટલે નળીમાંનો પારો ૩ ઈંચ હેઠો પડશે, પછી ૩૦ ઈંચ જેટલો પારો નળીમાં ઉભો રહેશે. ત્યારબાદ પાછી આંગલી મુકીને નળી બહાર કાહડી લેવો, અને તેની અંદરનો પારો જો તોલશો તો ૧૪.૭ અથવા સાધારણ રીતે ૧૫ પાઉંદ જેટલો વજનમાં થશે.

(૧૩) કેટલી ઉંચાઇપર પારો નળીમાં રહેશે. ?

આસરે ૩૦ ઈંચપર.

(૧૪) શું હમેશાં તેટલો. ?

ના.

(૧૫) ત્યારે ફેર થવાનું કારણ શું. ?

કોઈબી જગાપરનું હવાનું દબાણ હમેશાં બદલાયા કરેછે. અને સીસીમાંનાં પારાની ઉંચાઇ દબાણપર આધાર રાખેછે, માટે તે પણ બદલાયા કરેછે.

(૧૬) પારો નળીમાં ઉભો શી રીતે રહી શકેછે. ?

પારો નલીમાં થોડો હેઠો પડેછે, એટલે તે જગ્યામાં વેકયુમ થાયછે. હવે હવા વેકયુમ વાલી જગામાં દાખલ થવાને માટે જોર કરેછે, પણ વચમાં પારો હોવાને લીધે તે પારાને ઉંચકેછે, અને જ્યાં સુધી પારાનું વજન એટલેકે હેઠે પડવાનું જોર હવાના દબાણની બરાબર થાયછે ત્યાં સુધી પારો સીસીમાં ઉંચકાઈ રહેછે.

(૧૭) પાણી પમ્પમાં કેટલી ઉંચાઈ સુધી ચઢી શકેછે. ?

ઘણાંમાં ઘણું ૩૪ ફીત.

(૧ ) તે કેવી રીતે ચઢેછે ?

જે નલી કુવામાં ઉતારેલી હોયછે તેની બધી હવા પમ્પ ખેંચી લેછે, એટલે તેમાં વેકયુમ થાયછે; પછી કુવાનાં પાણી ઉપર પ-

ડતું હવાનું દબાણ, જ્યાં સુધી પાણીનું વજન એટલે હેઠે પડવાનું જોર હવાનાં દબાણની બરાબર સમતોલ થાય ત્યાં સુધી પાણીને ઉંચકી રાખેછે.

(૧૯) પમ્પ પાણીને એટલી ઉંચાઈ સુધી ચુસી લેતો નથી એવું તમે શી રીતે દેખાડી આપશો. ?

નલીને ૩૪ ફીત કરતાં થોડી વધારે લાંબી બનાવવી. હવે જો ચુસી લેતો હોય, તો જોઈએ તેટલી નલી લાંબી હોય તોબી પાણી ઉપર ચઢશે; પણ તેમ થતું નથી, અને પાણી ફકત ૩૪ ફીતજ ચઢેછે, પછી ગમે તેટલો પમ્પ ચાલે તો શું થયું.

(૨૦) ૩૪ ફીત પાણીનું વજન કેટલું હોય છે. ?

૧૪.૭ અથવા ૧૫ પાઉંદ દર સ્કુવેર ઇંચે.

## ઇનજીનના જુદા જુદા ભાગોનું પ્રમાણ.

(૧) નૉમીનલ હૉર્સ પાવર તે શું ?

વૉતના વખતમાં જેટલી ઝડપથી અને જેટલા સ્ત્રોકથી એનજીનો ચલાવવામાં આવતાં હતાં તેટલીજ ઝડપથી કામ કરવાની એક એનજીનની ખરેખરી શકતી. તેના વખતમાં કનદેન્સીંગ એનજીનનો સરાસરી ઈફેકતીવ પ્રેશયર (અસરકારક દબાણ) ફ્રીકશન બાદ કરતાં ૭ પાઉંદ હતો, અને એક મીનીતે પીસતન ૨૨૦ ફીત જેટલો ચાલતો તેથી કરીને નૉમીનલ હૉર્સ પાવર—

$$\text{નૉ. હૉ. પા} = \frac{d^{૨} \times .૭૮૫૪ \times ૭ \times ૨૨૦}{૩૩૦૦૦} = \frac{d^{૨}}{૨૭.૨૮}$$

d એટલે સીલીંદરનો દાયમેતર.

હવે ટુકામાં કહીએ તો નૉમીનલ હૉર્સ પાવર શોધી કાહડવાને સારૂ દાયમેતરનો સ્કુવેર કરી તેને ૨૮ એ ભાગવા

(૨) ઍદમીરલતીમાં ઇનજીનનો નૉમીનલ હૉર્સ પાવર કેવી રીતે ગણવામાં આવેછે ?

ઍદમીરલતીમાં પીસતનની ચાલ ૨૨૦ ફીત લેવાને બદલે, ખરેખરી જેટલી હોયછે તે લેવામાં આવેછે.

$$\text{નૉ. હૉ. પા.}=\frac{d^2\times\cdot૭૮૫૪\times૭\ \text{પાઉંદ}\times\ \text{પીસતનની ચાલ}}{૩૩૦૦૦}$$

$$=\frac{d^2\times\ \text{દર મીનીતે પીસતનની ચાલ}}{૬૦૦૦}$$

(૩) કમપાઉંદ ઈનજીનનો નૉમીનલ હૉર્સ પાવર કેમ કાહડવો?

બેઉ દાયમેતરના સ્કુવેર કરવા પછી બેઉ સ્કુવેરનો સરવાળો કરવો. જે આવે તેને ૩૨ એ ભાગવા. જે આવશે તે જવાબ.

અથવા જો D લો પ્રેશયર સીલીંદરનો દાયમેતર, અને d હાય પ્રેશયર સીલીંદરનો દાયમેતર છે, તો $\text{નૉ. હૉ. પા.}=\frac{D^2+d^2}{૩૨}$

(૪) થોડાક દાખલા આપો.

| નૉ. હૉ. પા. | હાય પ્રેશયર | લો પ્રેશયર | સ્ત્રોક | નૉ. હૉ. પા | હા. પ્રેશયર | લો પ્રેશયર | સ્ત્રોક. |
|---|---|---|---|---|---|---|---|
| ૩૫ | ૧૫½ | ૩૦ | ૨૦ | ૧૦૦ | ૨૬ | ૫૧ | ૩૩ |
| ૪૦ | ૧૭ | ૩૨½ | ૨૦ | ૧૧૦ | ૨૭ | ૫૪ | ૩૩ |
| ૪૫ | ૧૯ | ૩૫ | ૨૦ | ૧૨૦ | ૨૮ | ૫૬½ | ૩૩ |
| ૬૦ | ૨૧ | ૩૯½ | ૨૬ | ૧૩૦ | ૨૯½ | ૫૯ | ૩૬ |
| ૭૦ | ૨૨½ | ૪૨ | ૩૦ | ૧૪૦ | ૩૦½ | ૬૧ | ૩૯ |
| ૮૦ | ૨૩ | ૪૬ | ૩૦ | ૧૭૦ | ૩૩½ | ૬૭ | ૪૨ |
| ૮૫ | ૨૪ | ૪૭½ | ૩૦ | ૧૭૫ | ૩૬ | ૬૭ | ૪૨ |
| ૯૦ | ૨૬ | ૪૮ | ૩૩ | ૨૦૦ | ૩૯ | ૭૩ | ૪૫ |

(૫) હાલનું મરીન એનજીન તેના નૉમીનલ હૉર્સ પાવર કરતાં કેટલું વધારે કામ કરી શકેછે.?

ચારથી નવગણું વધારે.

(૬) ગ્રેત સરફેસ (ચુલાની સપાટી) દર નૉમીનલ હૉર્સ પાવરે કેટલી જોઈએ?

$\frac{3}{4}$ સ્કુવેર ફુત.

(૭) હીતીંગ સરફેસ (જે જગ્યાએથી પાણીને બળતણની ગરમી લાગેછે, તે જગ્યાની સપાટી) કેટલી ?

૨૨ સ્કુવેર ફીત.

(૮) ગ્રેત (ચુલા) પર કોલસો કેટલો બળવો જોઇએ. ?

દર સ્કુવેર ફીતે એક કલાકમાં ૧૬ પાઉંદ.

(૯) ત્યારે દર નૉમીનલ હૉર્સ પાવરે કેટલો થયો. ?

એક કલાકમાં ૧૨ પાઉંદ.

(૧૦) જો એનજીન નૉમીનલ હૉર્સ પાવર કરતાં પાંચ ગણું વધારે ચાલો તો દર ઈંદીકેતેદ હૉર્સ પાવરે તે કેટલો થયો ?

$\frac{1}{5}$×૧૨ પાઉંદ=૨$\frac{2}{5}$ પાઉંદ દર કલાકે.

(૧૧) એક પાઉંદ કોલસો કેટલાં પાણીની સ્તીમ કરી શકેછે ?

આઠથી ચઉદ પાઉંદ જેટલું પાણી; સાધારણ રીતે કહેતાં દસ પાઉંદ.

(૧૨) બૉઇલરમાં કેટલી જગ્યા હોવી જોઇએ ?

દર નૉમીનલ હૉર્સ પાવરે ૧ કયુબીક વાર જગા હોવી જોઇએ, જેમાંની અરધી કરતાં ઓછી (પણ વધારે નહીં) પાણીને સારૂં રોકાવી જોઇએ અને અરધી કરતાં વધારે (પણ ઓછી નહી) જગા સ્તીમને સારૂં રાખવી જોઇએ.

(૧૩) એક નૉમીનલ હૉર્સ પાવરને સારૂં કેટલાં પાણીની સ્તીમ થવી જોઇએ ?

૧$\frac{1}{2}$ થી ૨ કયુબીક ફીત.

(૧૪) ત્યુબોના સેકશનનો વીસ્તાર કેટલો જોઈએ ?

૧૦ સ્કુવેર ઈંચ ત્યુબોના સેકશનનો વીસ્તાર એટલે કે જો બધી ત્યુબો સાથે બાંધીને વચમાંથી આડી કાપી નાખીએ તો તેના કપાઈ ગયલા ભાગની સપાટીનો જે વીસ્તાર તે.

(૧૫) બ્રોજની ઉપરની જગા કેટલી જોઈએ ?

૧૪ સ્કુવેર ઈંચ.

(૧૬) સેફતી વાલ્વનો એરીઆ એટલે (વીસ્તાર) કેટલો ?

ગ્રેત સરફેસના દર સ્કુવેર ફીતે અરધો સ્કુવેર ઇંચ વાલ્વને એરીઆ જોઇએ, વાસતે દર નૉમીનલ હૉર્સ પાવરે $\frac{૩}{૪}\times\frac{૧}{૨}=\frac{૩}{૮}$ સ્કુવેર ઈંચિ વાલ્વનો એરીઆ હોવો જોઇએ.

(૧૭) ચીમનીનો કેટલો ?

સાત સ્કુવેર ફીત ગ્રેત હોય તો ફનલનો સેકશન એક સ્કુવેર ફુત.

(૧૮) લો પ્રેશયર (કનદેન્સીંગ) ના પીસતનનો કેટલો ?

૨૨ સ્કુવેર ઈંચિ.

(૧૯) હાય પ્રેશયર (નૉન કનદેન્સીંગ) ના પીસતનનો કેટલો ?

૧૧ સ્કુવેર ઈંચિ.

(૨૦) એનજીનનાં શૅફ્તનો દાયમેતર કેટલો ?

લો પ્રેશયર સીલીંદરના દાયમેતરના $\frac{૧}{૫}$ કરતાં જરા ઓછો.

(૨૧) મેન સ્તીમ પાઈપ અને ક્રૅંક પીનનો કેટલો ?

મેન સ્તીમ પાઇપનો શૅફ્તના જેટલો, ક્રૅંક પીનનો શૅફ્તના દાયમેતર કરતાં આસરે $\frac{૧}{૪}$ ઓછો.

(૨૨) એકઝૅાસ્ત પાઇપ કેટલી ?

સ્તીમ પાઈપ કરતાં $\frac{૧}{૩}$ દાયમેતરમાં વધારે.

(૨૩) પીસતન રૅાદનો દાયમેતર કેટલો ?

લો પ્રેશયર સીલીંદરનો $\frac{૧}{૧૦}$.

(૨૪) એર પમ્પમાં કેટલા ક્યુબીક ફીત જગા હોવી જોઇએ ?

લો પ્રેશયર સીલીંદરના $\frac{૧}{૬}$ થી $\frac{૧}{૨}$ જેટલી.

(૨૫) સમજો કે એક લોખંડના સલીયાને ઉભો લટકાવીને તેને એક છેડે આપણે ભારી વજન બાંધીએ, અને પછી તે સલીઓ વજનનાં ખેંચાણથી તુટી જાય ત્યાં સુધી આપણે ધીમે ધીમે વજન વધાર્યા કરીએ; હવે જે વજનથી તે સલીઓ તુટી જાય તેને બ્રેકીંગ સ્ત્રેન (તોડી નાંખવા પુરતું ખેંચાણ) કરીને કહે છે.

અને જે વજન તે સળીયા ઉપર પડીને તેને છુંદીને ભાંગી નાંખવાને પુરતું છે તેને ક્રશીંગ સ્રેન (છુંદી નાંખવા પુરતું ખેંચાણ) કરીને કહે છે.

લોખંડ અને સ્તીલ (તીખું લોહોડું અથવા પોલાદ)ના સ્રેનો નીચે પ્રમાણે છે.

(સેકશન) એક સ્કુવેર ઇંચ

| | | |
|---|---|---|
| ટીપેલાં લોહોડાંનો બ્રેકીંગ સ્રેન | = ૨૩ | તન |
| ઓતેલાં લોહોડાંનો ,, ,, | = ૭½ | ,, |
| સ્તીલના સળીયાનો ,, ,, | = ૫૦ | ,, |
| ટીપેલાં લોહોડાંનો ક્રશીંગ સ્રેન | = ૧૭ | ,, |
| ઓતેલાં લોહોડાંનો ,, ,, | = ૫૦ | ,, |
| સ્તીલના સળીયાનો ,, ,, | =૧૧૬ | ,, |

(૨૬) ગરમીથી ધાતુનું કદ મોટું થાય છે ખરૂં, પણ તે સીવાય બીજી કઇ અસર ગરમી બૉઇલરની પ્લેતો પર કરી શકે છે?

હા. જ્યાં વેર બૉઇલરની પ્લેતો ૬૦ દીગરી સુધી ગરમ થાય છે, ત્યાં વેર તે વધારે મજબુત થતી જાય છે, પણ ત્યાર પછી જેમ ગરમી વધતી જાય છે તેમ પ્લેતો નબલી પડતી જાય છે.

## ઇંજીનેરની પરીક્ષાના સવાલના જવાબો.

(૧) ઇનજીનનાં કેટલાએક ચાલતા ભાગો ટીપેલાં લોહોડાંનાં બનાવેલા હોય છે,—જેવાકે લીંક મોશન, એકસેંત્રીક રૅાદ અને સ્રાપો, વાલ્વના સ્પીંદલો, પીસતન રૅાદો, કનેકતીંગ રૅાદો, શાફતીંગો, એર પમ્પ લીવર વગેરે.

(૨) સીલીંદરો, ફ્રેમીંગ, બેદપ્લેત, કનદેન્સર, પમ્પો, સ્તોપ અને દીસચાર્જ વાલ્વ બૉક્સો, એર વેસલો, હૅાત વેલ, સ્લાઈદ વાલ્વો, સીલીંદરનાં કવર અને પમ્પનાં કવર ઓતેલાં લોહોડાંનાં બનાવેલા હોય છે.

(૩) કેટલીક વખતે પીસતનના અને સ્લાઇદ વાલ્વના રૉદો, અને એનરૅક્ત સ્તીલનાં બનાવેલા હોય છે; અને પીસતન સ્પ્રીંગ પણ સ્તીલની બનાવેલી હોય છે.

(૪) મેન બેરીંગો, સ્લાઇદ વાલ્વો, લીંક બ્લૉકો, એર પમ્પ બકેતો, ફુત વાલ્વ, અને ફીદ પ્લંજર પીતલનાં અથવા ગનમેતલનાં બનાવવામાં આવે છે. જે જે કકડાઓમાં ચાલુ ભાગો ફરે છે તે પણ પીતલના હોય છે, જેવાકે ઈનજીનના બરાસો, કૉકો, અને સ્લાઈદ વાલ્વ સીવાએ બધા વાલ્વો, અને તેની સીત અથવા બેઠકો પણ પીતલની બનાવેલી હોય છે.

(૫) મેન બેરીંગોમાં વાઇત મેતલ ઘણું કરીને વપરાએ છે, તેમજ ગાઇદ બ્લૉકો પણ કેટલીક વખતે તેના જોવામાં આવે છે. તે ઘણી સુવાલી અને ચીકણી રહે છે, અને જલદીથી ગરમ થઈ જતી નથી, તેમજ બીજી ધાતુઓ સાથે સરખાવતાં તેનાથી ઘસારો ઘણોજ ઓછો થાય છે; તેને વાપરવામાં મોટી અડચણો એ છે કે તે ઘણી નરમ હોય છે, અને જો તેને ઘણી ગરમ થવા દીધી હોય તો તે પગલીને સદંતર બેરીંગમાંથી બહાર નીકલી જાય છે.

(૬) મંતઝ મેતલ ઘણું કરીને સરફેસ કનદેન્સરની ત્યુબો, એર અને સરક્યુલેતીંગ પમ્પના રૉદો, અને સરફેસ કનદેન્સરની ત્યુબ પ્લેતોમાં કામ આવે છે. તે સહેલાઈથી ટીપી શકાય છે, ઘણી ટકાઉ હોય છે, અને જલદીથી ખવાઇ જતી નથી.

(૭) ઓતેલું લોહોડું લોહોડાંના રસનું બને છે, અને તેમાં સેંકડે બેથી તે પાંચ ટકા કારબોન હોય છે; જ્યારે એક ચોક્કસ રીતથી ઓતેલાં લોહોડાંમાંની કારબોન બહાર કાડી નાખવામાં આવે છે, ત્યારે તે લોહોડું ટીપી શકાય છે; ચોખું લોહોડું ઘણીજ સહેલાઈથી અને સરસ રીતે ટીપી શકાય છે. જ્યારે ટીપી શકાય એવાં લોહોડાંમાં કારબોનની મેલવણી કરવામાં આવે છે, તેમજ ઓતેલાં

લોહોડાંમાંથી થોડી કારબોન કાહડી નાખવામાં આવે છે, ત્યારે સ્તીલ બને છે.

(૮) ઓતેલાં લોહોડાંની ચામડી ઘણી સખત હોય છે, પણ તે ઘણું નાજુક હોય છે, એટલે કે ઘણું જલદીથી ભાગી જાય છે અને ભાગ્યા પછી તેની સપાટી પર બીલોરી રજકણો દેખાય છે. ટીપેલું લોહોડું જ્યારે થંડુ હોય છે, ત્યારે ઘણું પોચું અને લવચીક હોય છે, અને તેને પાણી ચઢાવી શકાતું નથી. સ્તીલ ટીપેલાં લોહોડાં કરતાં ઓછું લવચીક હોય છે, તેને પાણી ચઢાવી શકાય છે, જેથી તે ઘણુંજ સખત થાય છે, અને તેને જો ભાગ્યુ હોય તો તેની ભાગેલી સપાટી પર બીલોરી રજકણો દેખાય છે.

(૯) ઓતેલું લોહોડું પીગલી શકે છે, અને તેને ઓતીને તેનાં દાગીના બનાવવામાં આવે છે; ટીપેલાં લોહોડાંને ગરમ કરીને તેને ટીપીને તેના ઘાટ બનાવવામાં આવે છે. સ્તીલમાં એ બેઉ ગુણ હોય છે, અને વળી પાણી પણ ચઢાવી શકાય છે.

(૧૦) જે વજનથી એક લોખંડની પ્લેત અથવા સળીઓ દબાઈને અથવા મરડાઈને ભાગી જાય તે તેનો બ્રેકીંગ સ્ત્રેન કહેવાય.

પ્રુફ સ્ત્રેન એટલે કે જે વજન એક ધાતુ ભાગ્યા વગર ખમી શકે તે; અને તે ઘણું કરીને બ્રેકીંગ સ્ત્રેનનો $\frac{1}{3}$ હોય છે. સેફ વરકીંગ સ્ત્રેન એટલે કે જે વજન એક ધાતુ ભાગવાની કશી પણ ધાસ્તી વગર સહીસલામત રીતે ખમી શકે તે, અને તે કદી પણ બ્રેકીંગ સ્ત્રેનનાં $\frac{1}{6}$ કરતાં વધારે નહી હોવો જોઇએ.

એવી રીતે જોતાં જો ટીપેલાં લોહોડાનાં એક સલીઆનો બ્રેકીંગ સ્ત્રેન ૫૬૦૦૦ પાઉંદ હોય, તો તેનો પ્રુફ સ્ત્રેન $\frac{૫૬૦૦૦}{૩}$ = ૧૮૬૬૬ પાઉંદ થશે, અને વરકીંગ સ્ત્રેન $\frac{૫૬૦૦૦}{૬}$ =૯૩૩૩ પાઉંદ થશે.

પીસતન રૉદો અને ઇનજીનનાં બીજા ચાલુ ભાગો જેની પર

વધારે દબાણ પડવાથી છુંદાઈને ભાગી જવાનો સંભવ છે તે એવી ગણતરીથી બનાવેલા હોય છે, કે તેની ઉપર તેના સેકશનનાં દર સ્કુવેર ઈંચે ૫૦૦૦ પાઉંદથી વધારે જોર પડતું નથી.

(૧૧) સાધારણ ટીપેલાં લોહોડાંની એક પ્લેતને ફાડી નાખવાને સારૂં ૬૦૦૦૦ પાઉંદનું સુમારે જોર જોઇએ, તેમજ એક સલીઆને સારૂં આસરે ૫૦૦૦૦ પાઉંદનું જોઈએ.

સ્તીલને પાણી ચઢાવી સખત બનાવવા સારૂં તપાવીને લાલ કરવું, પછી તેને થંડાં પાણીમાં અથવા ખારાં થંડાં પાણીમાં બોળીને થંડું કરી નાંખવું, પછી એક લોખંડની પ્લેત ગરમ કરીને તેની ઉપર તેને મુકવું, અને જુદા જુદા પાણીના રંગ ચઢવા દેવા; જે પાણી આપણને જોઇતું હોય તેનો રંગ જેવો ચઢે એટલે તરતજ તે સ્તીલને ઉંચકીને થંડાં પાણીમાં નાખવું અને તેને થંડું પડી જવા દેવું એટલે તે જોઇતું પાણી ચઢેલું માલમ પડશે.

પાણીના રંગો નીચે મુજબ આવવા માંડે છે.

ખુલ્લો પીલો, ઘેરો પીલો, ખુલ્લો બલુ, ઘેરો બલુ.

(૧૨) એક પેટીમાં હાડકાં, ચામડાંનાં કકડા, સીગડાં વગેરે ભરીને તેમાં ટીપેલાં લોહોડાંને ગરમ કીધાથી તેની ઉપરની ચામડી ઘણી સખત થાય છે; મરીન એનજીન અને લોકોમોતીવનાં વાલ્વ જીઅરની પીનો તેવી કીધેલી હોય છે.

(૧૩) જે ધાતુ ઇનજીનમાં વપરાય છે, અને જેના ઘાટ ઠોકીને બનાવી શકાય છે તેમાં ટીપેલું લોહોડું સ્તીલ અને મંતઝ મેતલ છે. પીતલને જો લાલ કરીને પાણીમાં નાખ્યું હોય તો થંડું થયા પછી તેનો તાર નીકલી શકે, અને ત્રાંબું પણ થંડું હોય છે ત્યારે તેમજ હોય છે.

(૧૪) બે ધાતુનાં કકડાને પીગળી જતા હોય એવા ગરમ કરીને એક બીજાપર મુકીને ઠોકીને જોડી નાખવા તેને વેલ્દીંગ કહેછે. ટીપેલાં લોહોડાંના અને સ્તીલના કકડાઓ એવી રીતે જોડી શકાએછે.

(૧૫) ધાતુ ગરમ કીધાથી ફુલેછે, અને થંડી કીધાથી સંકોચાયછે. પાઈપો જોડતી વખતે એ વાત ધ્યાંનમાં રાખવી જોઇએ, અને તેટલા માટે પાઈપને એક છેડે સ્તફીંગ બૉક્સ કીધેલો હોયછે, જેમાં બીજી પાઈપનાં એક છેડાને લંબાવાની તેમજ સંકોચાવાની પુરતી જગા મલેછે, અને તે છતાં પાઇપ ગલતી નથી.

(૧૬) બૉઈલરનાં શેલો, છેડાઓ, દોમ અને ફરેનસના તળીયાંઓ સ્તેફર્દશાયર પ્લેતનાં હોયછે; અને બૉઈલરના અંદરનાં ભાગો જેને બળતું લાગેછે તે યૉર્કશાયર પ્લેતના બનાવેલાં હોયછે ; જેવાકે ફરનેસ તોપો, કમબસશન ચેમબર અને ઍક ત્યુબ પ્લેતો.

(૧૭) બૉઇલરનાં સાંધાઓને બે રીવેતની હારથી જોડેલા હોયછે તેને દબ્લ રીવેત કહેછે.

બૉઈલરની સાંધણોની કોરોને ઠોકીને બંધ કરી નાખવામાં આવેછે, તેને કૉકીંગ કરીને કહેછે. પહેલાં પ્લેતની કોરો છીણી વતે સાફ અને સીધી કરવામાં આવેછે, પછી પ્લેતોને રીવેત મારીને એક બીજા સાથે જોડી દીધામાં આવેછે; જોડયા પછી તેની અંદરની અને બહારની કોરોને એક બુટ્ટી છીણી વતે ઠોકીને બંધ કરી નાખવામાં આવેછે; એટલે કે તેથી સ્તીમ જરા પણ બહાર નીકલી શકે નહી.

બૉઈલરના મેનસ્તેના છેડા બૉઇલરની પ્લેતો સાથે મજબુત જડી લેવાની ઘણીએક રીતો છે, જેમાંની મુખ્ય રીતો નીચે આપેલીછે.

પહેલી, એ કે સ્તેનો છેડો આખા સ્તે કરતાં જરા વધારે મોટો રાખેલો હોયછે, અને તેનીપર આંટા પાડેલા હોયછે. પછી તે છેડાને બૉઇલરની પ્લેતમાં મુકીને બહારથી અને અંદરથી બે નતો વડે મજબુત જડી લીધામાં આવેછે ; પ્લેતો અને નતોની વચ્ચે લાઇનર મુકેલાં હોયછે.

બીજી, એ કે એક ચીપીઆના આકારવાલો બોલ્ત બૉઇલરની પ્લેતમાં રીવેતથી અથવા એક નતથી મજબુત જડી લેવામાં

આવેછે. પછી તે ચીપીઆના બે.છેડા જેની અંદર કાંણાં પાડેલાં હોયછે, તેની વચ્ચે સ્તેનો છેડો મુકીને અંદર એક પીન ઠોકી દીધામાં આવેછે. એ ઘણી સગવડ ભરેલી તેમજ સહેલી રીત છે, કારણ જો કદી સ્તે તપાસવાને માટે બહાર કાહડવા હોય તો ફકત વચમાંની પીન ઠોકીને કાહડી નાખવાથી સ્તે બહાર નીકલી શકેછે.

ત્રીજી, એ કે સ્તેના છેડા T આવા આકારનાં હોયછે અને બે ઍંગલ્ આએરનની વચ્ચે રીવેતથી અથવા બોલ્તથી મજબુત જડી લેવામાં આવેછે; આવી રીતે કીધાથી સ્તે ઘણા દુર દુર મુકી શકાએછે, અને તે છતાં સ્તેની વચ્ચેની જગાને ઍંગલ આએરન હોવાથી પુરતું જોર મલી શકેછે. આ ગોઠવણનો ફાએદો એ છે કે સ્તે ઘણા દુર દુર જડી શકાએછે, અને તેને તપાસવાને માટે બહાર કાહડવાની ગરજ પડતી નથી, કારણ સ્તેની વચ્ચે પુરતી જગા હોયછે.

(૧૮) એક બૉઈલર સ્તેપર સઉથી વતામાં વતું જોર દર સ્કુવેર ઇંચ સેકશને નાનામાં નાનાં ભાગ ઉપર ૫૦૦૦ પાઉંદ રાખવું, વધારે નહીં.

કમબસશન ચેમબર અને ફરનેસની વચ્ચેની તેમજ બીજી બૉઇલરમાંની સંકડાસ વાલી જગ્યાઓમાં સ્તેને રીવેત કરી લીધામાં આવેછે; સ્તેનાં બેઉ છેડાપર આંટા પાડેલા હોયછે, અને બહારથી નતવડે તેને જડી લીધા પછી તે છેડાઓને રીવેત કરવામાં આવેછે.

(૧૯) બૉઇલરના નીચલા ભાગો દહાડે દહાડે ખવાઇને પાતલા થઇ જાયછે. (૧) ફરનેસના ફાયર બારની ઉપરનો ભાગ (૨) ઍશ પીત (૩) કમબસશન ચેમબરની પછવાડેનો ભાગ (૪) વૉતર લાઇન પરનો ભાગ (૫) આગલો અને પાછલો બૉઈલરનો ભાગ. પાતલા થયલા ભાગો એક હથોડી વટે તપાસી શકાએછે, અને જ્યાં તેમ

અગવડને લીધે થઈ શકતું નથી, ત્યાં કાંણું પાડીને પ્લેતની જાડાઇ જોવામાં આવેછે.

(૨૦) બૉઇલરની ત્યુબો બેસાડતી વખતે પહેલાં સ્મોક બૉકસના છેડા આગળથી ત્યુબો બેઉ પ્લેતમાંથી પસાર કરવામાં આવેછે, અને તેનો એક છેડો કમબસશન ચેમબરમાં ⅛ ઇંચિ બહાર નીકળેલો હોયછે, અને બીજો છેડો સ્મોક બૉકસનાં છેડા આગળની પ્લેતની બહાર ⅛ ઇંચિ રહેલો હોયછે; પછી તે બહાર નીકળી આવેલા છેડા આગળનાં ત્યુબનાં મોહોડાં દ્રીફ્તથી, ત્યુબ રોલરથી અથવા બીજી રીતથી ઉંઘાડીને પહોલાં કરી નાખવામાં આવેછે. ત્યાર-પછી કમબસશન ચેમબર આગળનાં ત્યુબનાં છેડાઓને કૅાકીંગ કરીને પ્લેતની જોડા જોડ મેળવી નાંખવામાં આવેછે, પણ સ્મોક બૉકસ તરફના છેડાઓને તેમ કરવામાં આવતું નથી; કારણ જો સામા છેડાઓપર ત્યુબ ગળતી માલમ પડે, તો તેને આગળ હટાવીને પાછી ફુલાવીને કૅાકીંગ કરી શકાએ.

(૨૧) બૉઇલરની ત્યુબો હમેશાં કમબસશન ચેમબરનાં છેડા આગળથી ગળેછે. જ્યારે એમ થાયછે, ત્યારે તે છેડા આગળનું ત્યુબનું મોહોડું એકસપૅંદર વડે ઉંઘાડીને પહોલું કરવામાં આવેછે, પણ જો ત્યુબનો છેડો ઘણોજ ખવાઈ ગયો હોય, તો સ્મોક બૉકસન છેડા આગળથી ત્યુબને ખસેડવામાં આવેછે, અને તે છેડાને પાછો અગાઉની માફક મજબુત બેસાડી દીધામાં આવેછે. ત્યુબ પ્લેતો અને ત્યુબના છેડાઓ મેલા રાખવાથી તે ખવાઇ જાયછે, અને ગળવા માંડેછે. સારી બનાવટ વાલા બૉઇલરમાં ત્યુબો ગળતી હોય એ બેપરવાઇની નીશાણી છે.

(૨૨) કેટલીક વખતે ત્યુબ પ્લેતોને તડળ પડેછે. બૉઈલરની પ્લેતો ઉપર અંદરથી ખાર ઘણો વધી જવાથી અથવા ભઠ્ઠીનાં બારણાં એકદમ ઉંઘાડી નાંખવાથી ગરમ થયલી પ્લેતને એકદમ થંડી હવા લાગવાથી એમ થાયછે. ઘણું કરીને તડળ ત્યુબોની વચ્ચે પડેલી હોયછે. તડળ પડેલી પ્લેતોને નીચે લખ્યા પ્રમાણે સમારવામાં

આવેછે. તડળ પડેલી જગ્યાને ઢાંકી નાંખી શકે એટલો એક પ્લેતનો કકડો લેવો, પછી તે પ્લેતનો કકડો જડી લીધાથી જે ત્યુબો ઢંકાઈ જતી હોય તે ત્યુબોનાં મોહોડાં ખુલ્લાં રાખવા સારૂં તે પ્લેતનાં કકડામાં પુરતાં કાંણાં પાડવાં, અને પછી તે કકડાને ઉપર જડી લેવો.

ડ્રાઈ અપતેક સદંતર બૉઇલરની બહાર ત્યુબોનાં છેડા આગલ એક ભુંગલાં જેવો મુકેલો હોયછે, અને તે સ્મોક બૉકસની ગરજ સારેછે. તેમાંથી બૉઇલરમાંનો ધુમાડો પસાર થઈને ઉપર જાયછે. વેત અપતેક બૉઇલરની અંદર મુકેલો હોયછે, અને તેની આજુબાજુ સ્તીમ અને પાણી હોયછે, માટે તે કાટથી વધારે ખવાઇ જાયછે, અને તેની ઉપર વધારે ધ્યાન આપવું પડેછે; તેમજ તેની ખોડો વારેઘડીએ સમારવી પડેછે. એ અપતેક મરીન બૉઇલરોમાં મુકેલાં હોયછે. એમાંનો પહેલો પાણીની બહાર હોયછે, માટે તેને ડ્રાઇ (સુકો) કહેછે અને બીજો પાણીની અંદર હોયછે, માટે તેને વેત (ભીજાયલો) કહેછે.

(૨૩) સુપરહીતર એ અપતેક અથવા ફનલના છેડા આગલ મુકેલું વાસણ હોયછે, તેમાં કેટલીક ત્યુબો હોયછે, જેમાંથી ગરમ ધુમાડો, ગરમ હવા વગેરે નીકલીને પસાર થાયછે. બૉઇલરની સ્તીમ તે વાસણમાં થઇને ઇનજીનપર જાયછે, અને પેલી ગરમ ત્યુબોથી કરીને સુપરહીત એટલે વધારે ગરમ થાયછે.

(૨૪) બૉઇલરમાં પાણી બલીને ઓછું થઇ જવાથી પહેલ વહેલું નુકસાન કમબસશન ચેમબરનાં મથાલાંને થાયછે.

(૨૫) બૉઇલરની ખરાબ બનાવટથી, ત્યુબ સરફેસ ઘણી હોવાથી, પાણી મેલું હોવાથી અથવા નીયમસર આગ નહીં મારવાથી પ્રાઇમીંગ થાયછે. જો પ્રાઈમીંગ થાય, તો તરત પાણી ઓછું કરી નાંખવું, અને દૅમપર બંધ કરવા.

(૨૬) પ્રાઇમીંગ થાય તે છતાં પાણી સ્તીમ પાઇપમાં જઈ શકે નહીં તેને માટે બૉઇલરમાં સ્તૉપ વાલ્વની બરાબર હેઠે એક પાઇપ

આડી જડી લીધેલી હોયછે, અને તેને ઉપલા ભાગમાં ગાલાઓ પાડેલા હોયછે. સ્તીમ તે ગાલાઓમાં થઇ તે પાઇપમાં જાયછે, અને ત્યાંથી પસાર થઇને સ્તૉપ વાલ્વમાં જાયછે. જે કાંઇ પાણીનો ભાગ સ્તીમની સાથે ઉપર ઊંચકાવા પાંમેછે, તે પાઇપ સાથે અઠડીને પાછો હેઠે પડી જાયછે, અને ફક્ત સ્તીમ ઉપર જવા પાંમેછે.

(૨૭) ચીમનીમાંથી ગરમ હવા ઉપર ચઢેછે, અને થંડી હવા હેઠે આવેછે, તે બેઉ સાથે મલવાથી એક ધુંધું કરતો અવાજ નીકલેછે, જેને દ્રાફ્ત કહેછે. ફરનેસ અને ઍશ પીતમાં પુરતી હવા જ્યારે આવતી નથી, ત્યારે એમ થાયછે. દૅમપર બંધ કરવાથી, અને ચુલાનાં બારણાં ઉંઘાડાં કરી નાંખવાથી એ અવાજ બંધ થાયછે.

(૨૮) કોલસામાંની ગૅસ કમબસશન ચેમબરમાં પુરતી હવા નહી મલવાને લીધે ચીમનીના તૉપ (મથાલાં) ઉપર જઇને સલગેછે, કારણ સલગવા પુરતી હવા તેને ત્યાં મલી શકેછે. તેથી એક ગેરફાએદો એ છે, કે ગરમી બહાર નકામી જવાથી કોલસો વધારે બલેછે.

(૨૯) એક ગરણીનાં આકારવાલી પાઇપ ચીમનીની અંદર તલીયાંમાં મુકેલી હોયછે, અને તેને એક પાઇપ જોડીને તે પાઈપને બૉઈલરમાં લાવવામાં આવેછે. જયારે બૉઇલરની સ્તીમ તે પાઇપમાંથી પસાર થાયછે, ત્યારે ચીમનીમાંની બધી હવા બહાર ધસડાઈ જાયછે, તેથી જોસબંધ ફરનેસની અને ઍશ પીતની અંદર હવા દાખલ થાયછે, તેથી બલતું જોરથી બલેછે.

(૩૦) તેસ્ત અથવા વૉતર ગેજ કૉક એવી રીતે ગોઠવેલા હોયછે, કે પહેલામાંથી ફક્ત પાણી જ નીકલે, બીજો ચાલુ બૉઇલરનાં પાણીની સપાટીપર હોયછે, અને ત્રીજો નીચામાં નીચી વૉતર લેવલ ઉપર હોયછે, એટલેકે કમબસશન ચેમબરનાં ઊંચામાં ઉંચા ભાગથી ૩ ઈંચ ઉપર.

(૩૧) એક વાલ્વ કે જેની ઉપર ગોલ લોખંડના વજન મુકેલાં હોય છે, અને જે સ્તીમનાં દબાણથી વજનોને ઉંચકીને ઉંઘડેછે તેને દેદ વેત સેફ્તી વાલ્વ કરીને કહે છે. એવા સેફ્તી વાલ્વ પર કેટલા પાઉંદનું વજન મુકવું એ જો શોધી કાઢવું હોય, તો વાલ્વના એરીઆને દર સ્કુવેર ઈંચે (હવાના દબાણ ઉપરાંત) થતાં સ્તીમનાં દબાણે ગુણવા. જેમકે એક વાલ્વનો દાયમેતર જો ૪ ઈંચ હોય, તો તેનો એરીઆ ૧૨·૫ સ્કુવેર ઈંચ થશે, અને જો ૬૦ પાઉંદ વાલી સ્તીમનાં દબાણથી તે વાલ્વ ઉંઘડે એમ કરવું હોય તો તે વાલ્વની ઉપર ૧૨·૫×૬૦=૭૫૦ પાઉંદનું વજન મુકવું જોઈએ. વાલ્વની સીત એટલે (બેઠક) હંમેશાં પીતલની બનાવેલી હોયછે, કારણ લોખંડની જો હોય તો તે જલદીથી ખવાઇ જાયછે, તેમજ ચોંટી પણ જાયછે.

(૩૨) લૅાકઅપ સેફ્તી વાલ્વની ઉપરનું વજન વધાર્યા વગર તેને ઊંચકવાને અને ફેરવવાને માટે નીચલી ગોઠવણ રાખેલી હોયછે. વાલ્વની ઉપરનાં કવરમાં સ્પીંદલનો એક છેડો હોયછે, અને તે સ્પીંદલમાં એક ગાળો પાડેલો હોયછે, જે ગાળામાંથી તેમજ કવરમાંથી એક કૅાતર પસાર કીધેલો હોયછે. ગાળો એટલો લાંબો કાપેલો હોયછે કે તે કૅાતરની નીચલી કોર અને ગાળાની નીચલી કોર વચ્ચે પુરતી જગ્યા રહેછે, જેથી વાલ્વ પોતાની દાયમેતરના $\frac{1}{8}$ જેટલો વગર હરકતે ઉંચકાઇ શકેછે, તેમજ કૅાતરની ઉપલી કોર અને ગાળાની ઉપલી કોર વચ્ચે એક દોરા જેટલી જગ્યા રહેછે. ઉપર કહેલા કવરને બે હાથા જડેલા હોય છે જે પકડીને તે કવર ઉંચકી અથવા ફેરવી શંકાયછે. સ્પીંદલના ઉપલા છેડાની વચ્ચે અને કવરનાં મથાલાંની વચ્ચે વાલ્વના દાયમેતરના $\frac{1}{8}$ જેટલી જગ્યા રાખેલી હોયછે.

(૩૩) એક સ્કુવેર ફુત ગ્રેત સરફેસે અરધો સ્કુવેર ઈંચ વાલ્વનો એરીઆ હોવો જોઇએ. જો સેફ્તી વાલ્વ એકદમ ઉંઘાડી નાખ્યો હોય, તો પ્રાઈમીંગ એટલા જોસથી થાય કે વખતે આખું બાઈ-

લરખી બગભગ ખાલી થઇ જાય. વાલ્વની ઉપરનાં વજન ઉંચ-કયા વગર પુરતા ખુલાસાથી સ્તીમ જે વખતે બહાર નીકળેછે તે વખતે વાલ્વ કેટલો ઉંચકાયછે, તે જો જાણવું હોય તો વાલ્વ ના દાયમેતરને બેવડો કરવો, અને પછી સ્તીમનાં દબાણ અને હવાનાં દબાણનો સરવાલો કરીને તેને ભાગવા. જેમકે, સેફતી વાલ્વનો દાયમેતર ૬ ઇંચછે, અને સ્તીમનું દબાણ ૬૦ પાઉંદ

છે તો $\frac{૬ \times ૨}{૬૦+૧૫}$ = ·૧૬ અથવા લગભગ $\frac{૩}{૧૬}$ ઇંચ વાલ્વ ઉંચકાશે.

સ્પ્રીંગ સેફતી વાલ્વના ફાયદા ઘણા છે. જો હાય પ્રેશયર હોય તો ભારી વજન મુકવો પડતો નથી, વાલ્વ ચોંટી જતો નથી, વહાણના ડોલવા છતાં સ્તીમ બહાર નીકલી જઈ શકતી નથી. અને એકંદરે બધા ભાગો હલકા હોયછે. ફકત એક ગેરફાએદે, કેટલીક વખતે જોવામાં આવેછે, તે એટલોજ છે કે જે વખતે વાલ્વ સઉથી વધારેમાં વધારે ઉંચકાછે તે વખતે સ્પ્રીંગના દબાવાથી કરીને પ્રેશયર થોડો વધેછે. આ ગેરફાયદો દુર કર-વાની રીત એ છે કે વાલ્વની ઉપર એક લીપ મુકેલો હોયછે, જેની ઉપર સ્તીમ સામું જોર કરેછે, અને સ્પ્રીંગના વધી ગયલા જોરને સમતોલ રાખેછે.

(૩૪) ગ્લાસ વૉતર ગેજ (પાણીની સીસી) બૉઇલરમાં કેટલું પાણી છે તે જોવાને માટે મુકેલો હોયછે. બે કૉક બૉઇલર પર જડીને તેની વચ્ચે એક કાચની નળી મુકવામાં આવેછે, અને હેઠેના કૉકને એક બીજો કૉક લગાડેલો હોયછે, જેને દ્રેન કૉક કહેછે, અને જેમાંથી નળીમાંનું પાણી બહાર કહાડી નાખી શકાયછે. તે કાચની નળી એવી રીતે મુકેલી હોયછે, કે તેનો હેઠેનો ભાગ કમબસશન ચેમબરનાં ઉંચામાં ઉંચા ભાગથી આસરે ત્રણ ઇંચિ ઉપર હોયછે, અને તેનો મધ્ય ભાગ તેથી નવ ઇંચ ઉપર હોય છે, એટલે કે આખી નળીનો જે ભાગ ખુલ્લો દેખાયછે તે એકં-

દર ૧૮ ઈંચ લાંબો હોયછે. કાચની નળી કેટલીક વખતે ભાગી જાયછે અને કેટલીક વખતે તેમાં પાણીમાંનો કચરો એકઠો થાય છે. જ્યારે નળી ભાગી જાયછે, ત્યારે બેઉ કૉકો બંધ કરી નાંખવામાં આવેછે, એટલે તેથી સ્ટીમ તેમજ પાણી બહાર આવી શકતું નથી, અને પછી ભાગેલી નળી કાહડી નાંખીને બીજી નળી બેસાડવામાં આવેછે. જ્યારે નળીમાં કચરો એકઠો થાયછે, ત્યારે હેઠેનો દ્રેન કૉક ઉઘાડવામાં આવેછે, જેથી કરીને સ્ટીમ અને પાણી જોસબંધ નળીમાંથી ધસડાઇને બહાર નીકળેછે, અને નળી સાફ થઈ જાયછે.

(૩૫) કેટલીક વખતે બૉઈલરનાં મથાલાં ઉપરથી એક નળી અને બૉઈલરનાં તળીયાં ઉપરથી બીજી નળી બહાર કાહડવા આવેછે, અને તે બેઉને જોડી નાંખીને તેની ઉપર ગ્લાસ ગેજ મુકવામાં આવેછે. એથી ફાયદો એટલોજ છે કે પાણી ગમે તેટલું ઉછળે તે છતાં ગેજ સ્થીર રહેછે અને પ્રાઇમીંગ થવા છતાંબી સ્ટીમ કૉકમાંથી પાણી આવી શકતું નથી.

(૩૬) સ્ટીમ ગેજ એક બૉઈલરમાં સ્ટીમનું દબાણ દેખાડવાને સારૂં મુકેલું ઘડીયાળરૂપી યંત્રછે. તેમાં એક સહેજ ગોળાઇ પર આવેલી જીની ત્યુબ હોયછે. તે ત્યુબનો એક છેડો બૉઈલરમાં ઉતરેલો હોય છે, અને બીજે છેડે એક લીવરની સાથે દાંતાવાળો કુવાદ્રંત (એક સરકલનો ચોથો ભાગ) જોડેલો હોયછે. તે કુવાદ્રંતના દાંતા ગેજના કાંટાની હેઠે જોડેલા એક ચક્રરના દાંતાની અંદર ફરેછે. જ્યારે સ્ટીમ નળીમાં પેવસ થાયછે, ત્યારે નળીને સીધી કરવાને સારૂ જોર કરેછે, અને તેથી લીવર કુવાદ્રંતને ખેંચીને ફેરવેછે, અને તેથી કાંટો ફરેછે. ગેજની હેઠે એક U આવા આકારવાલી ત્યુબ હોયછે, તેમાં પાણી ભેગું થાયછે, જેથી કરીને સ્ટીમની ગરમીથી ગેજને નુકસાન થતું નથી.

અને તે ત્યુબનો જે પગ બૉઇલરમાં દાખલ કીધેલો હોયછે, તે પગની ઉપર જેટલી ઉંચાઇ સુધી પાણી બીજા પગમાં ચઢી શકેછે

તેટલી ઉંચાઈએ એક દ્રેન કૉક બેસાડેલો હોયછે, જેથી કરીને તે કૉક ઊંઘાડવાથી બેઉ પગોમાં પાણી સરખી ઉંચાઇએ રહેછે, કારણ જો બીજા પગમાં વધારે ઉંચાઈ પર રહે તો તેથી ગેજ વત્તું દબાણ દેખાડેછે.

(૩૭) સ્તીમ ગેજ હવાના દબાણની ઉપરાંતનું દબાણ ફક્ત દેખાડેછે. જો એકંદર દબાણ કેટલું છે તે જાણવું હોય, તો સ્તીમ ગેજનાં દબાણમાં બૅરોમીતરપર થતું દબાણ ઉમેરવું, જે ઘણું ખરૂં ૧૪·૭ પાઉંદ જેટલું હોયછે.

(૩૮) બૉઈલરની અંદરનાં ભાગ અને ત્યુબોપર ખાર ચઢેછે તે ઘણું કરીને સ્કમ કૉક અને બ્લો ઑફ્ કૉકનો પુરતો ઉપ્યોગ કીધાથી બહાર કાહડી નાંખી શકાએછે. દરીઆનાં પાણીમાં ખાર ૧/૩૨ અથવા ગેલને પાંચ આઊંસ જેટલો હોયછે. બૉઇલરમાં વધારેમાં વધારે ખાર ૨/૩૨ અથવા ૧૦ આઊંસ જેટલો ગેલને હોય તો અડચણ નહી; વધારે થવો નહી જોઈએ. જો ખાર ૩/૩૨ અથવા ૪/૩૨ જેટલો બૉઇલરમાં કંઈ કારણથી વધી પડે,તો ઘણીજ સંભાળ રાખવાથી અને સ્કમ કૉક ઉંઘાડવાથી બૉઈલરને નુકસાન થતું બચે ખરૂં, પણ કોલસાનો મોટો ભાગ નકામો બાળવો પડે.

(૩૯) બૉઈલરનાં પાણીમાં ખાર કેટલી હદ સુધી સમાએલો છે, તે તપાસવાને માટે એક યંત્ર રાખેલું હોયછે, જેને સેલીનોમીતર કરીને કહેછે.

બૉઇલરમાં પાણીના ઉકળવાથી જે મેલ અને ખાર પરપોટાની સાથે પાણીની સપાટીપર તરી આવેછે તેને બહાર કાહડી નાંખવાને માટે જે કૉક વપરાએછે તેને સ્કમ કૉક કહેછે. જેટલી ઉંચાઇ પર બૉઇલરમાં પાણી હંમેશાં રહેછે તેનેથી જરાક હેઠે એક લાંબો પાઇપ બૉઇલરને એક છેડેથી બીજે છેડે સુધી મુકેલો હોયછે, જેનો ઉપરનો ભાગ આખી લંબાઈ સુધી એક પનાલના આકાર વાલો બનાવેલો હોયછે, અને તેમાં કાંણાં પાડેલાં હોયછે. એ પાઇપનો એક છેડો બૉઇલરમાંથી બહાર કાહડીને તેની ઉપર સ્કમ કૉક

લગાડેલો હોયછે. જ્યારે કૅાક ઉઘાડવામાં આવેછે, ત્યારે બૉઈલરની સપાટી પરનું પાણી પાઈપમાંથી બહાર ધસી આવેછે, અને પાણીની ઉપરનાં મેલ અને ખારના પરપોટાને સાથે ઘસડી કાહડેછે. ફરનેસનું તાપ, ત્યુબ પ્લેતો, કમબસશન ચેમબર વગેરે બીજા બૉઇલરના અંદરનાં ભાગોપર જે ખારની પોપરી બંધાએછે તેને સ્કેલ કહેછે. એ પોપરીને છીણી અને હથોડી વતે ઠોકીને કાહડી નાખવામાં આવેછે. સ્કમ કૅાક અને બ્લો ઑાફ કૅાકનો પુરતો ઉપ્યોગ કીધાથી એ પોપરી બંધાતી અટકેછે; જ્યારે ખારનું પડ ઘણુંજ જાડું બંધાએછે, ત્યારે કોલસાની ગરમી પાણીને લાગી શકતી નથી, અને તેથી બૉઇલરની પ્લેતો બળી જાયછે, ત્યુબો ગળવા માંડેછે, અને કેટલીક વખતે ફરનેસ દબાઇને બેસી જાયછે.

(૪૦) સેલીનોમીતર એક કાચનું અથવા ધાતુનું પાણીનો ખાર માપવાનું યંત્ર છે. તે એક વજનવાલો ગોળો અને નીશાણીઓ કીધેલી એક નલીનું બનેલું હોયછે, અને તે પાણીમાં વધારે ઓછું તરવાથી પાણીનો ખાર દેખાડેછે. ઘણાખરા સેલીનોમીતર પર એવી રીતે ભાગ પાડેલા હોયછે, કે દરેક ભાગ એક ગેલને પાંચ આંઉસ ખાર દેખાડેછે.

(૪૧) એક ચોક્કસ સેલીનોમીતર જેટલી ગરમીવાલા પાણીને માટે બનાવવામાં આવ્યું હોય, તેટલીજ ગરમીવાલાં પાણીમાં તેને મુકીને ખાર તપાસી જોવો. જો પાણીની ગરમી વધારે ઓછી હશે તો ગણત્રીમાં ફેર માલમ પડશે. જેટલી ગરમીવાલાં પાણીને માટે તે બનાવેલું હોયછે, તેટલી દીગરી તેની ઉપર લખેલી હોયછે.

(૪૨) જો બૉઇલરમાં ત્યુબ ફાટી ગઇ હોય અને તેથી ગળતું પાણી બંધ કરવું હોય તો બે નરમ લાકડાના બુચ લેવા અને જે ત્યુબ ફાટી ગઈ હોય તેમાં તે બે બુચ મારવા; તે એવી રીતે કે તેમાંનો એક બુચ ફાટને એક છેડે રહે, બીજો બીજે છેડે રહે, અને ફાટ બેઉની વચ્ચે રહે. ત્યુબની ફાટમાંથી ગળતું પાણી

તે બેઉ બુચોને લાગવાથી તે કદમાં ફુલીને ત્યુબમાં મજબુત ચોંટી બેસશે, અને એવી રીતે પાણી ગળતું બંધ થશે. પણ જો બૉઇલરમાં સ્તીમનું દબાણ વધારે હોય તો બે બુચ જુદા જુદા મારવા નહી, કારણ તે સ્તીમના દબાણથી ખસી જાય. માટે એક લાકડાનો ગોળ બુચ લઇને તેને વચમાંથી જરા છોલીને તેનો વચલો ભાગ નાનો કરવો, અને બેઉ છેડા ત્યુબમાં પેસી શકે એટલા મોટા રાખવા. પછી તે બુચ ત્યુબમાં દાખલ કરવો, તે એવી રીતે કે ત્યુબમાંની ફાટ બેઉ છેડાની વચ્ચે આવી રહે.

(૪૩) ફાયર બાર્સમાંથી જે હવા બૉઇલરમાં જઇને કોલસાને સલગાવે છે, તે હવાને આવતી અટકાવવાને માટે દૅમપર રાખવામાં આવેછે. કેટલેક ઠેકાણે દૅમપર ચીમનીમાં મુકેલાં હોયછે. તે દરવાજાના જેવાં હોયછે, અને જ્યારે ઉંઘાડેલાં હોયછે, ત્યારે ધુમાડો, ગૅસ, ગરમ હવા તેમાંથી પસાર થઇને ચીમની તરફ જાયછે, અને ફાયર બાર્સમાંથી બહારની હવા બૉઇલરમાં દાખલ થાયછે. જો એનજીન ઉભું હોય અને સ્તીમ વધારે થતી અટકાવવી હોય, તેમજ જો પ્રાઇમીંગ થતું હોય, અથવા આગ ધીમી કરી નાખવી હોય તો દૅમપર બંધ કરવા જોઇએ. જ્યાં દૅમપર હોતાં નથી ત્યાં સ્મોક બૉક્સના દરવાજા અને ચુલાના દરવાજા ઉંઘાડીને હવા દાખલ કરવામાં આવેછે. પણ એ ઘણું નુકસાનકારક છે, કારણ ગરમ થયલી બૉઇલરની પ્લેતોને થંડી હવા એકદમ લાગવાથી તે તડકી જાયછે.

(૪૪) સીલીંદરનું પાણી બહાર કાહડી નાંખવાને સારૂં દ્રેન કૉક મુકેલા હોયછે. કનદેન્સીંગ ઇનજીનમાં એક વાલ્વ મુકેલો હોયછે, જે બહાર ઉંઘડેછે, અને જેમાંથી પાણી બહાર જાયછે, પણ હવા અંદર આવી શકતી નથી.

(૪૫) સીલીંદરનું પાણી બહાર નીકલી જવાને માટે એક સ્પ્રીંગ વાલ્વ સીલીંદર પર મુકેલો હોયછે, જેને સીલીંદર એસ્કેપ વાલ્વ કહે

છે. તે સ્પ્રીંગની ઉપર એક સ્ક્રુ હોયછે, જે ફેરવ્યાથી સ્પ્રીંગ લાંબી ટુંકી થાયછે, અને વત્તાં ઓછાં દબાણથી વાલ્વ ઉઘાડી શકાયછે. એ વાલ્વની ઉપર લોહોડાનું કવર હોયછે, જેથી સીલીંદરમાંનું પાણી બહાર ઉડી શકતું નથી. સીલીંદરમાં ભેગું થયલું અથવા પ્રાઈમીંગથી આવેલું પાણી એ વાલ્વને ઉંચકીને કવરમાં જાયછે, અને એવી રીતે સીલીંદરનાં કવરને ભાગી જતું અટકાવેછે.

(૪૬) કમપાઉંદ એનજીન એ એક એવી રીતે ગોઠવેલું એનજીન છે કે જેથી જો લો પ્રેશયર સ્તીમ વાપરીએ તો એનજીનના ભાગો જેટલા મોટા બનાવવા પડે તે કરતાં વધારે મોટા નહી બનાવતાં હાય પ્રેશયર સ્તીમ વાપરી શકાય. સઉથી સહેલામાં સહેલી ગોઠવણ એ છે કે તેમાં બે સીલીંદરો હોયછે, જેમાનું બીજું પહેલાં કરતાં લગલગ ત્રણ ઘણું મોટું હોયછે.

(૪૭) સ્તીમ બૉઈલરમાંથી હાય પ્રેશયર સીલીંદરમાં આવેછે, અને ત્યાં પોતાનું કામ કરી રહયા પછી રીસીવરમાં જાયછે. ત્યાંથી તે લો પ્રેશયર સીલીંદરમાં જાયછે, અને ત્યાં કામ કરી રહયા પછી કનદેન્સરમાં જાયછે. કેટલાએક કમપાઉંદ એનજીનમાં ચાર સીલીંદરો હોયછે, જેમાનાં બે નાનાં, મોટાનાં તૉપ ઉપર મુકેલાં હોયછે. તે બેઉને પીસતન રૉદ એકજ હોયછે, અને તેથી તે એનજીન ફકત બે ક્રેંકો વડે ચાલેછે. કેટલાક કમપાઉંદ એનજીનમાં ત્રણ સીલીંદરો હોયછે, એક હાય અને બે લો પ્રેશયર એવાં એનજીનોને ત્રણ ક્રેંકો હોયછે.

(૪૮) એનજીનને બંને બાજુએ આગળ તેમજ પાછળ ચલાવવાને માટે જે ગોઠવણ રાખેલી હોયછે, તેને લીંક મોશન કહેછે. સ્લાઈદ વાલ્વના સ્પીંદલના છેડા પર એક ટુકડો જડેલો હોયછે, જેમાંની પીન લીંકના ગાળામાં એક છેડેથી બીજે છેડે સુધી ફરી શકેછે. આ લીંકને બે છેડે બે એકસેંત્રીકના રૉદો જોડેલા હોયછે, જેમાંનો પહેલો એનજીનને આગળ ચલાવેછે, અને બીજો

પાછળ ચલાવેછે. જ્યારે લીંકને એક છેડે હટાડવામાં આવેછે, ત્યારે વાલ્વનો સ્પીંદલ જે એકસેંત્રીક રૉદની સાથે એકજ લીટીમાં હોયછે તે એકસેંત્રીક રૉદ વાલ્વને ઉંઘાડ ઢાંક કરેછે, અને બીજો ફકત લીંકના એક છેડાનેજ હીલવી શકેછે, પણ વાલ્વ પર તેની ચાલની કશી અસર થતી નથી. જ્યારે લીંકને બીજે છેડે હટાડવામાં આવેછે ત્યારે બીજો એકસેંત્રીક રૉદ વાલ્વને ચલાવેછે, અને પહેલો ફકત લીંકનેજ હીલવી શકેછે. સ્તીમને સ્ત્રોકના એક ચોક્કસ ભાગ ઉપર કત ઑફ કરી નાંખવાને માટે કેટલીએક વખતે જુદો સ્લાઇદ વાલ્વ રાખેલો હોય છે, તેને એકસપૅનશન વાલ્વ કહેછે. જો એનજીન ઉભું રાખવામાં આવ્યું હોય તે વખતે એ વાલ્વ બંધ થયો હોય, તો ચલાવવાની અગાઉ વાલ્વને પહેલાં જીઅરમાંથી બહાર કાહડીને, ખસાડીને ઉંઘાડવો જોઈએ; એનજીન જો ઉલટું ચલાવવું હોય તો વાલ્વ જ્યાં હોય તેની સાંમી બાજુએ ખસાડી લેવો.

(૪૯) સ્લાઈદ વાલ્વની પીઠ ઉપર જે સ્તીમનો પ્રેશયર પડેછે, તે ઓછો કીધાથી સ્લાઈદ વાલ્વ સહેલાઈથી ફરી શકેછે. સ્લાઇદ વાલ્વની પછવાડે એક પીતલની રીંગ બેસાડવામાં આવેછે, અને તે રીંગની અંદરની જગાને વેકયુમની સાથે નળીથી કરીને જોડી લીધામાં આવેછે. એમ કીધાથી તેમાં વેકયુમ થાયછે, અને તેથી વાલ્વપર પડતું દબાણ ઘણે દરજજે ઓછું થાયછે.

(૫૦) કેટલેક ઠેકાણે એનજીનને આગળ તેમજ પાછળ ચલાવવાને માટે લીંક મોશન મુકવામાં આવતી નથી, પણ બીજી ગોઠવણ રાખેલી હોયછે, જેને લુસ (ઢીલી) એકસેંત્રીક કહેછે. એનજીનનો એકસેંત્રીક, શૅફતની ઉપર જડી લીધેલો હોતો નથી, પણ ઢીલો ફરી શકેછે; અને તેને તદન ગોળ ફરતો અટકાવવાને માટે શૅફતની ઉપર બે અટકાવ જડેલા હોયછે, જે એકસેંત્રીક ઉપર જડેલા અટકાવને અઠડેછે, અને તેથી જ્યારે શૅફત ફરેછે ત્યારે સાથે એકસેંત્રીક પણ ફરવા માંડેછે. એનજીનને જ્યારે ઉલટું ચલાવવું

હોયછે, ત્યારે એકસેંત્રીક રૅાદને જીઅરમાંથી બહાર કાહડી નાંખવામાં આવેછે, અને સ્લાઈદ વાલ્વને લીવરોની મદદથી જ્યાં ખસાડવો જોઈતો હોય ત્યાં ખસાડવામાં આવેછે. એનજીન ચાલવા માંડેછે, અને જ્યારે શૅફ્તની ઉપરનો અટકાવ એકસેંત્રીકના અટકાવને આવીને અઠડેછે, ત્યારે એકસેંત્રીક પણ ફરવા માંડેછે; પછી રૅાદને પાછો જીઅરમાં નાંખી દીધામાં આવેછે. જ્યારે એનજીનને પાછું ફેરવીને ચલાવવું હોય, ત્યારે એથી ઉલટું કરવામાં આવેછે. એનજીનનાં એક સ્ત્રોકમાં એકસેંત્રીક રૅાદ જેટલો ચાલેછે, તેને એકસેંત્રીક રૅાદની ત્રૅવલ (ચાલ) કહેછે. જો શીવ શૅફ્તની બહાર કાહડી લીધેલી હોય તો શીવના સેંતર અને શૅફ્તનાં સેંતરની વચ્ચેનો તફાવત માપવો, અને પછી તેને બેએ ગુણવાં જે આવે તે સ્લાઈદની ત્રૅવલ સમજવી. પણ જો શીવ શૅફ્તની ઉપર જડેલી હોય તો શીવનો જાડામાં જાડો ભાગ માપવો, અને તેમાંથી શીવનો પાતલામાં પાતલો ભાગ બાદ કરવો. જે આવશે તે સ્લાઇદની ત્રૅવલ.

(૫૧) દબ્લ બીત વાલ્વ એ બે વાલ્વનો બનેલો હોયછે, અને સ્તીમ તે બેઉ વાલ્વની ઉપર સામસામું દબાણ કરીને વાલ્વને સમતોલ રાખેછે, અને તેથી તે વાલ્વ સહેલાઇથી ઉંચકી શકાએછે. મરીન બૅાઈલર પર તેને સેફ્તી વાલ્વ તરીકે વાપરતા નથી. તેનુ કારણ એ છે કે, તેમાં એકસ્પૅનશન વતું ઓછું થાયછે, અને તેથી તે તાઇત રહી શકતો નથી, અને સ્તીમ નકામી બહાર નીકલી જાયછે. તે કેટલીક વખતે સ્લાઇદ વાલ્વ તરીકે વપરાએછે; પણ મરીન એનજીનમાં તેને વાપરતા નથી કારણ ઘણી જડપ ઇનજીનની હોવાથી કરીને તે વાલ્વ જલદી ઘસાઈ જાયછે, અને તેની પર ઘણું ધ્યાન આપવું પડેછે.

(૫૨) સરફેસ કનદેન્સરની ત્યુબોની અંદર પાણીને ફેલાવવાને સારૂ જે પમ્પ હોયછે, તે પમ્પને સરક્યુલેતીંગ પમ્પ કહેછે. તે એક કનેક્તીંગ રૅાદની સાથે લીંકથી જોડેલા લીવરથી કરીને ચલાવવામાં

આવેછે. કેટલેક ઠેકાણે પાણી દાખલ કરીને ફેલાવવાને સારૂં જુદું એનજીન રાખવામાં આવેછે. ત્યુબમાંની હવા પમ્પથી કરીને બહાર નીકલી જાયછે, અને બહારના પાણીપર હવાનું દબાણ હોવાનાં સબબથી પાણી નલીઓમાં ચઢી આવેછે, અને સ્તીમને થંડી કરેછે.

(૫૩) કેટલીક વખતે સરકયુલેતીંગ પમ્પની ઉપર એક એર વાલ્વ (હવાનો વાલ્વ) મુકેલો હોયછે, જેથી કરીને હવા અંદર દાખલ થાયછે, અને પાણીથી પમ્પની ચાલને જે અટકાવ થાયછે તેને ઓછો કરેછે.

(૫૪) બકેત એર પમ્પ એક એર પમ્પછે જેની અંદર એક પીતલનો પીસતન હોયછે. તેના બકેતની અંદર નાંકાં હોયછે, જેમાંથી પાણી હેઠે જતા સ્ત્રોકની વખતે ઉપર આવેછે, અને તેમાં એક ઇંદીયા રબરનો વાલ્વ હોયછે. પમ્પ જયારે ઉપલો સ્ત્રોક મારે છે, ત્યારે કનદેન્સરમાંનું પાણી અને હવા વેકયુમ થવાના સબબથી પમ્પમાં ભરાએછે. પછી હેઠે જતા સ્ત્રોકની વખતે બકેતનો વાલ્વ ઊંચકેછે, અને બકેત પાણીને તળીએ જાયછે. પાછો પમ્પ ઉપલો સ્ત્રોક મારેછે, ત્યારે બકેત પાણીને ઊંચકેછે, અને હેદ વાલ્વમાંથી બહાર કાહડી નાંખેછે. એર પમ્પને ફુત વાલ્વ રાખ્યો હોય, તો તે વધારે ખાતરી પુર્વક કામ કરી શકેછે. ફુત વાલ્વ નહીં હોય તોબી એર પમ્પ કામ કરી શકે ખરો. પીસતન એર પમ્પ એ એક દબ્લ ઍકતીંગ પમ્પ છે, અને તેને બેઉ છેડે સકશન અને દીલીવરી વાલ્વ હોયછે. તેનો પીસતન બદ હોયછે, અને તેમાં પાણી વેકયુમ થવાથી ધસડાઇને અંદર આવેછે, અને બીજે સ્ત્રોકે જોસબંધ બહાર કાહડી નાખવામાં આવેછે. પ્લંજર એર પમ્પમાં એક બદ પીસતન ચાલેછે, જેને પ્લંજર કરીને કહેછે.

(૫૫) દબ્લ ઍકતીંગ પમ્પને ઘણું કરીને બદ પીસતન હોયછે, અને તેને એક છેડે સકશન વાલ્વ અને બીજે છેડે દીલીવરી વાલ્વ

હોયછે. સકશન વાલ્વમાંથી પાણી પમ્પમાં આવેછે, અને દીલીવરી વાલ્વમાંથી પમ્પમાં આવેલું પાણી બહાર નીકલી જાયછે.

(૫૬) બદ પ્લંજરવાલા દબ્લ ઍકતીંગ એર પમ્પમાં ફુત અને દીલીવરી વાલ્વો હોવા જોઈએ. વરતીકલ અથવા ઉભા પમ્પમાં જો ફુત વાલ્વ હોય તો હેદ વાલ્વ વગર ચાલે, અને હેદ વાલ્વ હોય તો ફુત વાલ્વ વગર ચાલે; પણ એટલું ખરૂં કે એર પમ્પ કનદેન્સર કરતાં હેઠે મુકેલો હોવો જોઇએ.

(૫૭) જો પમ્પને ફુત વાલ્વ હોય, અને દીસચાર્જ વાલ્વ નહી હોય, અને એર પમ્પ રૅાદનો સ્તફીંગ બૅાક્સ પુરતો તાઇત નહીં હોવાથી હવા અંદર આવી શકતી હોય, તોપણ તેથી કાંઈ હરકત થશે નહી. કારણકે જો બકેત અને તેનો વાલ્વ સારી પેઠે તાઇત હોય, તો હવા તેમાંથી પસાર થઇ શકશે નહી, અને વેકયુમને કશી રીતે અડચણ કરશે નહી. તેમજ જો દીસચાર્જ વાલ્વ હોય, અને ફુત વાલ્વ નહી હોય, તોપણ હવા હેદ વાલ્વમાંથી પસાર થઇ શકશે નહી, અને હેઠે જતા સ્ત્રોકની વખતે એર પમ્પ બકેતની ઉપર અને હેઠેનું વેકયુમ કંઈ પણ રીતે ઓછું થઇ શકશે નહી.

(૫૮) એર પમ્પ પેત વાલ્વ હેદ વાલ્વની હેઠે મુકેલો હોયછે, અને તેમાંથી થોડી હવા દાખલ થાયછે, જેથી કરીને પમ્પ આચકા ખાધા વગર ચાલી શકેછે. જો એ વાલ્વ મુકેલો નહી હોય, તો જે જે વખતે પાણી બહાર નીકલે તે તે વખતે સખત આચકો પમ્પને લાગે.

(૫૯) હૅાત વેલનાં પાણીનો તેમપરેચર ૧૧૦ થી ૧૩૦ દીગરી સુધીમાં હોયછે. એથી વધારે તેમપરેચર રાખવો નહી, કારણ તેથી ઈંદીયા રબર વાલ્વ નરમ થઈ જાયછે, અને તેને વારે ઘડીએ બદલવો પડેછે. ઓછો તેમપરેચર રાખવાથી કોલસો વધારે બળેછે, કારણકે તેમ કરવાને સારૂં પાણીનો વધારે જથ્થો કનદેન્સરમાં લેવો પડેછે, અને તે વધારે જથ્થો બહાર કાહડી નાંખવાને

માટે પમ્પને (એટલે એનજીનને) વધારે કામ કરવું પડેછે, અને તે સીવાય ફીદનું પાણી વધારે થંડું હોવાને લીધે તેની સ્તીમ બનાવવાને સારૂ વધારે કોલસો જોઇએછે.

(૬૦) સરફેસ કનદેન્સરમાં સરક્યુલેતીંગ પમ્પ બીલ્જનું પાણી કનદેન્સરની ત્યુબમાંથી ખેંચેછે. સરક્યુલેતીંગ પમ્પની હેઠે એક વાલ્વ મુકેલો હોયછે, જે ફક્ત ઉપરજ ઉંઘડી શકેછે, એટલે પમ્પમાંથી પાણી પાછું હેઠે જઇ શકતું નથી.

(૬૧) ઇન્જેકશન કૉક લીવરથી ઉંઘાડ બંધ કરવામાં આવેછે. વેક્યુમ ગેજ અને કનદેન્સર જોઇને તે પ્રમાણે ઇન્જેકશન કૉક ઉંઘાડવો. જો ઓછો ઉંઘડે તો કનદેન્સર ગરમ થાય, પમ્પમાં પાણી ચઢે નહી, અને વેક્યુમ પણ પુરતું થાય નહી. જો ઘણો ઊંઘડે તો થંડું પાણી ઘણું અંદરજાય, વેક્યુમ પુરતું થાય, પણ પમ્પ પર નકામું જોર પડે, અને કોલસો વધારે બળે.

(૬૨) પમ્પના સેકશન વાલ્વની ઉપર પેત કૉક મુકવો જોઇએ, પણ તેમ હંમેશાં મુકતા નથી. એ કૉકથી કરીને પમ્પ બરાબર ચાલેછે કે નહીં તે એનજીનીયરને માલમ પડેછે, અને પમ્પમાં ભારી ધપકારા થતા નથી.

(૬૩) કનદેન્સરની ત્યુઓના છેડાઓને જડી લેવાની ઘણી એક રીતો છે. તેમાની ત્રણ મુખ્ય છેઃ—

પહેલી—ત્યુબના છેડાપર એક ખોલી મુકીને તેને ત્યુબની અંદર ઠોકી દીધામાં આવેછે, જેથી કરીને ત્યુબનું મોહોંડું જરા ઉંઘડેછે, અને પ્લેતની સાથે મજબુત ચોંટી બેસેછે.

બીજી—દરેક ત્યુબની આજુબાજુ એક સ્તફીંગ બૉકસ કીધેલો હોયછે, અને તેમાં સુતર અથવા રબરની રીંગ મુકીને (જેમ ગ્લાસ ગેજમાં કરવામાં આવેછે તેવી રીતે) ગ્લાંદને તાઈત કરી લીધામાં આવેછે.

ત્રીજી—જે વખતે સરફેસ કનદેન્સર પહેલ વહેલાં ઉપ્યોગમાં આવ્યા, તે વખતે નીચલી રીત કામે લગાડવામાં આવતી હતી.

